# વેદશાસ્ત્રાદિ વિદ્યા

એ ગ્રંથ ૧૭૪૦

## જુદાંજુદાં પુસ્તકોને આધારે

મથુરાદાસ લવજીએ

વિદ્વજ્જનો અને વિદ્યાભિલાષીઓને

ભેટ કરવા

રચ્યો

---

તે

મુંબઈ મધ્યે.

ગણપત કૃષ્ણાજીના છાપખાનાના માલીક

આત્મારામ કાન્હોબાએ છાપ્યો.

પ્રત ૧૦૦૦

સંવત ૧૯૩૪

# વેદશાસ્ત્રાદિ વિદ્યાસાર

એ ગ્રંથ

## જુદાંજુદાં પુસ્તકોને આધારે

## મથુરાદાસ લવજીએ

વિદ્વજ્જનો અને વિદ્યાભિલાષીઓને

ભેટ કરવા

રચ્યો

તે

મુંબઈ મધ્યે.

ગણપત કૃષ્ણાજીના છાપખાનાના માલીક

આત્મારામ કાન્હોબાએ છાપ્યો.

પ્રત ૧૦૦૦

સંવત ૧૯૩૫

# પ્રસ્તાવના.

ગુજરાતી, મરાઠી અને હિંદુસ્તાની ભાષામાં જુદી જુદી વિદ્યાઓ અનેક પુસ્તકો વાંચ્યાં. તેમાં આપણા પ્રાચીન ધર્મ, વિદ્યા તથા ઈતિ- સંબંધી જે ઉત્તમ અને સર્વ આર્યજનોને ગ્રહણ કરવાયોગ્ય વિચારો જોવામાં આવ્યા, તે એક સારસંગ્રહરૂપે મારા સ્વધર્મી મિત્રોની સેવામાં વાની મારી ઈચ્છા થઈ. તેથી આ ગ્રંથ મેં રચ્યો. આવો ગ્રંથ સંસ્કૃત ણનારા કોઈ પંડિતે રચ્યો હતે તો તે વધારે ઉપયોગી થતે. સંસ્કૃત ભાષા- ાં "સર્વદર્શનસંગ્રહ" વગેરે છે તે ગ્રંથોનો અભ્યાસ કરનારાને જુદા જુદા વષયનું જ્ઞાન સારીરીતે થઈ શકે છે.

આપણામાં જુદાંજુદાં શાસ્ત્રો જાણનાર પંડિતો પુષ્કળ છે. પરંતુ સર્વ શાસ્ત્ર જાણનાર પંડિતો મળવા દુર્લભ. જે શાસ્ત્રનો ગુરૂદ્વારા અભ્યાસ કર્યો હોય તે શાસ્ત્ર આવડી શકે. બ્રાહ્મણો શિવાય ક્ષત્રી વૈશ્ય વગેરેમાં શાસ્ત્રસંબંધી અભ્યાસ કરનાર કોઈ વિરલો નીકળશે. હાલના સમયમાં લોકોની વિદ્યાઉપર રૂચી વધેલી છે તેથી આગળ જાતાં આપણામાં વધારે પંડિતો નીકળશે એવી ઉમેદ રહેછે.

આ ગ્રંથમાં જે સંગ્રહ કર્યોછે તે પંડિતોને તથા વિદ્યાભિલાષી ગૃહસ્થોને ઘણો ઉપયોગી થશે એવા હેતુથી રચ્યોછે. આર્યધર્મનું મૂળ વેદની સંહિતા- ઓ છે. તે પછી યાજ્ઞવલ્ક્યાદિ રૂષિએ શતપથાદિ બ્રાહ્મણ ગ્રંથો રચ્યા. આશ્વલાયનાદિ રૂષિએ સૂત્રો રચ્યાં. તે શ્રૌત, ગૃહ્ય અને ધર્મ એ ત્રણ પ્રકા- રનાં છે. તે પછી મન્વાદિક રૂષિઓએ સ્મૃતિઓ રચી. પાણિનિ મુનિ- એ અષ્ટાધ્યાયી વ્યાકરણ રચ્યું. પતંજલિ મુનિએ તે ઉપર મહાભાષ્ય કર્યું. યાસ્કમુનિએ વૈદિક શબ્દો શોધી નિરૂકતાદિ કોશ રચ્યા. ગૌતમમુનિએ ન્યાયશાસ્ત્રનાં સૂત્ર રચ્યાં. વાત્સાયન રૂષિએ તેપર ભાષ્ય કર્યું. કણાદમુનિએ વૈશેષિકદર્શનનાં સૂત્ર રચ્યાં. કપિલમુનિએ સાંખ્યશાસ્ત્ર રચ્યું. પતંજલીએ યોગશાસ્ત્ર રચ્યું. જૈમિનીમુનિએ પૂર્વમીમાંસા રચ્યું. અને વ્યાસમુનિએ ત્તરમીમાંસા રચ્યું. એ પ્રમાણે રૂષિમુનિઓએ ધર્મની અને વિદ્યાની ાપના કરવાસારૂ નાના પ્રકારના ગ્રંથો રચી પોતાનું નામ અમર કીધું છે. રૂષિમુનિઓ કોણ હતા ? કયારે હતા તે વાત યથાસ્થિત આપણે જાણતા તોપણ આપણે તેમનાં પુસ્તકોથી તથા તેમનાં શ્રેષ્ઠ જ્ઞાનથી તેમને

ઓળખીએ છૈયે. તેમનું મન સંસારપર આસક્ત નોહોતું, તેમના અ
સારૂ મોટી કાલેજો સ્થાપેલી નોહોતી, તેમને વાસ્તે મોટા પગારદાર પ્ર
નોહોતા. તેઓને બુટ, સ્ટાકિંગ અને ડગલા પેહેરવા અને સુશોભિત
હાથમાં રખવા નોહોતી. એ રૂષીમુનિઓ નદીકીનારે પર્ણકુટીમાં રે
કંદમૂલથી પોતાનો અને પોતાના પોષ્ય વર્ગનો નિર્વાહ ચલાવતા. સ્વ
પણે નિર્લોભથી પરોપકાર નિમિત્તે ગ્રંથો રચતા. તેમણે એવા ઉત્તમ પ્રકાર
ગ્રંથો રચ્યા છે કે તેમની ફિલસુફી જોઈને યુરોપીયન પંડિતો તેમનાં વખા
કરેછે. આપણા પરોપકારી રૂષીમુનિઓએ જીવ ઈશ્વર તથા જગત સંબંધ
જે અમુલ્ય વિચાર પ્રગટ કર્યાછે તેનો અભ્યાસ વિદ્વાનોએ તથા ગૃહસ્થોએ
કરવો જોઈયે. એવા અભ્યાસથી ગૃહસ્થો ધર્મ, જ્ઞાન, નીતિ અને વ્યવહા-
રમાં કુશળ થશે. ઉપર કહેલા રૂષિમુનિઓના વખત પછી બૌદ્ધ અને
જૈન ધર્મીઓનું પ્રબળ થયું. તે કારણથી બૌદ્ધ અને મહાવીરસ્વામીનો
ઈતિહાસ ટુંકામાં દરસાવ્યોછે. બૌદ્ધ ધર્મ હિંદુસ્તાનમાં પસર્યો એટલુંજ
નહિ, પણ સીલોન, નેપાલ, બ્રહ્મદેશ, શ્યામ, ચીન, જપાન વગેરેમાં પ્રવર્ત્યો
અને તે અદ્યાપિ ત્યાં મનાયછે.

બૌદ્ધ અને જૈનધર્મથી જે હરકત પોંહોંચી હતી તેનું નિવારણ કરનાર શંકરાચાર્ય પ્રગટ થયા. તેમણે ભારે શ્રમ કરી પાછી વેદધર્મની સ્થાપના યથાસ્થિત કરી. તે વેળા ધર્મસંબંધી લડાઈઓ કરવાસારૂ અતીતોની જમાતો બાંધી. તે અતીતોએ ધર્મરક્ષણ કરવા અતિ શ્રમ કર્યો છે. તેમની ટુંકામાં વિગત આપી છે.

શંકરાચાર્ય પછી પુરાણ, નારદ પંચરાત્રાદિક તંત્રશાસ્ત્ર અને શાંડિલ્યસૂત્રને અનુસરી વૈષ્ણવ આચાર્ય થયા તેમણે મૂર્ત્તિપૂજા અને ભક્તિમાર્ગનું પ્રતિપાદન કર્યું. તેમના વંશજોએ પોતાના વડીલોને ઈશ્વર ઠરાવી કેટલાએક પોતે બાલ્યાવસ્થાથીજ ગુરૂપદ ધારણ કરી બેઠા. તેસારૂ વિષ્ણુસ્વામી, રામાનુજાચાર્ય અને વલ્લભાચાર્ય વગેરેનો ઈતિહાસ સંક્ષેપમાં લખ્યોછે. અને ભક્તિમાર્ગનું તાત્પર્ય સમજવાસારૂ શાંડિલ્યમુનિનાં એકસો સૂત્રોનું ભાષાંતર કર્યુંછે.

શૈવ તથા શાક્ત વગેરે મોટા સંપ્રદાયો ચાલેછે તેપણ મુખ્યત્વે પુરા
તથા તાંત્રિક ગ્રંથોને અનુસારે ચાલેછે. તંત્રશાસ્ત્રના કર્ત્તા મહાદેવ

નો સારાંશ સમજવાસારૂ લખ્યું છે અને શાક્તમતનું નિગમ-માં વરણન થયલું છે. તેસારૂ આમાં લખ્યું નથી.

આપણા પુરાણો શ્લોકબદ્ધ કવિતામાં કરેલાં છે. તેમાં જુદા જુદા રસ અલંકારરૂપે કથાઓ રચેલી છે. તેસારૂ રસ અને અલંકારવિષે લખેલું છે. તે સમજ્યાથી પુરાણની કથાનું તાત્પર્ય યથાસ્થિત સમજાશે.

આ મોટા શાસ્ત્રસંબંધી વિષયો લખ્યા છે. તેમાં કાંઈ ભૂલચુક થઈ ાય તો વાંચનારે ક્ષમા કરવી. જે ગૃહસ્થોના જોવામાં ભૂલ આવે તેઓ ૃપા કરી સૂચના કરશે તો મોટો આભાર માનવામાં આવશે. આ ગ્રંથ-ઉપર મેં ગ્રંથસ્વામિત્વ રાખ્યું નથી. એ ગ્રંથ વિદ્વજ્જનો અને વિદ્યાભિલાષો-ઓને ભેટ કરવાસારૂ મેં તૈયાર કર્યોછે. એ મારી ભેટપોથી ગૃહસ્થો અંગી-કાર કરશે એવી આશા રાખુંછું.

મથુરાદાસ લવજી.

# અનુક્રમણિકા.

# વેદ.

આર્ય લોકોના વિધિ નિષેધાત્મક, સર્વ ધર્મોનું મૂળ, સર્વ શાસ્ત્રનું આદિસ્થાન, સર્વ ઈતિહાસોનો આધાર, અને સર્વ સ્મૃતિઓનું આદિ કારણ એવા જે વેદ તેનું જ્ઞાન આર્ય લોકોને અવશ્ય હોવું જોઈએ. એ વિષે વિશેષ લખવાનું પ્રયોજન નથી. કારણ કે અમુક વાત કરવી અને અમુક વાત નકરવી એવું સમજીને જે આપણે પદેપદ આચરણ કરીએ, તેનું પ્રમાણ શું ? એમ પૂછતાંજ વેદ એવો ઉત્તર મળેછે.

વેદ અને શ્રુતિ એ બે નામ ઋગ્વેદાદિ સંહિતાઓના અર્થ ભેદથી થયાં છે કેમકે એક ( વિદ્ ) ધાતુ જ્ઞાનાર્થ છે, બીજો ( વિદ્ ) ધાતુ સત્તાર્થ છે, ત્રિજા ( વિદ્ ) નો લાભ એવો અર્થ થાય છે, અને ચોથા ( વિદ્ ) નો અર્થ વિચાર છે. એ ચાર ધાતુઓથી કરણ અને અધિકરણ કારકમાં ઘઞ્ પ્રત્યય કરવાથી વેદ શબ્દ સિદ્ધ થાય છે અને ( શ્રુ ) ધાતુ શ્રવણ અર્થમાં છે, એથી કરણ કારકમાં ક્તિન્ પ્રત્યયના હોવાથી શ્રુતિ શબ્દ સિદ્ધ થાય છે.

વેદના મુખ્ય ભાગ બે છે. સંહિતા અને બ્રાહ્મણ. ઋગ્વેદ સંહિતા, યજુર્વેદ સંહિતા, સામવેદ સંહિતા અને અથર્વવેદ સંહિતા, એ ચાર સંહિતાઓ પ્રસિદ્ધ છે. તેમાંથી સામવેદ સંહિતા પણ ઋગ્વેદ સંહિતા જે છે તે છે, એટલે જે ઋચાઓ ઋગ્વેદમાં આવેલી છે, તેજ સામવેદમાં લીધેલી છે. માત્ર ઋચાનો જે ક્રમ ઋગ્વેદ સંહિતામાં છે તે ક્રમથી સામવેદ સંહિતામાં ઋચાનો ક્રમ જુદો કરયો છે. અથર્વવેદમાં પણ ઋગ્વેદમાંથી ઘણો ભાગ આવેલો છે, કેવળ નવા હોય એવા મંત્ર ઘણા નથી. ઋગ્વેદ સંહિતા, સામવેદ સંહિતા, અને અથર્વવેદ સંહિતા એ ત્રણ સંહિતા વૃત્તબદ્ધ છે. યજુર્વેદ સંહિતા ઘણું કરીને ગદ્યરૂપ છે અને તેમાં પણ ઋગ્વેદ સંહિતામાંથી કાંઈ ભાગ આવતો નથી એવું નથી. તેમાં યજ્ઞ કરવાને ઉપયોગી થાય એવા વિષય છે. બીજા ત્રણ વેદો પ્રમાણે કેવળ સ્તુતિ રૂપ

એવો ભાગ જુદો છે, ત્યારે વેદોનું ખરૂં સ્વરૂપ શું છે તે સમજવાને ઋગ્વેદ સંહિતા સર્વોપરી છે.

દરેક સંહિતાનાં જુદાં જુદાં બ્રાહ્મણો છે. બ્રાહ્મણોમાં ઘણું કરીને યજ્ઞ કેમ કરવો તે કહેલું છે. કોઈ કોઈ ઠેકાણે સંહિતામાંથી મંત્ર લઈ તેના અર્થ કરેલા હોય છે અથવા મંત્રના સંબંધે કરી કંઈ ઈતિહાસ કહેલો હોય છે અથવા જુદા જુદા યજ્ઞોનાં ફળો કહેલાં હોય છે. કેટલેક ઠેકાણે આચાર વર્ણવેલા હોય છે. કયાંક કયાંક શબ્દનું નિર્વચન એટલે ઉત્પત્તિ કહી છે. એવી રીતે બ્રાહ્મણોનું સ્વરૂપ સંક્ષેપે કહ્યું, તે ઉપરથી બ્રાહ્મણો એટલે ટીકા સરખા ગ્રંથો છે, એવું દેખાઈ આવશે. કારણ તેમાં મૂળ સંહિતાના કેટલાંક પદોનો વિનિયોગ અથવા અર્થ, ટીકાની પેરે કરેલો હોય છે. ઋગ્વેદ સંહિતાનાં ઐતરેય તથા કૌષીતકી બ્રાહ્મણ પ્રસિદ્ધ છે; યજુર્વેદની જે કૃષ્ણ યજુર્વેદ નામે શાખા છે, તેનું એક તૈત્તિરીય બ્રાહ્મણ છે; શુકલ યજુર્વેદની વાજસનેયી સંહિતાનું શતપથ બ્રાહ્મણ છે; સામવેદનાં પ્રૌઢ અને અદ્ભુત બ્રાહ્મણ મુખ્ય છે અને એ શિવાય બીજાં આઠ છે; અને અથર્વ વેદનું ગોપથ નામે એક બ્રાહ્મણ પ્રસિદ્ધ છે.

સંહિતાના અર્થ સમજ્યા પછી બ્રાહ્મણ સમજવાને કઠિણ નથી. સંહિતાઓમાં પ્રથમ ઋગ્સંહિતા ગણાય છે, માટે એ વિષે અમે નિચે લખીએ છીએ.

## ઋગ્વેદ.

ઋગ્વેદની શાખા વિષે જુદા જુદા પંડિતોના જુદા જુદા વિચાર છે. ચરણવ્યૂહ નામના પુસ્તકમાં, શાકલા, બાષ્કલા, આશ્વલાયન, સાંખ્યાયન અને માંડુકાયન એવી રીતે પાંચ શાખા કહેલી છે. માનસ દીપિકામાં તુલસીદાસજીએ ઋગ્વેદની આઠ શાખાઓ લખેલી છે. તેનાં નામ—શાકલા, બાષ્કલા, ઐતરેય, બ્રાહ્મણારણ્ય, સાંખ્યાયની, માંડુકા, કૌષીતકીય, અને આરણ્ય. અને મુક્તિકોપનિષદમાં ઋગ્વેદની ૨૧ શાખાઓ લખેલી છે, પણ તેમાં તેનાં નામ લખેલાં નથી.

### આઠસ્થાન.

ચર્ચા, શ્રાવકે, ચર્ચક, શ્રવણીય પારે, ક્રમપારે, ક્રમપદ, ક્રમજટા, અને ક્રમદંડ. એ આઠ સ્થાન ઋગ્વેદ સંહિતાનાં છે તે વિષે અનુક્રમે કહું છું—ચર્ચા

એટલે અધ્યયને, અધ્યયન સંભળાવે તે શ્રાવકે, ચર્ચક એટલે શિષ્યે, વેદની સમાપ્તિ તે શ્રવણીયપારે, ક્રમપાર એટલે સંહિતો, સંહિતાનો પદચ્છેદ જે પદ નામથી વિખ્યાત છે તે ક્રમપદ, સંહિતાની જટા તે ક્રમજટા, સંહિતાના દંડ તે ક્રમદંડ. ક્રમપારાદિ ચાર પારાયણ છે. ૧૦૫૮૦ ઋચાની એક પારાયણ થાય છે. એક સંહિતાની અને બીજી પદની એ બેને પ્રકૃતિ પારાયણ કહે છે. એક જટાની અને બીજી દંડની એ બેએ વિકૃતિ પારાયણ કહેવાય છે. ક્રમે, જટા, માલા, શિખા, રેખા, ધ્વજ, દંડ, રથ, અને ઘને એ નવ વિકૃતિ કહેવાય છે ( કોઈ અષ્ટ વિકૃતિ પણ કહે છે ). એ નવ વિકૃતિનાં લક્ષણ.—સંહિતાનાં પદોને અનુલોમ વિલોમ ભણવા તે ક્રમે, બે પદોને કે ત્રણ પદોને આદિ અને અંતમાં અનુલોમ અને મધ્યમાં સંધિ સહિત વિલોમ ભણવા તે જટા, જટા કરીને તેનાં આગળનાં પદનો એકવાર ઉચ્ચાર કરીને ત્રણપદ સસંધિક વિલોમ ભણીને પછી અંતમાં ત્રણે પદ અનુલોમ ભણવાં તે ઘને ઈત્યાદિ. ઋગ્વેદના અધ્યાય ૬૪, મંડલ ૧૦ ( મંડલ એટલે ખંડ ), અષ્ટક ૮, વર્ગ ૨૦૦૬, સૂક્ત ૧૦૧૭, પદ ૧૫૩૭૯૨ અને ચરણવ્યૂહમાં ૧૫૩૫૦૦ પદ કહ્યાં છે.

ઋગ્વેદીઓનું અત્રિ ગોત્ર, બ્રહ્મા દેવતા, અને ગાયત્રી છંદ.
ઋગ્વેદનો ઉપવેદ આયુર્વેદ તે ચિકિત્સા શાસ્ત્ર.

---

# ઋગ્વેદનું આશ્વલાયન સૂત્ર.



આશ્વલાયનાચાર્ય શૌનક ઋષિનો શિષ્ય હતો. શૌનકે સર્વાનુક્રમ, ઋગ્વિધાન વગેરે વેદોના પરિશિષ્ટ ગ્રંથ કરયા. એ શૌનકના આશ્વલાયનાચાર્ય નામના શિષ્યે સોળ અધ્યાયનું સૂત્ર કીધું છે, તે માંહેના બાર અધ્યાયને શ્રૌત સૂત્ર કહેછે, અને ચાર અધ્યાયને ગૃહ્ય સૂત્ર અથવા સ્માર્ત સૂત્ર કહેછે. એ ષોડશ અધ્યાયાત્મક એકંદર સૂત્રને કલ્પસૂત્ર એમ પણ કહેછે, તે શ્રૌત સૂત્રમાં અગ્નિ હોત્રથી પૂર્વેના જે યાગો વેદમાં કહેલા છે, તેની પદ્ધતિ દેખાડી છે. અથવા ગૃહ્ય સૂત્રમાં જન્મથી મરણ પર્યંત

ગૃહસ્થોએ કયાં કયાં કર્મો ( સંસ્કાર ) કરવાં તેના પ્રયોગ બાંધેલા છે, એ ઉપરથી શ્રૌત અને ગૃહ્ય એ બંને સૂત્ર અગદી પૃથક છતાં શ્રૌત એ નામ ઉપરથી તે સૂત્રને વેદનો આધાર છે એવું સિદ્ધ થાય છે; પરંતુ ગૃહ્યને શ્રૌતના જેટલો વેદાધાર નથી, એટલા માટે તે શ્રૌતથી વેગળું કીધેલું છે, એમ દેખાય છે.

શિક્ષા, વ્યાકરણ, છંદ, જ્યોતિષ, નિરૂક્ત અને સૂત્ર એ છ વેદનાં અંગો છે, તેમાં વેદમંત્ર આવેછે તેથી તેનું માન મોટું છે. સૂત્રને સાધારણ રીતે કલ્પ એવું કહેવાનો પણ પાઠ છે. કલ્પમાં શ્રૌત, ધર્મ, અને ગૃહ્ય એવા ત્રણ વિભાગ છે, પરંતુ આશ્વલાયન સૂત્રના શ્રૌત અને ગૃહ્ય એવા બેજ ભાગ છે, પણ તેનું ધર્મ સૂત્ર ક્યાંએ દેખાતું નથી. આશ્વલાયન સૂત્ર ઋગ્વેદની આશ્વલાયન શાખા સંબંધી છે એવી કલ્પના છે. વેદોની ઘણી શાખા નષ્ટ થવાથી શાકલ શાખાંતર્ગત ઋગ્વેદી બ્રાહ્મણ એજ સૂત્ર લેછે. ગુજરાતમાં ઋગ્વેદની સાંખ્યાયન શાખા છે, ત્યાં સાંખ્યાયન નામનું સૂત્ર લેછે. સાંખ્યાયન સૂત્રનું પણ છ અધ્યાયનું સ્માર્ત સૂત્ર છે. એ પ્રમાણે એક ઋગ્વેદની આશ્વલાયન અને સાંખ્યાયન એ બે શાખા માત્ર ઉપલબ્ધ છે, અને એ બે સૂત્રો શિવાય ઋગ્વેદ ઉપર ત્રીજું સૂત્ર મળતું નથી. પૂર્વે ઋગ્વેદની શાકલ, બાષ્કલ, સાંખ્યાયન, આશ્વલાયન, અને માંડુકેય એ પાંચ શાખા હતી, એવું ચરણવ્યૂહ ગ્રંથમાં કહેલું છે. પ્રત્યેક શાખાને સંહિતા, બ્રાહ્મણ અને સૂત્ર હોય છે, તે પ્રમાણે પ્રસ્તુત શાખાના ઐતરેય અને શાકલ સંબંધી કૌષીતકી એવાં બે બ્રાહ્મણો ઉપલબ્ધ છતાં તેજ પ્રમાણે ઐતરેય અને કૌષીતકી એવાં બે ઉપનિષદ્ છે. એ પ્રમાણે એકનું મૂળ, એકનું મધ્ય, અને એકનું છેવટ એમ લેઈ શાખાબાંધીને બ્રાહ્મણ રહેલા દેખાય છે; એટલે શાકલ શાખીય બ્રાહ્મણો પોતાને માટે ઐતરેય બ્રાહ્મણ અને ઉપર લખ્યા પ્રમાણે આશ્વલાયન સૂત્ર લેછે, અને સાંખ્યાયન શાખાના બ્રાહ્મણો કૌષીતકી બ્રાહ્મણ અને સાંખ્યાયન સૂત્ર લેછે. સંહિતાની પણ એવીજ હાલત છતાં શાકલ અને સાંખ્યાયન એ બે શાખા માત્ર રહી. બાકીની આ પ્રાંતમાં જોવામાં આવતી નથી.

વેદમંત્રનો વિનિયોગ—પ્રથમ તો શ્રૌત કર્માર્થ બ્રાહ્મણ ગ્રંથમાં લખેલો છે, પરંતુ તે ગ્રંથ ઘણો વિસ્તીર્ણ હોવાથી અને પ્રયોગની પદ્ધતિ ટુંકામાં જાણવી એ હેતુથી સૂત્ર રચેલાં છે. ધર્મ સંબંધમાં શ્રુતિ અને સ્મૃતિનો

આધાર લેવાની જે ચાલ છે તે ઉપરથી જોતાં શ્રુતિ એટલે વેદાગ્રા ભણાવતા આવ્યા તે; અને સ્મૃતિ એટલે પૂર્વના સ્મરણે જે આચાર ચાલતો આવ્યો તે, એમ જણાય છે.

અજમાસે શાલીવાહન શકની પૂર્વે ૬૦૦ વર્ષના સમયમાં પ્રાકૃત ભાષામાં એટલે વેદભાષાથી કેટલે અંશે ફેરફાર વાળીભાષામાં સૂત્ર રચાયાં હશે. એ સમયમાં સૂત્ર રીતિએ ગ્રંથ લખવાની ચાલ પુષ્કળ પડેલી છતાં, આ કલ્પ સૂત્ર પ્રમાણેજ પ્રાતિશાખ્ય, સૂત્રો, નિદાન સૂત્રો, ષડ્દર્શન–સૂત્રો, પ્રતિજ્ઞા સૂત્રો, અને વ્યાકરણ સૂત્ર વગેરે લખવાની ચાલ પડી હોય એવો તર્ક થાય છે.

આશ્વલાયનાચાર્યને ‘ભગવાન્’ પણ કહેવાની ચાલછે. પૂર્વે જે મોટા વૈદિક માર્ગ પ્રવર્ત્તક આચાર્ય થયા તેને ‘ભગવાન્’ એવું શ્રેષ્ટત્વ દર્શક વિશેષણ દેવાની ચાલ છે. ‘ભગવાન્ બાદરાયણ’, ‘ભગવતા શંકરેણ’, ‘ભગવાન્ આશ્વલાયન’ ઈત્યાદિ વાકયો મળે છે. આશ્વલાયન સૂત્ર ઉપર નારાયણ વૃત્તિ નામે એક ટીકા ગ્રંથ છતાં, જયંત અને દેવત્રાત એનાં પણ ભાષ્યો છે; અને એ શિવાય કુમારિલ ભટ્ટની કારિકા પણ છે. એ કારિકામાં સૂત્રોક્ત રીતિ તદન બદલી નાંખી, અને કુમારિલ પેહેલાં પણ જે પ્રયોગકાર થયા તેણે પણ પિષ્ટપશુ યુક્ત પ્રયોગ લખ્યા. એટલા માટે હમણાં ગૃહસ્થનાં ( ગૃહ્ય ) કર્મ અહિંસક થાય છે. શ્રૌત કર્મ શિવાય હિંસાનામે રહેલી નથી, પરંતુ મૂલના જે સૂત્ર છે તે તેજ પ્રમાણે ફેર બદલ ન કરતાં દાખલા માટે બ્રાહ્મણોએ સ્વાધ્યાયમાં માત્ર રાખી મૂકયાં છે. કુમારિલ ભટ્ટ એ શંકરાચાર્ય પેહેલાં સુમારે ૩૦૦ વર્ષ એટલે શાલીવાહન શક ૫૦૦ ના સુમારમાં થયા હોય એમ અજમાસ થાય છે.

સૂત્રની એક ગૃહ્ય પરિશિષ્ટ નામે નાની પુરવણી આધુનિક કોઈએ રચેલી છે એવો ઘણાનો મતછે. એ પ્રમાણે એક બહ્વૃચ અને સાંખ્યાયન એવાં બે પરિશિષ્ટો છે.

પેહેલાં સૂત્ર થયાં એવું અનુમાન થાય છે, અને તેજ સૂત્રમાંથી ધર્મ સૂત્રોની છંદો બદ્ધ સ્મૃતિ થઈ. એ પ્રમાણે વેદ મંત્રનો વિનિયોગ થયો. અને તે વિષયની દંતકથા અને આખ્યાયિકા જે ચાલતી હતી, તે પ્રથમ બ્રાહ્મણ ગ્રંથમાં લખાઈ ગઈ અને તે પછી વેદ મંત્રોમાંથી ઋષિયોએ સૂક્તો પ્રગટ કર્યાં, પછી કંઈ કાલે તેને મંત્રત્વ આવ્યું, અને તે પછી બ્રાહ્મણ

ગ્રંથ થયા, એવી પરંપરા જણાય છે. કારણ, બ્રાહ્મણમાં સૂક્તને મંત્ર એવું કહ્યું છે અને તેજ પ્રમાણે સૂત્રમાં પણ વેદ સૂક્તોને મંત્ર કહ્યા છે. ત્રિસુપર્ણ, બ્રહ્મમંત્ર, પ્રત્યંગિરા, શસ્ત્ર, વગેરેનાં પારિભાષિક નામો બ્રાહ્મણોમાં મળે છે, પરંતુ તેમાં ગૃહ્ય કર્મ કયાંએ મળતાં નથી. તે ઉપરથી તે કેવળ ગૃહ્ય સૂત્ર રચના કાળની રીતિ ભાતિને દેખાડનારાં છે, એમ કહેવું પડેછે; તોપણ ગ્રંથનો આરંભ આરણ્યક નામે જે બ્રાહ્મણ ભાગ છે, તેમાં કયાંક કયાંક દેખાય છે. બ્રાહ્મણો પણ વેદોનાં કર્મોપનિષદો અને આરણ્યક પણ વેદોનાં બ્રહ્મોપનિષદો છે એમ કહેવાયછે. તૈત્તિરીયારણ્યકના બીજા પ્રપાઠકમાં દશમાં અનુવાકમાં જે પાંચ મહાયજ્ઞ અને પિતૃમેધાધ્યાયનાં છઠ્ઠા પ્રપાઠકમાં અન્ત્યેષ્ટિ કર્મો પણ લખેલાં છે, તે આશ્વલાયને લીધેલાં છે, એવું તે બંને ગ્રંથમાંથી બારીકીથી જોતાં મળી આવશે. તેજ પ્રમાણે બ્રહ્મ પરિશિષ્ટ સંધ્યામાં નારાયણોપનિષત્‌માંથી જે મંત્ર લીધેલાછે તે મૂળ સૂત્રમાં નથી, એવું દેખાય છે, એ પણ ધ્યાનમાં રાખવું કે, સૂત્રોકત આચાર્ય તર્પણમાં આચાર્યો શિવાય, ગાર્ગી, સુલભા, વડવા, ઈત્યાદિ સ્ત્રીઓ પણ કહીછે. એ ઉપરથી સૂત્રોત્પત્તિ પેહેલાં તે આચાર્ય અને તે સ્ત્રીઓ આચાર્યા થઈઓ હતી એમ દેખાય છે.

સૂત્ર રચ્યાં તે સમયે આ દેશમાં વેદાદિકની મોટી ચર્ચા ચાલી હતી, પરંતુ વેદના ઉચ્ચારમાં ગડબડ થવા લાગી તેથી વેદની ભાષા સમજાય નહીં એવી થવાથી પ્રાકૃત ભાષાઓ વધવા લાગી. ત્યારે શિક્ષા અને પ્રાતિશાખ્ય થઈને વેદપાઠ સંરક્ષણાર્થે યત્ન ચાલુ થયા. તેમજ વેદના અક્ષરો બદલાય નહિ એટલા માટે પદપાઠ, ક્રમપાઠ, અને જટાપાઠ ઉપર કહ્યા પ્રમાણે કરવાની રીત પડી; અને નવાં વાક્યો પેસી ન જાય એટલા માટે અનુક્રમણિકા ભણાવવા મંડયા.

સૂત્રોમાં પ્રયોગ લખીને કર્મ કાળમાં જે મંત્ર બોલવાના છે તેની યાદી માત્ર આપેલી છે, તે પ્રમાણે તે મંત્ર બોલવાનો પ્રસ્તુત પરિપાઠ છે. તેજ પ્રમાણે સૂત્રમાં જેટલા મંત્રનો વિનિયોગ છે તે સર્વ મંત્રનો સંગ્રહ તે સંહિતા કહેવાય છે. એ મંત્ર સંહિતા મૂળ સંહિતાનો ત્રીજો અંશ થાશે. આશ્વલાયનાચાર્ય એ પોતાના સૂત્રમાં મૌંજીના સમયમાં યજ્ઞોપવીત (જનોઈ) પેહેરવાનું તદન લખતાજ નથી. એ ઉપરથી તે યજ્ઞ સમયમાં માત્ર પહેરવાનો વહિવટ હોય એવું જણાય છે. અને તેવું હોય તો યજ્ઞો-

પવીત પણ અન્વર્થ થાય છે. બહિર્દિશાના સમયમાં કાન ઉપર યજ્ઞોપવીત મૂકવાની ચાલ અદ્યાપિ છે. એ ઉપરથી તે નિત્ય ન હોય એવું દેખાય છે. હવે કદાચિત્ બીજી શાખામાંથી તે નિત્ય પેહેરવાનો વહિવટ હશે. પરંતુ આશ્વલાયન શાખામાં તે ચાલ નહોતી એ સ્પષ્ટ દેખાય છે. એજ પ્રમાણે લગ્ન અને મૌંજીના સમયમાં દેવ, દેવક વગેરે કર્મો હમણાના પ્રયોગોમાં લખેલાં જડે છે, તે સૂત્રમાં કયાંએ દાખલ કરેલ નથી. સૂત્રમાં શ્રાદ્ધાદિ કર્મ પણ ટુકાણમાં લખેલાં છે; પણ આધુનિક પ્રયોગકારોએજ તે ઘણાં વધારેલાં છે. માટે સૂત્રોક્ત કર્મનો સંક્ષેપ લોકોને દેખાય છે. પરંતુ વસ્તુતઃ સૂત્રોક્ત વિધિજ મૂળભૂત છે. આધુનિક પ્રયોગ એટલે લાંબા મંત્ર અને પૌરાણિક વાકયો લઈ વિસ્તૃત કરેલાં છે. એ શિવાય એવું પણ દેખાઈ આવશે કે સૂત્રોક્ત કર્મ પણ અગદી અલ્પ ખર્ચથી થનારાં પરંતુ આપણામાં અતિષય ખર્ચનાં ઠરેલાં જે લગ્ન મૌંજીનાં કાર્ય તે તો બેચાર રૂપિયામાં થાય એવું દેખાય છે. પરંતુ હમણાં તેમાં અનેક લોક રીતિના પેસવાથી તે કાર્ય અતિષય ખર્ચનાં થયાં છે.

મહાભાષ્ય ઉપર વ્યાખ્યા કરનાર કૈય્યટે બ્રહ્મ શબ્દનો અર્થ વેદ કહેલો છે. અને યથાશાસ્ત્ર વેદાધ્યયનથી પ્રાપ્ત થનારા ફળ સારૂ આચરવાનાં જે વૃત્ત તે વૃત્તરૂપ અર્થનો પણ તે શબ્દ દર્શક છે, એવું કહેલું છે. એ બેએ કરતાં તેનો વેદ એ પેહેલો અર્થ ખરો છે પરંતુ બીજો અર્થ વાસ્તવિક નથી. કંઈપણ ક્લિષ્ટ કલ્પના કાઢીને કેવળ નિર્વાહ કરવાની વૈય્યાકરણોની એ રીત છે. એમ કરવાનું કારણ સબ્રહ્મચારી શબ્દમાં વ્રત્ત શબ્દનો અર્થ સ્પષ્ટ છે. ત્યારે તેનો ઉચ્ચાર કરીને લોપ કહેવો, પરંતુ તે પાણિનીએ કર્યો નથી એ તેની ન્યૂનતા કાત્યાયન અને પતંજલિએ સ્પષ્ટ કીધી ત્યારે તેની ન્યૂનતા નથી, એવું દેખાડવા માટે કૈય્યટે પોતાનું બુદ્ધિ કૌશલ્ય દેખાડ્યું છે. કાત્યાયન અને પતંજલિ એ બ્રહ્મ શબ્દનો અર્થ વેદ એવો સ્પષ્ટ લખતા નથી, એ ખરૂં તથાપિ તેના શબ્દથી તે શબ્દ નિષ્પન્ન થાય છે. ( કારણ, 'સમાને બ્રહ્મણિ' એટલે એકજ બ્રહ્મમાં એવું કહ્યું છે. એ એકત્વ વેદની શાખામાંજ એટલે તેના જુદા જુદા સંપ્રદાયનેજ લાગુ થાય છે. )

નિઘંટ કરીને વૈદિક શબ્દ અને તેના અર્થનો એક પ્રસિદ્ધ કોશ છે, તેમાં બ્રહ્મ શબ્દ બે વાર મળે છે. ( ૩, ૭ ) એકવાર 'અન્ન' એ અર્થમાં છે અને બીજો 'સંપત્તિ' એ અર્થમાં છે. પરંતુ સંહિતાની જે ઋચામાં

તે મળે છે, તેમાં એમ્મે માંહેલો એક પણ અર્થ મળતો નથી. સાયનાચાર્યને પણ એ અડચણ પડી તેથી તેણે જુદા જુદા પ્રકારના અર્થ કર્યા. ઘણું કરીને સ્તોત્ર એ અર્થ ઘણે ઠેકાણે કર્યો. વેદ માંહેલા બ્રહ્મ શબ્દ ઘટિત કેટલાંક વાકય આહીં લખું છું. (ઋ. ૭, ૨૨, ૯) 'येचपूर्वेऋषयोयेचनूत्ना इंद्र ब्रह्माणिजनयंतविप्राः, અર્થ હે ઇંદ્ર, પ્રાચીન અને અર્વાચીન એવા જ્ઞાની ઋષિયે બ્રહ્મો ઉત્પન્ન કીધાછે. સાયનાચાર્ય એ ઠેકાણે બ્રહ્મ એટલે સ્તોત્ર કહેછે. આ અર્થ કેવળ સંદર્ભ ઉપરથીજ અનુમાનથી કાઢેલોછે એમ જણાય છે. 'उदुब्रह्माण्यैरत' (૭, ૨૩, ૧) એટલે બ્રહ્મ ઉંચું કરો. એ સૂક્તમાં બ્રહ્મ એટલે સ્તોત્ર અને અવદાન એવું સાયનાચાર્ય કહેછે. 'ब्रह्म देवदत्तंगायत' (૧, ૩૭, ૪) એટલે દેવોએ આપેલું બ્રહ્મગા એ સૂક્તમાં સાયનાચાર્ય નિઘંટ માંહેલા અર્થને અનુસરેલો છે. તેની વ્યાખ્યા—હવિર્ભાગનું સ્તવન કરો. યુરોપ ખંડમાના સંસ્કૃત વિદ્વાન લોક પણ બ્રહ્મ શબ્દનો અર્થ 'સ્તોત્ર' 'પ્રાર્થના' એમ સામાન્યતઃ માને છે, પરંતુ મને એ અર્થવિષે સંષય છે. તેનો અર્થ કેવળ સ્તોત્રના કરતાં ખચીત અધિકછે.

સર્વ વિશ્વનો વ્યાપક આત્મા એજ પ્રાયઃ બ્રહ્મ શબ્દનો પ્રથમ લાક્ષણિક અર્થ હતો, એવું ઉપનિષત્‌ના વાકય ઉપરથી સમજાયછે. પ્રાણને બ્રહ્મ કહેલ છે એવું વારંવાર મળેછે અને તે પ્રાણ એકજ છે ત્યારે તે પ્રાણમાંથી સઘળા વિશ્વનો વ્યાપક જે પ્રાણ તે સમજવો એ સ્પષ્ટ છે. એ પ્રાણરૂપ શક્તિ સર્વત્ર અનુદૂભૂત છે.

બ્રહ્મ અને બ્રહ્મદેવ એ બેમાં ફરક છે. બ્રહ્મ એટલે સર્વ વિશ્વના પ્રાણરૂપ વ્યાપક તત્વ અને બ્રહ્મદેવ એટલે તે તત્વની કાલ્પનિક મૂર્તિ છે.

## વેદ શાસ્ત્ર પ્રતિપાદીત ઈશ્વર.

પરમેશ્વર નેત્રાદિક ઇંદ્રિયોથી કળ્યામાં આવતો નથી પણ જ્ઞાની પુરૂષોના જ્ઞાનથી કળ્યામાં આવેછે, માટે તેને અતીંદ્રિય અને જ્ઞાન ગમ્ય એવું કહેછે. પરમેશ્વરના ગુણનોપાર કોઈ પામી શકતું નથી માટે તેને અપાર ગુણનિધિ કહેછે. પરમેશ્વર સ્ત્રી, પુરૂષ કે નપુંસક એ ત્રણેમાં એકે નથી, પણ એથી કાંઈ અદ્દ્ભુત છે, માટે તેને ન સ્ત્રી, ન પુરૂષ, ન નપુંસક, એવું કહેછે. આત્રણે લીંગમાનું એકે લીંગ મરમેશ્વરને જે ઠરાવે તે વેદથી ઉલટા જાણવા પરમેશ્વરમાં અસંખ્યાત કલ્યાણકારી ગુણ ભરેલા છે, માટે એને અનંત

કલ્યાણ ગુણાકર એવું કહેછે. પરમેશ્વરને ભુખ, તરશ, શોક, મોહ, ઘરડપણું અને મરવું એ છ ઊર્મિઓ નથી, માટે એને છ ઊર્મિરહિત એવું કહેછે. એ કોઈનાં પકવાન ધરાવેલાં જમતો નથી, થંડા પાણી પીતો નથી, કોઈ પદાર્થ વિનાશ પામે તો તેનો શોક કરતો નથી, અને કંઈ સારૂં દેખે તો તે ઉપર મોહ નથી, તથા એ ઘરડો થઈને મરતો નથી. એ પરમેશ્વર કોઈ કાળે જન્મ ધરતો નથી, માટે એને અજન્મા કહેછે. પરમેશ્વરમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ અંતઃકરણના વિકાર નથી, એટલા માટે એ સ્ત્રીઓ સાથે વિહાર કરવા ઈચ્છતો નથી. ઉત્પન્ન થવું, રહેવું, વધવું, બદલવું, ઘટવું, અને વિનાશ પામવું એ પદાર્થોના વિકાર પરમેશ્વરમાં નથી માટે તે નિર્વિકાર છે. એ પરમેશ્વરને કાન નથી, પણ સર્વનું એકે કાળે સાંભળેછે 'સશ્રુણોત્યકર્ણઃ' એવી શ્રુતિ છે. એને આંખો નથી, પણ એ સર્વને દેખેછે, 'અચક્ષુઃપશ્યતિ' એવી શ્રુતિ છે. જે જે માણસોમાં છે તે તે ઈશ્વરમાં નથી. ઈશ્વરમાં બહુ પ્રકારની અગણિત સિદ્ધિયો રહી છે, તેથી એ જેવું ધારે છે તેવું બની જાયછે; માટે એને સત્યસંકલ્પ કહેછે. સર્વ વસ્તુઓ પરમેશ્વરને આધારે છે. પરમેશ્વર પોતાની ધારણાશક્તિ અને આકર્ષણ શક્તિવડે અનંત કોટી બ્રહ્માંડોને ધારી રહ્યોછે, પણ પરમેશ્વર નિરાધાર છે. 'મૂલમનાધારમ્' એ શ્રુતિ છે. એ પરમેશ્વરે સર્વ પદાર્થો બનાવેલા છે, એ પદાર્થોથી પ્રથમ છે, ને એ કોઈનો બનાવેલો નથી, માટે તેને અકર્ત્તા એવું કહેછે, એટલે જેનો કર્ત્તા નથી તે અકર્ત્તા. પરમેશ્વર જોયામાં કોઈ કાળે નથી આવતો માટે અવ્યક્ત ને અદૃશ્ય કહેછે. તે સર્વ પદાર્થોથી જુદો રહેછે, માટે અસંગ એવું કહેછે. એ ઘરડો થઈને મરતો નથી માટે અજર અમર એવું કહેછે. તે કોઈ દિવસે જૂઠો વિચાર કરતો નથી, માટે નિર્વિકલ્પ કહેછે. તેને કોઈ વસ્તુનો પાશ લાગતો નથી, માટે નિરંજન કહેછે. વળી એ સર્વ પદાર્થથી છેલ્લો છે, માટે તે સર્વાતીત કહેવાય છે. પરમેશ્વર કોઈ પણ આ લોકના વિષય સુખની અપેક્ષા કરતો નથી, માટે નિત્યાનંદ, પૂર્ણાનંદ, સચ્ચીદાનંદ, અને આપ્ત કામ ઈત્યાદિ કહેછે. જેમ સૂરજ પોતે પ્રકાશવાળો છે, એવો પરમેશ્વર પણ સ્વયંપ્રકાશ છે. પરમેશ્વરને કાંઈ વિકાર લાગતો નથી, માટે અવ્યય નિર્વિકાર કહેછે. પરમેશ્વરમાં કાંઈ જૂઠ નથી, માટે સત્ય કહેછે.

પરમેશ્વરની કળાને કોઈ કળી શકતું નથી, માટે એને નિષ્કલ કહેછે. પરમેશ્વર સર્વથી મોટો છે, માટે તેને બ્રહ્મ કહેછે. પરમેશ્વર ત્રણે કાળેછે માટે એને નિત્ય કહેછે. પરમેશ્વર જ્ઞાનરૂપ છે માટે ચિન્મય કહેછે. પરમેશ્વરને સર્વ સમાન છે, કોઈ વત્તો ઓછો નથી માટે સમદૃક કહેછે. પરમેશ્વર સર્વેને જીવાડે છે માટે જીવન કહેછે. પરમેશ્વરની રચના કોઈના કળ્યામાં આવતી નથી માટે એની અચિંત્ય રચના કહેછે. એનામાં અપાર શિલ્પ નૈપુણ્ય ભરેલું છે. તે ઝીણાથી ઝીણો છે ને મોટાથી મોટો છે. પરમેશ્વરના કોઈ દી વિભાગ થતા નથી, માટે તે અખંડ કહેવાય છે. એ પરમેશ્વર કદાપિ જીવરૂપે થઈને કર્મફળ ભોગવતો નથી.

## વેદોની સંહિતા અને બ્રાહ્મણોમાં કહેલા દેવો.

વેદમાં જે દેવોની પ્રાર્થના કરી છે તે એક, અને જે દેવની હાલમાં પૂજાઅર્ચા કરેછે તેના કરતાં તે જુદા છે એ બીજી. એ વાત ઉપરથી એવી એક મોટી શંકા ઉત્પન્ન થાયછે કે, એ સર્વ દેવ સ્વતંત્ર અને અનાદિ કાળથી છે અથવા તે ઉત્પન્ન થએલા છે.

એ સર્વને સામાન્ય પણે લગાડેલો જે દેવ શબ્દ, તેનો અર્થ શું છે તેનોજ પ્રથમ વિચાર આપણે કરીએ. અવયવાર્થ જોતાં આ પ્રકાશવું એ અર્થ દિવ્ ધાતુથી થયો છે, એટલા માટે તેનો અર્થ પ્રકાશનાર અને આકાશસ્થ એવો છે. ઋગ્વેદ સંહિતામાં વિશેષણ રૂપે એ શબ્દ ઘણાક દેવોને લગાડેલો વારંવાર મળે છે. अग्नि ( यज्ञस्य देवमृत्विजं ) सविता ( चालक, उत्पादक ) એટલે સૂર્ય, અશ્વિન એટલે અશ્વિની કુમાર, ઉષસ્ એટલે પ્રાતઃકાળ, અદિતિ એટલે દેવ માતા, વાક્ એટલે વાચા, ત્વષ્ટા એટલે દેવોનો સુતાર, એ સર્વને તે લગાડેલો છે. કેટલીએક યજ્ઞીય ઋચામાં અથવા વાક્ય રૂપ મંત્રમાં દેવ એ અચેતન વસ્તુનું વિશેષણ કરયું છે; ઉદાહરણ, યજ્ઞમાં પ્રધાન દેવતાને અવદાન આપવા પેહેલાં કહેવાનું ‘ પ્રયાજ ’ અને પછીથી કહેવાનું ‘ અનુયાજ ’ બર્હિ એટલે યજ્ઞાસન, અથવા દ્વાર એટલે બાર, તેને દેવ એટલે દૈવીય એવું કહેલું છે. પૃથ્વીને દેવી, એટલે આકાશસ્થ એમ કહેલું છે, અને વિશેષતઃ ઉદકને દેવી એવું કહેલું છે ( આપો દેવી ). અધ્વર એટલે યજ્ઞ, ધી એટલે બુદ્ધિ, સુષ્ટુતિ એટલે કેટલાંક સૂત્રોનું પઠન. મન એટલે મનુષ્યનો આત્મા તેને પણ દેવ એટલે દૈવીય એવું કહેલું છે.

વેદમાં નામ રૂપે દેવ શબ્દનો પ્રયોગ હોય તો તેનો અર્થ મનુષ્યોથી શ્રેષ્ઠ એવા પ્રાણીઓનો એક ગણ છે, તેમાંનો પ્રાણી એવો છે.

વેદોમાં દેવ એકંદર તેત્રીશ છે, તેમાં નિરનિરાળા ગણ છે. ઐતરેય બ્રાહ્મણ ( ૨, ૧૮ ) એમાં ઉપર લખ્યા પ્રમાણે છે તે. વસુ ૮, રૂદ્ર ૧૧, આદિત્ય ૧૨, પ્રજાપતિ ૧ અને વષટ્કાર ૧ ( વૌષટ્ શબ્દ ) અવદાન દેવાના મંત્ર થઈ રહ્યાં એટલે આહૂતી અગ્નિમાં નાંખવાના સમયમાં બોલવાનો આ શબ્દ છે.

તેત્રીશ દેવોના બીજી રીતે વિભાગ, ઋગ્વેદ સંહિતાની ઋચા (૧,૧૩૯, ૧૧ ) येदेवासो दिव्येकादशस्थपृथिव्यामध्येकादशस्थ ॥ अप्सुक्षितो महिनैकादशस्थतेदेवासोयज्ञमिमंजुषध्वं ॥ છે તેમાં કરેલો છે, તેનો અર્થ હે એકાદશ દેવો ! જે તમે સ્વર્ગમાં છો, હે એકાદશ દેવો ! જે તમે પૃથ્વી ઉપરછો, હે એકાદશ દેવો ! જે તમે જલમાં છો તે આ યજ્ઞનું ગ્રહણ કરો.

દેવોની સંખ્યા સર્વત્ર તેત્રીશજ છે એવું નથી, ઐતરેય બ્રાહ્મણમાં તેત્રીશ દેવ "સોમપ" ( સોમ રસપીનાર ) અને તેત્રીશ "અસોમપ" ( સોમરસ ન પીનાર ) એવું કહેલું છે; તેમાંથી અસોમપ એટલે પ્રયાજ ૧૧, અનુયાજ ૧૧, અને ઉપયાજ ૧૧, એ થાય છે. તેમાં સમિધ, બર્હિ, યજ્ઞમંડપનાં દ્વારો ઈત્યાદિ દેવતા આવેછે. એ દેવતાઓ યજ્ઞ પશુથીજ સંતુષ્ટ થાયછે, તેને સોમની ક્ષુધા હોતી નથી; તેમાંના કેટલાક આજ્ય ( બકરીનું ઘી ) થીજ સંતુષ્ટ થાય છે, તેથી તેને "આજ્યપ" ( આજ્ય પીનાર ) કહેછે.

સોમપ અને અસોમપ મળીને છાસઠ એટલે તેત્રીશના બમણા દેવ થયા. હવે વિશ્વામિત્રના એક સૂક્તમાં ( ૩, ૯, ૯ ) અગ્નિની પૂજા કરનાર દેવ ૩,૩૩૯ કહેલા છે. ઋગ્વેદની સાંખ્યાયન નામે શાખા છે, ( તે દક્ષિણમાં નથી ગુજરાતમાં છે ) તેના શ્રૌત સૂત્રમાં (૮,૨૧) દેવ ૩૩૩૯ કહેલા છે; પણ તે ફક્ત વિશ્વેદેવ નામના ગણમાંહેલા કહ્યા છે. વિશ્વેદેવ એ શબ્દનો અર્થ સર્વ ઠેકાણે દેવ એવો છે ખરો, પરંતુ ઘણેક ઠેકાણે મરૂત્, રૂદ્ર, અંગિરસ, સાધ્ય, આપ્ત્ય, ઈત્યાદિ ગણમાંથી વિશ્વેદેવ નામના દેવનો ગણ તદન નિરાળો દેખાય છે.

દેવતામાં પણ મનુષ્યો પ્રમાણેજ જાતિ વિભાગ કરેલોછે, તેમાં બ્રાહ્મણ બે છે. અગ્નિ એ દેવોનો પુરોહિત અને બૃહસ્પતિ એ દેવોનો ગુરૂ, ક્ષત્રિય

એટલે રાજા, ઈંદ્ર, વરૂણ, યમ, મૃત્યુ, સોમ ( ચંદ્ર ), પર્જન્ય, રૂદ્ર અને ઈશાન ( શિવ ). વૈશ્ય એટલે કૃષિ કર્મ કરનાર–ગણેશ ( અષ્ટ ) વસુ, ( દ્વાદશ ) આદિત્ય, વિશ્વેદેવ અને મરૂત્. પૂષા ( એ ભરવાડની લગ્નસમયની પ્રાર્થના છે ) તે શૂદ્ર છે. ( ઐતરેય બ્રાહ્મણ, ૧૯, એજ ઉપરનાં સાયનાચાર્યનાં ભાષ્ય અને શતપથ બ્રાહ્મણ જોવાં ૧૪,૪,૨,૩૩ ).

પાછળ જે તેત્રીશ અને તેના કરતાં અધિક દેવ કહેલા છે, તેનાં ઉપનિષદો રચ્યાં તે વખતે એક દેવ ઉપર લાવી મૂક્યું છે. શુક્લ યજુર્વેદના ( ૫,૯ ) બૃહદારણ્યક ઉપનિષત્માં એ વિષય ઉપર મોટો ચમત્કારિક સંવાદ છે. શાકલ્ય ઋષિનો પુત્ર વિદગ્ધ એ યાજ્ઞવલ્ક્યને પૂછે છે કે, દેવ કેટલાછે? ઊત્તર–વૈશ્વદેવ શસ્ત્રના ( સોમયજ્ઞમાં સાયંકાળના હવનના વખતની એક પ્રાર્થના છે તેના ) નવેદમાં ( દેવોના નામના અને પદવીની યાદીમાં ) જેટલા કહેલા છે તેટલા, એટલે ૩૩૦૦.

વિદગ્ધ,—ઓંમ્ દેવ કેટલા છે?

યાજ્ઞવાલ્ક્ય,—તેત્રીશ.

વિ,—દેવ કેટલા છે?

યા,—છ.

વિ,—દેવ કેટલા છે?

યા,—ત્રણ.

વિ,—દેવ કેટલા છે?

યા,—બે.

વિ,—દેવ કેટલા છે?

યા,—દોઢ.

વિ,—દેવ કેટલા છે?

યા,—એકજ.

વિ,—ઓંમ્ આ ત્રણ હજાર ત્રણશે દેવ કોણ છે?

યા,—તેત્રીશ દેવમાં તે સર્વની શક્તિ છે.

વિ,—એ તેત્રીશ દેવ કોણ છે?

યા,—૮ વસુ, ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, એક ઈંદ્ર અને એક પ્રજાપતિ ( ઐતરેય બ્રાહ્મણમાંની યાદ પાછળ લખી છે, તેમાં ઈંદ્રને ઠેકાણે વષટ્કાર છે )

વિ,—૮ વસુ ક્યા છે ?

યા,—અગ્નિ, પૃથ્વી, વાયુ, હવા, સૂર્ય ( આદિત્ય ), આકાશ, ચંદ્ર, નક્ષત્ર; તેને વસુ કહેવાનું કારણ સર્વ દ્રવ્ય ( વસુ ) એમાંજ રાખ્યા છે.

વિ,—એકાદશ રૂદ્ર કયા છે ?

યા,—તે ૧૦ પ્રાણ અને અગ્યારમો આત્મા છે, તેને રૂદ્ર ( રડનાર, ગર્જના કરનાર ) કહેવાનું કારણ સચેતન શરીરનો ત્યાગ કરતી વખત રૂદન કરેછે ( સદા ચરણથી ઉત્પન્ન થનાર ફળોનો ઉપભોગ ખપી જવાથી શંકરાચાર્ય ).

વિદગ્ધ,—આદિત્ય કયા છે ?

યાજ્ઞવલ્કય,—એ આદિત્ય એટલે વર્ષના બાર મહિના, તેને આદિત્ય કહેવાનું કારણ સર્વે વિશ્વપ્રતિ પોતાની સાથે ( આદદાના ) લેઈ ( યાંતિ ) જાય છે.

વિ,—ઇંદ્ર અને પ્રજાપતિ કોણ છે ?

યા,—ઇંદ્ર એટલે સ્તનિત, અને પ્રજાપતિ એટલે યજ્ઞ.

વિ,—સ્તનિત અને યજ્ઞ એટલે શું. ?

યા,—સ્તનિત એટલે વિજળી અને યજ્ઞ એટલે પશુ.

વિ,—( તમે કહ્યા તે ) છ દેવ કયા છે ?

યા,—અગ્નિ, વાયુ, પૃથ્વી, હવા, સૂર્ય, અને આકાશ.

વિ,—ત્રણદેવ કયા છે ?

યા,—( ભૂર્, ભુવર્, અને સ્વર્ ) એ ત્રણ લોક, કારણ એ ત્રણ લોકમાં સર્વ દેવ રહે છે.

વિ,—( તમે કહ્યા તે ) બે દેવ કયા ?

યા,—અન્ન અને આયુષ્ય.

વિ,—દોઢ દેવ કયા ?

યા,—જે વાય છે તે ( વાયુ ).

વિ,—જે વાય છે તે એકજ છે છતાં તેને અધ્યર્ધ એટલે દોઢ કેમ કહે છે?

યા,—કારણ આ સઘળું વિશ્વ તેમાં આધ્નોંત્ એટલે વધ્યું.

વિદગ્ધ,—એક દેવતે કયો ?

યા,—તે પ્રાણ ત્યદ્ એટલે જે તે (ઉદ્દેશ્ય અને વિધેય એના સમુચ્ચયના વાચક ) એ શબ્દનો વાચ્ય જે બ્રહ્મ તે એજ છે.

એ પ્રમાણે આ ઠેકાણે યાજ્ઞવલ્કય નામના મહર્ષિએ સર્વના છેલું કારણત્વ બ્રહ્મને ઠેકાણે કહ્યું. સંહિતા અને બ્રાહ્મણમાં ઘણેક ઠેકાણે પ્રજાપતિ એજ મુખ્ય અધિષ્ટાન દેખાય છે. એ નામનો અર્થ 'પ્રજાનામ્' (સર્વ પ્રાણીનો) સ્વામી એવો છે. યજ્ઞના તેના અને વર્ષના તાદાત્મ્ય માનેલા હમેશાં મળે છે. બ્રાહ્મણ નામના ગ્રંથમાં એ પ્રજાપતિ સઘળા વિશ્વના અને વેદના નિર્માણ કરતા છે, એવું માનેલું છે. પુરાણ જે બ્રહ્મદેવનું મહત્વ છે તેજ પ્રજાપતિના ઘણા પ્રાચીન ભાગમાં છે. એ ઐતરેય બ્રાહ્મણનું વાકય (૫, ૨૨) એ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. તે વાકય ઘણા મહત્વનું છે, તે આગળ લખ્યું છે.—

"જીવ ઉત્પન્ન કરવા અને પોતાનાં રૂપો વધારવાં એવી ઈચ્છા પ્રજાપતિને થઈ, તે ઉપરથી તેણે પોતાની સર્વ પ્રાણ શક્તિનો સમુચ્ચય (અતિશયીત ઉષ્ણતાના સ્વરૂપે) કીધો, અને તેમ કરી તેણે (પોતાની મનઃ શક્તિએ) તપ કીધું, તેમાંથી ત્રણ તેજોમય પદાર્થ નિર્માણ થયા, પૃથ્વીથી અગ્નિ, અંતરિક્ષથી વાયુ અને આકાશમાંથી આદિત્ય. તેણે (તે ત્રણ તેજોમય પદાર્થ પોતાની મનઃ શક્તિએ) તપાવ્યા, તેથી ત્રણ વેદ ઉત્પન્ન થયા, અગ્નિથી ઋગ્વેદ, વાયુથી યજુર્વેદ, અને આદિત્યથી સામવેદ. તેણે ત્રણ વેદ તપાવ્યા, તેમાંથી ત્રણ પવિત્ર શબ્દ ઉત્પન્ન થયા. ઋગ્વેદમાંથી ભૂર્, યજુર્વેદમાંથી ભુવર્ અને સામવેદમાંથી સ્વર્. તેણે પાછા એ ત્રણ પવિત્ર શબ્દ તપાવ્યા, તેમાંથી અ, ઉ, મ્ એ ધ્વનિ નિર્માણ થયો; એને એકત્ર કરી ઑમ્ એ અક્ષર કીધા. એટલા માટેજ પુરોહિત ઑમ્ ઑમ્ એમ કહે છે. કારણ (એક) ઑમ્ સ્વર્લોક છે, અને (બીજો) ઑમ્ જે પોતાની કીરણથી તપે છે તે (આદિત્ય) છે.

પ્રજાપતિએ (જેને યજ્ઞમાલા એવું માને છે તેણે) યજ્ઞનો આરંભ કીધો, તેમાં તેણે ઋગ્વેદે હૌત્ર કીધું. યજુર્વેદે અધ્વર્યવ કીધા, અને સામવેદે ઉદ્ગાતૃત્વ કીધા. ત્રણ વેદોના જે સહજ સિદ્ધ વૈભવથી તેણે બ્રહ્મરૂપ તત્વ નિર્માણ કીધું."

આંહી બ્રહ્મ પ્રજાપતિએ નિર્માણ કીધો એવું કહેલું છે. ત્યારે તે અર્થમાં વિશ્વની ઉત્પત્તિનું ચરમ (છેલું) કારણ નથી, અને ઉપનિષદ્માં બ્રહ્માનું અને પુરાણમાં વિષ્ણુનું અને શિવનું જે મહત્વ છે તેજ બ્રાહ્મણ ગ્રંથમાં સર્વત્ર પ્રજાપતિનું મળે છે. દેવ એ પ્રજાપતિના અવયવ માનેલા છે,

( અથર્વણ વેદ ). ઐતરેય બ્રાહ્મણ ( ૫,૨૫ ) તેમાં ગૂઢ અર્થના બાર નામથી બાર પ્રજાપતિ ગણેલા છે, તે આવી રીતે, ( અન્નાદ દેહઃ ) એટલે અન્નભક્ષક, અન્નપત્ની, ( તનુઃ ) એટલે અન્નની પત્ની ઈત્યાદિ. આ ગૂઢાર્થક બાર નામનો અર્થ ઐતરેય બ્રાહ્મણ કર્ત્તાએ કહેલોછે. તે- ૧ અગ્નિ, ૨ આદિત્ય, ૩ સોમ, ૪ પશુ, ૫ વાયુ, ૬ મૃત્યુ, ૭ પૃથ્વી, ૮ આકાશ, ( પાછો ) ૯ અગ્નિ, ૧૦ આદિત્ય, ૧૧ મન અને ૧૨ સંવત્સર. ગૂઢાર્થક નામમાંથી જેનો મન એવો અર્થ કરેલો છે તે " અપૂર્વ " છે, તેનો અર્થ જેને પૂર્વ એટલે પૂર્વે રહેનાર કારણ નથી એટલે જે ઉત્પન્ન કરેલું નથી એવો છે.

પ્રજાપતિનું એવડું મહત્વ છતાં તે ઉત્તરોત્તર કમી થયું, તેનું કારણ એ હશે કે, યજ્ઞ કરવાના યોગે તેમાં ઘણું કરીને પ્રજાપતિએ પોતે કરેલા દ્વાદશાહ નામક યજ્ઞ કરવાના યોગે મનુષ્યોને પ્રત્યક્ષ પ્રજાપતિત્વ પ્રાપ્ત થવા લાગ્યું. એ પ્રમાણે અનેક પ્રજાપતિ એટલે સૃષ્ટિકર્ત્તા થયા, ત્યારે પ્રાચીન કાળના ઋષિના મનમાં તે વાત સમાધાનની લાગી નહી. પ્રજાપતિત્વ પ્રાપ્ત સારૂ યજ્ઞની ઉત્તમ રીતિએ સાંગ અનુષ્ઠાન કરનારા મનુષ્ય શિવાય એક સ્વતંત્ર અદ્વિતીય સર્વનુંજ ચરમ ( છેલું ) કારણ અને મુખ્યત્વ કોઈ પણ શોધમાં તે ( ઋષિ ) હતા. એ એવી રીતિનું કારણ અને તત્વ તેને બ્રહ્મ એ શમજાયું.

## ઋગ્વેદસંહિતા.

ઋગ્વેદ સંહિતા ભાષ્ય જુદાજુદા ભાગ ૬ લંડનમાં છપાઈ છે.

ભાગ ૧ લો સને ૧૮૪૯ માં છપાવ્યો પૃષ્ટ ૯૯૨ સૂક્ત ૧૨૧.

ભાગ ૨ જો સને ૧૮૫૪ તૃતીય અષ્ટક પાંચમો અનુવાક પૃષ્ટ ૯૯૬.

ભાગ ૩ જો સને ૧૮૫૬ પાંચમો અષ્ટક બીજો અધ્યાય પૃષ્ટ ૯૭૩.

ભાગ ૪ થો સને ૧૮૬૨ આઠમું મંડલ દશમો અનુવાક પૃષ્ટ ૯૧૬.

{ ભાગ ૫ મો સને ૧૮૭૨ સપ્તમ અષ્ટક આઠમો અધ્યાય પૃષ્ટ ૬૦૬ અને કોશ પૃષ્ટ ૪૦૦ નો સાથે છે, તથા ૬ ઠા ભાગમાં પૃષ્ટ ૩૦૧ કુલ પૃષ્ટ ૭૦૧.

{ ભાગ ૬ ઠો સને ૧૮૭૪ આઠમો અધ્યાય સંપૂર્ણ પૃષ્ટ ૬૧૯, સર્વાનુક્રમ પૃષ્ટ ૭૮૨.

કુલ પૃષ્ટ ૫૧૭૮.

ઋગ્વેદ પદપાઠ અને ૧૮૭૩ માં લંડનમાં છપાયો દશ મંડલ પૃષ્ટ ૮૪૪

ઋગ્વેદ સંહિતા મૂલ માત્ર.

ઐતરીય અરણ્યક પંચમ અરણ્યક પૃષ્ટ ૪૭૯.

પ્રાતિશાખ્ય ભાષ્ય.
શિક્ષા ભાષ્ય.
ઋગ્વેદ મંત્ર સંહિતા.
તૈત્તિરીય મંત્ર વિભાગ.
તૈત્તિરીય સંહિતા ભાષ્ય.
પિતૃ સંહિતા.
મંત્ર ભાષ્ય.

## ઋગ્વેદ બ્રાહ્મણ.

ઐતરેય બ્રાહ્મણ ભાષ્ય.
કૌષીતકી બ્રાહ્મણ.
ઐતરેય બ્રાહ્મણ મૂલ.
ઋગ્બ્રાહ્મણ.
કૌષીતકી બ્રાહ્મણ ભાષ્ય.

## ઋગ્વેદનાં સૂક્તો.

પાવમાન સૂક્ત.
દેવી સૂક્ત.
નાસદાસીદિતિ સૂક્ત.
પુરૂષ સૂક્ત ભાષ્ય.
મન્યુ સૂક્ત.
ક્ષુરિકા સૂક્ત.
ધ્રુવ સૂક્ત.
પવમાન પંચ સૂક્ત.
બ્રહ્મણસ્પતિ સૂક્ત.

## પરચુરણ ગ્રંથ.

રૂદ્ર વિધાન.
રૂદ્ર જપ.
ધ્રુવ દીપિકા.
સર્વાનુક્રમ દીપિકા.
અનુક્રમણિકા.
સર્વાનુક્રમ.
ચયન પદ્ધતિ.
પ્રયોગ રત્ન.
ક્રતુરત્ન માલા.
નક્ષત્રેષ્ટિપદ્ધતિ.
ઋગ્વિધાન.
સર્વાનુક્રમ ભાષ્ય.

## સૂત્ર.—

આશ્વલાયન ગૃહ્ય સૂત્ર, કલકત્તામાં છપાયેલું, પૃષ્ટ ૩૫૦
આશ્વલાયન શ્રૌત સૂત્ર, કલકત્તા " પૃષ્ટ ૮૯૨

આશ્વલાયન શ્રૌત સૂત્ર સૂચિપત્ર.
લાટ્યાયન શ્રૌત સૂત્ર સૂચિ.
લાટ્યાયન શ્રૌત સૂત્ર.
આશ્વલાયન સૂત્ર વૃત્તિ.
સાંખ્યાયન સૂત્ર.
સાંખ્યાયન ગૃહ્ય સૂત્ર સંગ્રહ.
આશ્વલાયન સૂત્ર વ્યાખ્યા.
આશ્વલાયન શ્રૌત સૂત્ર સવૃત્તિ.
આશ્વલાયન ગૃહ્ય સૂત્ર.
બૌધાયન સૂત્ર.

## ઋગ્વેદનાં ઉપનિષત્.

૧ ઐતરેય.
૨ કૌષિતકી.
૩ નાદબિંદુ.
૪ આત્મપ્રબોધ.
૫ નિર્વાણ.
૬ મુદ્‌ગલા.
૭ ક્ષમાલિકા.
૮ ત્રિપુરા.
૯ સૌભાગ્ય.
૧૦ બહ્‌વૃચાના.

---

## યજુર્વેદ.



યજુર્વેદની શાખા વિષે પંડિતોનો એક મત નથી. માનસદીપિકા અને ચરણવ્યૂહમાં ૮૬ શાખા અને મુક્તિકોપનિષત્‌માં ૧૦૯ શાખા કહેલી છે. અગ્નિપુરાણમાં યજુર્વેદની સાત શાખા કહેલી છે તેનાં નામ–કાણ્વ[1], માધ્યંદિની[2], કઠી[3], માધ્યકઠી[4], મૈત્રાયણી[5], તૈત્તિરીય[6] અને વૈશંપાયની[7] અને નૃસિંહપુરાણમાં પારાશરે જે નવ શાખા કહેલી છે તે નવેના આચાર્યોનાં નામ આપેલાં છે તે નિચેપ્રમાણે–યાજ્ઞવલ્કય[1], આપસ્તંબ[2], મૂલધ્રટક[3], વાણુસ[4], સહવાસ[5], ગૌત્ર પંડિત[6], રામાનુજ[7], ગયાલવ[8] અને ત્રિદંડ[9].

માનસ દીપિકા અને ચરણવ્યૂહમાં કહેલી શાખામાંહેની શાખામાંથી ચરકાના ચરક[1], આહ્વરક[2], કઠ[3], પ્રાચ્યકઠ[4], કપિલકઠ[5], ચારાયણ્યા[6], વારાયણ્યા[7], વારતંતવ્ય[8], શ્વેતાશ્વતર[9], ઔપમન્યવ[10], પાતંદિનીયા[11], અને મૈત્રાયણીય[12]. એ પ્રમાણે બારભેદ છે. અને મૈત્રાયણીયાના, માનવ[1], દુંદુભા[2], ઐકેયા[3], વારાહા[4], હારિદ્રવેયા[5], શામા[6], શામયણીયા[7] એ સાત ભેદ ગણેલા છે. ઉપર

લખેલા ચરકાના ૧૨ અને મૈત્રાયણીના ૭ મળી ૧૯ ભેદો કહ્યા, તે પૂર્વ, ઉત્તર, અને નૈરૂત્ય દિશામાં વિશેષ ચાલે છે.

જાબાલા[1], બૌધેય[2], કાણ્વ[3], માધ્યંદિની[4], શાપીયા[5], તાપનીયા[6], કાપાલા[7], પૌંડ્રવત્સા[8], આવટિકા[9], પરમાવટિકા[10], પારાશર્ય,[11] વૈનેય[12], વૈધેય[13], ઔઢેય[14], ગાલવા[15], બૈજવા[16] અને કાત્યાયનીયા[17], એ સતરભેદ વાજસનેયી શાખાના છે, પણ પૂર્વ, ઉત્તર, અને નૈરૂત્ય દિશામાં તે શાખાના ૧૫ ભેદ માનેલા છે.

વાજસનેયી શાખાની સંહિતાના મંત્ર ૧૯૭૫ ચરણવ્યૂહમાં અને માનસદીપિકામાં તુલસીદાસે ૧૯૦૦ મંત્ર કહેલા છે, તેને શુકૂલ યજુઃ કહેછે. મંત્રથી ચાર ગણો બ્રાહ્મણ ભાગ છે.

મૈત્રાયણીઓ, વાજસનેયી સંહિતા ભણે છે અને તેનું માનવ નામનું કલ્પસૂત્ર છે, તેના ૧૧૦૮ મંત્ર ભણે ત્યારે શાખા પાર પામે. અધ્યયનમાં ૪૨ અધ્યાયો છે. તેને બમણા કરે તો ૫૬ પારાયણ અને ત્રણવાર પાઠ કરે તો ક્રમ પારાયણ થાય છે.

નર્મદાની ઉત્તર અને દક્ષિણ ભાગમાં પ્રવર્તેલી શાખાવિષે લખું છું. નર્મદાના દક્ષિણ ભાગમાં આપસ્તંબ, આશ્વલાયની, રાણાયની, અને પિપ્પલા એ શાખાને અનુસરીને યજ્ઞ અને કન્યાના ઉપભોક્તા થાય છે.

નર્મદાના ઉત્તર ભાગમાં માધ્યંદિની, સાંખ્યાયની, કૌથમી, અને શૌનકી. એ શાખાને અનુસરીને યજ્ઞ અને કન્યાના ઉપભોક્તા થાય છે.

તુંગા, કૃષ્ણા, ગોદાવરી, સહ્યાદ્રિ નામના પર્વતના શિખર અને ચોકૂરથી આંધ્રદેશ પર્યંત, બહ્વૃચ અને આશ્વલાયની શાખા પ્રવર્તે છે.

નર્મદાથી ઉત્તરે અને ગુજરાતમાં બહ્વૃચ ( ઋગ્વેદ ) પ્રવર્ત્તે છે. કૌપિતકી બ્રાહ્મણ, અને સાંખ્યાયની શાખા છે.

આંધ્રદેશની દક્ષિણ અને અગ્નિકોણ અને ગોદાવરીથી તે સમુદ્ર પર્યંત દેશોમાં તૈત્તિરીય એટલે કૃષ્ણ યજુર્વેદ અને આપસ્તંબી શાખા મનાય છે.

સહ્યાદ્રિથી માંડીને સમુદ્ર પર્યંત નૈરૂત્ય દિશામાં હિરણ્ય કેશી શાખા ફેલાયલી છે.

મયૂર પર્વતથી પરશુરામ સ્થાન એટલે ગૂજરાતની વાયવ્ય કોણ પર્યંત મૈત્રાયણી શાખા પ્રવર્ત્તે છે.

અંગ, વંગ, કલિંગ, કાનિન અને ગુજરાત દેશોમાં વાજસનેયી એટલે

માધ્યંદિની શાખા પ્રવર્ત્તે છે. તથાપિ યાજ્ઞવલ્કય ઋષિએ તેનો સર્વ દેશોમાં વિસ્તાર કરેલો છે.

વાજસનેયી શાખાને પ્રથમ કાણ્વ શાખા કહેતા. વ્યાસનો શિષ્ય વૈશંપાયન ઋષિ વ્યાસ પાસેથી નિગદ નામનો યજુર્વેદ ભણીને પોતાના બીજા શિષ્ય કરયા, તે વાત ભાગવતના ૧૨ મા સ્કંદના ૬ ઠા અધ્યાયમાં લખી છે. વૈશંપાયનના શિષ્ય ચરકાદિક પોતાના ગુરૂની બ્રહ્મહત્યા નિવારણ કરવા માટે અધ્વર્યુ થયા, તેથી પોતાની વિદ્યાના અભિમાને કરી યાજ્ઞવલ્કયે ગુરૂની તરફથી પ્રાયશ્ચિત કરનારની અપકૃષ્ટતા જણાવી, તેથી તેના ગુરૂ વૈશંપાયને રીશ કરીને તેની ભણાવેલી વિદ્યા પાછી આપવા કહ્યું. યાજ્ઞવલ્કયે કહ્યું એ વિદ્યા ભક્તિએ કરી તમે ભણાવી નથી, અને મેં તે ગ્રહણ કરી છે માટે તે પાછી લો, એમ કહી વમન કરીને પાછી કહાડી આપી. તેને વૈશંપાયનના બીજા શિષ્યો તીતર થઈ ચરી ગયા, માટે તેનું તૈત્તિરીય શાખા નામ પાડ્યું. ત્યારપછી યાજ્ઞવલ્કય નિર્વેદ થયા અને પ્રાણાયામ કરી સૂર્યની સ્તુતિ કરી સૂર્ય પ્રસન્ન થઈ ઘોડાનું રૂપ ધરી ઘોડાની કેશવાળીની ચેષ્ટાની પેઠે વેદ ભણાવ્યો, તેને વાજસનેયી શાખા કહે છે, તે પૂર્વે નહોતી. મધ્યાન્હ સમયે શુક્લ વર્ણ એવા સૂર્યે યાજ્ઞવલ્કય ઋષિને ભણાવ્યો, માટે તેનુ શુક્લ યજુર્વેદ નામ પડ્યું, તેની શાખાના ૧૫ ભેદ છે, તે નીચે પ્રમાણે— કાણ્વ ૧, માધ્યંદિની ૨, શાબી ૩, સ્થાયાયની ૪, કાપાલી ૫, પૌંડ્રવત્સા ૬, આવટિકા ૭, પરમાવટિકા ૮, પારાશરી ૯, વૈધેયી ૧૦, વૈનેજી ૧૧, ઔધેયી ૧૨, ગાલવેયી ૧૩, બૈજવેયી ૧૪, કાત્યાયની ૧૫.

શુક્લ અને કૃષ્ણ યજુર્વેદ મળી જે શાખા છે, તેમાં વાજસનેયિની ૧૫ શાખા મુખ્ય છે. તેમાં પણ કાણ્વ શાખા એ મુખ્ય છે.

કૃષ્ણયજુર્વેદના ઔખ્ય અને કાંડિકેય એવા બે ભેદ છે, તેમાં કાંડિકેયાના આપસ્તંબી ૧, બૌધાયની ૨, સત્યાષાઢી ૩, હિરણ્યકેશી ૪, અને ઔધેયી ૫. એવા પાંચ ભેદ છે.

તૈત્તિરીય શાખાના કાંડ ૭, પ્રશ્ન ૪૪, અનુવાક ૬૫૧, પન્નાસી ૨૧૯૮, પદ ૧૯૨૯૦ અક્ષર ૨૫૩૮૬૮, બ્રાહ્મણ વિષે આઠ વાકયની સંખ્યા ૧૯૪૮૦ છે. એ રીતે બીજા સર્વ ભેદ વેદ ભાષ્યથી જાણવા. ઈતિ યજુર્વેદ.

---

યજુર્વેદીઓનું ભારદ્વાજ ગોત્ર મહાદેવ દેવતા ત્રિષ્ટૂપછંદ.
યજુર્વેદનો ધનુર્વેદ ઉપવેદ તેને યુદ્ધ શાસ્ત્ર કહે છે.

## યજુર્વેદ સંહિતા.

શુક્લ યજુર્વેદ વાજસનેયી સંહિતા સભાષ્ય.
તૈત્તિરીય કૃષ્ણ યજુઃ સંહિતા સભાષ્ય ( અસંપૂર્ણ ખંડ ૨૮ )
તૈત્તિરીય આરણ્યક સભાષ્ય.
તૈત્તિરીય મંત્ર વિભાગ.
યજુર્વેદ સંહિતા પદ.
તૈત્તિરીયાણાં શિક્ષા.
યજુર્વેદ પ્રાતિ શાખ્ય.

{ શુકલ યજુર્વેદ વાજસનેયી સંહિતા માધ્યંદિની શાખા.
{ પૃષ્ટ ૧૧૪૪ મહિધર ભાષ્ય સહિત.

કૃષ્ણ યજુઃ સંહિતામાં તૈતિરીય સંહિતા કલકત્તામાં છાપેલી ૧૮૬૦ માં પૃષ્ટ ૧૦૭૧—૮૨૮.

પ્રથમ પ્રપાઠક તૃતીય કાંડે એકાદશોનુવાક પૃષ્ટ ૩૭૨

{ તૈત્તિરીય અરણ્યક ૧૮૭૨ માં કલકત્તામાં છપાએલ.
{ પૃષ્ટ ૯૨૮ અનુવાક ૭૩.

{ તૈત્તિરીય પ્રાતિશાખ્ય સન ૧૮૭૨ માં કલકત્તામાં છપાએલું.
{ પૃષ્ટ ૨૫૮ અધ્યાય ૨૪

આપસ્તંબ મંત્ર સંહિતા.
કાણ્વ સંહિતા.
મૈત્રાયણીય સંહિતા.
કપિસ્ટલ સંહિતા.

## યજુર્વેદ બ્રાહ્મણ.

શુક્લ યજુર્વેદ શતપથ બ્રાહ્મણ સભાષ્ય.
મંડલ બ્રાહ્મણ.
તૈત્તિરીય કૃષ્ણ યજુર્બ્રાહ્મણ સભાષ્ય.

{ તૈત્તિરીય બ્રાહ્મણ ભાગ ૧ લો સને ૧૮૫૫ માં કલકત્તામાં છપાયું.
{ પૃષ્ટ ૨૬૪.

{ તૈત્તિરીય બ્રાહ્મણ ભાગ ૨ જો સને ૧૮૬૨ માં કલકત્તામાં છપાયું,
{ પૃષ્ટ ૮૬૮

આપસ્તંબ બ્રાહ્મણ.

હિરણ્યકેશી સાંખ્ય બ્રાહ્મણ.

શતપથ બ્રાહ્મણ.

કાણ્વ બ્રાહ્મણ.

## સૂત્ર.

આપસ્તંબ સૂત્ર અગ્ન્યાધાન.
આપસ્તંબ સૂત્ર શ્રૌત પ્રાયશ્ચિત.
આપસ્તંબ શ્રૌત સૂત્ર.
શુલ્વ સૂત્ર.
સોમ સૂત્ર.
ધર્મ સૂત્ર.
સાંખ્યાયન સૂત્ર ભાષ્ય.
શુલ્વ સૂત્ર વૃત્તિ
હિરણ્ય કેશીય ગૃહ્ય સૂત્ર.
કલ્પ સૂત્ર.
આપસ્તંબ સૂત્ર દર્શપૌર્ણિમાસ.
ગૃહ્ય સૂત્ર ભાષ્ય.
કાત્યાયન સૂત્ર ભાષ્ય.
પ્રવર્ગ્ય સૂત્ર.
ગૃહ્ય સૂત્ર.
આપસ્તંબ સૂત્ર ધ્વનિતાર્થ કારિકા.
હિરણ્ય કેશિ સૂત્ર.
કાત્યાયન ગૃહ્ય સૂત્ર.
કાત્યાયન સૂત્ર.

## શુક્લ યજુર્વેદનાં ઉપનિષત્.

૧ ઈશાવાસ્ય.
૨ બૃહદારણ્યક.
૩ યાબાલ.
૪ હંસ,
૫ પરમહંસ.
૬ સુબાલ.
૭ મન્ત્રિકા.
૮ નિરાલંબ.
૯ ત્રિશિખી.
૧૦ બ્રાહ્મણ મંડલ.
૧૧ બ્રાહ્મણ દ્વય તારક.
૧૨ પૈંગલ.
૧૩ ભિક્ષુ.
૧૪ તુરીયા.
૧૫ તીતાધાત્મ.
૧૬ તારસાર.
૧૭ યાજ્ઞવલ્ક્ય.
૧૮ શાઠ્યાયની.
૧૯ મુક્તિકાનાં.

## કૃષ્ણ યજુર્વેદનાં ઉપનિષત્.

૧ કઠવલ્લી.
૨ તૈતિરીયક.
૩ બ્રહ્મ.
૪ કૈવલ્ય.
૫ શ્વેતાશ્વતર.
૬ ગર્ભ.
૭ નારાયણ.
૮ અમૃતબિંદુ.
૯ અમૃતનાદ.
૧૦ કાલાગ્નિરુદ્ર.
૧૧ ક્ષુરિકા.
૧૨ સર્વસાર.
૧૩ શુક રહસ્ય.
૧૪ તેજોબિન્દુ.
૧૫ ધ્યાનબિન્દુ.
૧૬ બ્રહ્મવિદ્યા.
૧૭ યોગતત્વ.
૧૮ દક્ષિણામૂર્તિ.
૧૯ સ્કન્દ.
૨૦ શારીરક.
૨૧ યોગશિખે.
૨૨ કાક્ષ.
૨૩ રાક્ષ.
૨૪ બહ્વૃત.
૨૫ કઠરુદ્ર.
૨૬ હૃદય.
૨૭ યોગકુંડલિની.
૨૮ પંચબ્રહ્મ.
૨૯ પ્રાણાગ્નિહોત્ર.
૩૦ વરાહ.
૩૧ કલિસન્તરણ.
૩૨ સરસ્વતી.

---

## સામવેદ.

સામવેદની ચરણવ્યૂહ, માનસદીપિકા, અને મુક્તિકોપનીષતૂમાં એક હજાર શાખાઓ કહેલી છે, આવી મહાભારત બાબત ગણત્રીથી ચોકશ કરવી તે અસંભવિત છે. હાલ બધા પ્રાંતમાં પુસ્તકોની તપાસ થઈ છે તેમાં જે પુસ્તકો મળેલાં છે, તેમાં નિચે લખેલી શાખાઓ શિવાય બીજી વધારે શાખાઓ હોય એવું કંઈ જણાતું નથી.

આસુરાયણી[૧], વાસુરાયણી[૨], વાર્તાંતરી[૩], પ્રાંજલ[૪], ઋગ્વૈનવિધ[૫], પ્રાચીનયોગ[૬], અને રાણાયની[૭].

રાણાયનીય શાખાના ભેદ નવ છે તેઃ—શાટ્યાયનીય[૧], શાત્ય મુદ્ગલ[૨],

ખલ્વલ[૪], મહાખલ્વલ[૫], લાંગલ[૬], કૌથુમ[૭], ગોતમ[૮], અને જૈમિનીય ૯. એ સોળે શાખામાંથી ત્રણ શાખા પ્રખ્યાત છે, અને બાકીની બીજી પ્રખ્યાત નથી. ગુજરાત દેશમાં કૌથમી શાખાનો વિશેષ પ્રચાર છે, કર્ણાટકમાં જૈમિનીય શાખાનો પ્રચાર છે, અને મહારાષ્ટ્ર દેશમાં રાણાયનીય શાખા પ્રસિદ્ધ છે.

કૌથુમી શાખાના ભેદ ૬ કહેલા છેઃ—કૌથુમ[૧], આસુરાયણ[૨] વાતાયન[૩] પ્રાંજલિ[૪], પ્રાચીન યોગ્ય[૫], અને નૈગમનીય[૬].

સામવેદીય સંહિતા ભાગમાં છંદ[૧], આરણ્યક[૨], મહાનામ્ન[૩], અને ઊત્તર[૪]. એ ચાર આર્ચિક ગ્રંથ કહેવાય છે. સ્તોભ ગ્રંથ[૧], ગેય[૨], આરણ્ય[૩], ઉહ અને ઉહ્ય એ ચાર ગાનના પ્રધાન ગ્રંથ છે. મહાનામ્ન[૧], ભારંડ[૨], તવસ્યાપીય[૩] અને ગાયત્ર્ય એ ચાર પરિશિષ્ટ રૂપ છે.

ગેયથી ગાયત્ર્ય પર્યંત આઠ ગાનગ્રંથ છે. ઉપલા પાંચ અને આ આઠ, તેર ગ્રંથને સંહિતા કહેવાનો હમણાના વખતમાં વ્યવહાર દેખાય છે. વસ્તુતાએ કરી સામવેદ સંહિતા શબ્દથી ગાન ગ્રંથજ ગ્રહણ કરવા. તેને સામ કહેવાનો વ્યવહાર, જૈમિન્યાદિક ઋષિયોએ સામ લક્ષણની સંગતિ મેળવેલી છે તેથી જણાય છે ( અ. ૧ પાદ ૧, અને સૂત્ર ૩૪).

પ્રાચીન આર્ય પંડિતોએ સામનો અર્થ બોધ સુલભ થવા માટે અને રૈવતાદિ સામની અભ્યક્તિને માટે તથા શ્રૌત કર્મમાં કહેલી સામ વિનાની કેટલીક ઋચાનું સ્વરૂપ ખ્યાપન થવા સારૂ ઋગ્વેદથી સંગ્રહ કરીને સામવેદ પણું ઠરાવ્યું છે.

સામવેદ સંહિતા ઉપર બીજા આઠ વ્યાખ્યાન કરતાઓનાં નામ નિરૂક્ત ભાષ્ય ભૂમિકામાં દેવરાજ યજવાએ લખ્યાં છે તે નિચેપ્રમાણેઃ—સ્કંદ[૧], ભવ[૨], માધવ[૩], ભટ્ટ[૪], મિશ્ર[૫], શ્રીનિવાસ[૬], ભરત[૭] અને યહ[૮]. એ વ્યાખ્યાન કારોવિષે સામવેદ સભાષ્ય સંહિતાના પાંચમા ભાગના આરંભમાં પંડિત સત્યવ્રત સામશ્રમીએ પણ પોતાનો વિચાર દેખાડ્યો છે.

ભાગુરી[૧], ગૌરંડી[૨], ગૌર્ગુજલી[૩], ભગવાન[૪], ઉપમન્યુ[૫], દારાલ[૬], ગાર્ગ્ય[૭], સાર્વર્ણી[૮], વર્ષવર્ગ્ય[૯], કૌથમી[૧૦], શાલીહોત્ર[૧૧], જૈમિની[૧૨]. વગેરે સામવેદના તેર આચાર્યો છે.

આગ્નેય મંત્ર ૧૮૦, પાવમાન મંત્ર ૧૦૪, ઐંદ્ર મંત્ર—( સૂક્ત ) ૨૬,

શિષ્ટ મંત્ર ૨૮, અધ્યયન ૮૦૦૦ સામ, છાંદોગ્ય ઉપનિષત્ અને આર્ચિક સંહિતા, તે સામના ૧૪૮૧૦ સામગાન કહેવાય છે.

બ્રાહ્મણ તથા ઉપનિષત્ મળી ૩૦૦૦ મંત્રોનું પ્રમાણ છે. ( ૮૮૧૪ મંત્ર સંખ્યાં ચરણવ્યૂહમાં કરી છે. )

સુપર્ણ પ્રેક્ષ્ય શાખા સહિત વાલખિલ્ય શાખાના ભેદ ૯૦ આરણ્યક ઉપનિષત્ સહિત અને સુપર્ણ પ્રેક્ષ્ય અનુવાલખિલ્ય સહિત સૂર્ય સૂક્તના ભેદ ૯૦૦ સામ સમૂહના છે.

સામવેદીઓનું કાશ્યપગોત્ર વિષ્ણું દેવતા જગતી છંદ.

સામવેદનો ગાંધર્વ વેદ ઉપવેદ તે સંગીત શાસ્ત્ર.

---

## સામવેદ સંહિતા.

સામવેદ સંહિતા છંદ આર્ચિક સભાષ્ય તે સન ૧૮૭૪ માં કલકત્તામાં છપાઈ, તેના ભાગ ૫ નાં પૃષ્ટ. ૩૪૨૩.

સામવેદ પૂર્વા અને ઉત્તરા આર્ચિક મૂળ લિપ્સિકમાં સને ૧૮૪૮ માં છપાઈ.

સામ આરણ્ય સંહિતા. પૃષ્ટ. ૫૬
સામવેદ સંહિતા ૫૬ " ૧૩૪.
સામવેદ સંહિતા સભાષ્ય પૂર્વાર્ધ ખંડ ૧૦
સામવેદ સંહિતા—ઉત્તરાર્ધ ખંડ ૧૪

સામ આરણ્યગાન.
આરણ્યાર્ચિક.
સામ આર્ચિક નામગાન.
સામ ઉજ્જગાન.
સામ ઉહ્યગાન.
સામ ઉછગાન.
આર્ચિક પ્રપાઠક.
ઉત્તરાર્ચિક.

વેયગાન.
છંદોગાન.
પ્રયોગવૃત્તિ.
નારદીય શિક્ષા.
ઉપસ્થામ મંત્ર ભાષ્ય.
ઉવટ મંત્ર ભાષ્ય.
સામ વિધાન.

## સામવેદનાં બ્રાહ્મણ.

દૈવત બ્રાહ્મણ પૃષ્ટ ૩૮.
મંત્ર બ્રાહ્મણ સટીક પૃષ્ટ ૧૩૮.
સંહિતોપનિષત્ બ્રાહ્મણ પૃષ્ટ ૬.
વંશ બ્રાહ્મણ " ૧૨.
પંચ્ચાવિંશ બ્રાહ્મણ પૃષ્ટ ૧૨.
તાંડય મહા બ્રાહ્મણ ભાગ ૧ લો તથા જો ૨ મળી પૃષ્ટ ૧૬૮૫.
સામવિધાન બ્રાહ્મણ સભાષ્ય મૂલ પૃષ્ટ ૧૨૦ ભાષ્ય પૃષ્ટ ૮૦.
ષડ્વિંશ બ્રાહ્મણ પૃષ્ટ ૬.
આર્ષેય બ્રાહ્મણ પષ્ટ ૨૯.
સંહિતા બ્રાહ્મણ.

## સામવેદનાં સૂત્રો.

| | |
|---|---|
| પુષ્પ સૂત્ર સભાષ્ય પૃષ્ટ ૭૮. | લાટયાયન સૂત્ર પદ્ધતિ પૃષ્ટ ૮૭. |
| ગૃહ્ય સૂત્ર ભાષ્ય " ૧૨૨. | લાટયાયન સૂત્ર. |
| કલ્પ સૂત્ર વ્યાખ્યા " ૨૧૬. | ગોભિલીય ગૃહ્ય સૂત્ર. |

## સામવેદનાં ઉપનિષદો

| | | | |
|---|---|---|---|
| ૧ | કેન. | ૯ | મહત્ |
| ૨ | છાંદોગ્ય. | ૧૦ | સંન્યાસ. |
| ૩ | અરૂણિ | ૧૧ | આવ્યક્ત. |
| ૪ | મૈત્રાયણી. | ૧૨ | કુંણ્ડિકા. |
| ૫ | મૈત્રેયી. | ૧૩ | સાવિત્રી. |
| ૬ | વજ્ર સૂચિક. | ૧૪ | રૂદ્રાક્ષ. |
| ૭ | યોગચૂડામણિ. | ૧૫ | જાબાલ દર્શન. |
| ૮ | વાસુદેવ. | ૧૬ | જાબાલી. |

# અથર્વવેદ.



અથર્વવેદની ૫૦ શાખા મુક્તિકોપનિષદમાં કહેલી છે. માનસ દીપિકા અને ચરણવ્યૂહમાં ૯ શાખા કહેલી છે, તેનાં નામઃ—પૈપ્પલા[1], દાંતે[2], પ્રદાંતે[3], સ્તોતા[4], ઔતા[5], બ્રહ્મદા[6], શૌનકી[7], વેદદર્શી[8], અને ચરણવિદે[9]. એ સર્વ શાખાના મંત્ર ૧૨૦૦૦ છે.

નક્ષત્ર કલ્પ[1], વિધાન કલ્પ[2], સંહિતા વિધિકલ્પ[3], અભિચાર કલ્પ[4], અને શાંતિ કલ્પ એ પાંચ કલ્પ છે, એ પ્રત્યેક કલ્પના ૫૦૦ મંત્રો છે.

અથર્વવેદીઓનું પૈતાયન ગોત્ર ઇંદ્ર દેવતા અનુષ્ટુપ્ છંદ.

અથર્વવેદનો અર્થશાસ્ત્ર ઉપવેદ.

## અથર્વવેદ સંહિતા.

અથર્વવેદ સંહિતા પૃષ્ટ ૫૩૩.
અથર્વ મંત્ર ગણ.
અથર્વવેદ સંહિતા જટાપાઠ.
અથર્વવેદ સંહિતા પદાનિ.
અથર્વવેદની શૌનક સંહિતા.

## બ્રાહ્મણ.

ગોપથ બ્રાહ્મણ પૃષ્ટ ૧૬૧.

## સૂક્ત.

અલ્લાસુક્ત.

## સૂત્ર.

કૌશિક સૂત્ર.
સાંખ્યાયન ગૃહ્ય સૂત્ર.
સાંખ્યાયન શ્રૌત સૂત્ર.
પિતૃમેધ સૂત્ર.

## અથર્વવેદનાં ઉપનિષદો

૧ પ્રશ્ન.
૨ મુંડક.
૩ માંડુક્ય.
૪ અથર્વશિર.
૫ અથર્વ શિખા.
૬ બ્રહજ્જાબાલ.
૭ નૃસિંહતાપની.
૮ નારદપરિવ્રાજક.

૯ સીતા.
૧૦ શરભ.
૧૧ મહાનારાયણ.
૧૨ રામરહસ્ય.
૧૩ રામતાપની.
૧૪ સાંડિલ્ય.
૧૫ પરમહંસ.
૧૬ પરિવ્રાજકાંનપૂર્ણા.
૧૭ સૂર્ય્યાત્મ.
૧૮ પાશુપત.
૧૯ પરબ્રહ્મ.
૨૦ ત્રિપુરાતપન.
૨૧ દેવી.
૨૨ ભાવના.
૨૩ ભસ્મ.
૨૪ જાબાલ.
૨૫ ગણપતિ.
૨૬ મહાવાક્ય.
૨૭ ગોપાળતપન.
૨૮ કૃષ્ણ.
૨૯ હયગ્રીવ.
૩૦ દત્તાત્રેય.
૩૧ ગારૂડા.

## પૂર્વ મીમાંસાનો સારાંશ.

પૂર્વ મીમાંસા શાસ્ત્રના આચાર્ય જૈમિનિ મુનિ છે. વેદોના કર્મકાંડ ઉપર બાર અધ્યાયનું કર્મમીમાંસા શાસ્ત્ર જૈમિનિ મુનિએ રચ્યું છે, તેમાં કર્મકાંડ આદિ પદાર્થોનું નિરૂપણ કરેલું છે. અને સંકર્ષણ કાંડ ચાર અધ્યાયનું રચેલું છે, તેને દેવતા કાંડ કહે છે. તેમાં દેવતાની ઉપાસના રૂપિ કર્મનું નિરૂપણ કર્યું છે, માટે એને પણ કર્મ મીમાંસામાં ગણવામાં આવે છે. તેમાં વેદ પ્રતિપાદિત યજ્ઞાદિક ધર્મ એ વિષય છે, ધર્મ જ્ઞાન એ પ્રયોજન છે. પૂર્વ મીમાંસક બ્રાહ્મણોમાં એક ભટ્ટપક્ષ, બીજો પ્રભાકર પક્ષ છે. ભટ્ટપક્ષ વાળા છ પ્રમાણ માને છે, પ્રભાકર પક્ષવાળા પાંચ પ્રમાણ માને છે. એ બંને પક્ષવાળા યાજ્ઞિકો કુકર્મને વર્જિને ષટ્ કર્મ કરેછે જનોઈ પેહેરે છે, માથે શિખા રાખે છે, અને ગૃહસ્થાશ્રમમાં રહે છે. તેઓ કહે છે કે कर्मैव गुरुरीश्वरः કર્મ એ ઈશ્વર કર્મ એજ ગુરૂ છે. કર્મ થકીજ સર્વ ઈચ્છિત ફલ પ્રાપ્ત થાય છે, માટે વેદની આજ્ઞા પ્રમાણે વેદ વિહિત કર્મ કરવું. અવિહિત અને નિષિદ્ધ કર્મ વર્જવું. કોઈ પ્રાણીની હિંસા કરવી નહીં. સુપાત્રે દાન દેવું. સત્ય ભાષણ કરવું. યોગ્ય

કરવી નહિં. સર્વ ઇંદ્રિયો જીતવી. ઈત્યાદિક વેદ આજ્ઞાઓ પ્રમાણે વર્ત્તવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે.

ફલના ઉદ્દેશથી વેદ પ્રતિપાદ્ય અર્થને ધર્મ કહે છે. સ્વર્ગ રૂપ ફલનો હેતુ યજ્ઞ કરીને અપૂર્વની ભાવના કરવી. તે ભાવનામાં ત્રણ અંશની અપેક્ષા છે, તે નીચે લખ્યા પ્રમાણે—કારણ[1], કાર્ય[2] અને કરતવ્યતા[3]. શાથી કરવું એ કારણ અંશની અપેક્ષા છે, કારણથી બનેલ વસ્તુને કાર્ય કહે છે, કેવે પ્રકારે કરવું એ કર્તવ્યતા અંશની અપેક્ષા છે.

ભાવના બે છે, એક આર્થી[1] ને બીજી શાબ્દી[2]. અપૌરૂષેય જે વાક્ય છે તે વેદ છે. તેના ત્રણ કાંડની વિદ્યા તેમાંથી કર્મકાંડના પણ પાંચ પ્રકાર છે તેનાં નામ.—વિધિ[1], મંત્ર[2], નામધેય[3], અર્થવાદ[4], અને નિષેધ[5]. ભેદથી સંપૂર્ણ વેદ જે છે તે કોઈ સાક્ષાતૂથી અને કોઈ પરંપરાથી ધર્મ પ્રતિપાદક છે. વિધિના પ્રકાર ચાર છે. ઉત્પત્તિ[1], વિનિયોગ[2], અધિકાર[3], અને પ્રયોગ[4]. અગ્નિહોત્ર કરવું, એ ઉત્પત્તિ વિધિ કહેવાય છે ૧. અંગનો બોધક જે વિધિ તે વિનિયોગ દધિથી કરીને હોમ કરવો અહિયાં વિનિયોગ છે, અંગ બે છે એક સિધ્ય અને બીજું સાધ્ય. દધિ આદિ ( સિદ્ધ ) અને પ્રયાજાદિ ( સાધ્ય )૨. કર્મ જન્ય ફલ બોધક વિધિ તે અધિકાર કહેવાય ૩. સ્વર્ગ ફલના હેતૂથી યજ્ઞ કરવો. અહિંઆં અંગનો ક્રમ બોધક વિધિ તે પ્રયોગ કહેવાય છે ૪. વેદ સંપાદન કરીને વેદી કરેછે, જેનાં સહકારી પ્રાબલ્યાપ્રાબલ્ય છ પ્રમાણ છે તેનાં નામ. શ્રુતિ[1], લિંગ[2], વાક્ય[3], પ્રકરણ[4], સ્થાન[5], અને સમાખ્યા[6]. ભેદથી નિર્પેક્ષ સ્વતઃ પ્રમાણ શબ્દને શ્રુતિ કહે છે.[1] સામર્થથી જે અર્થનો બોધક હોય તે લિંગ કહેવાય છે.[2] એક અર્થનો બોધક હોય, વિભાગથી પરસ્પર આકાંક્ષા હોય, તે વાકય ૩. યાવતૂ પક્ષ અને પ્રતિપક્ષ નિવૃત ન-થાય તેને પ્રકરણ કહેવાય છે ૪. જ્યાં બેમાંથી એકની આકાંક્ષા હોય; તેને સ્થાન કહેવાય છે. સંકેત એટલે સમાખ્યા કહેવાય છે ૫. વળિ વિધિ ત્રણ પ્રકારનો છે. અપૂર્વ[1], નિયમ[2], અને પરિસંખ્યાતૂ ૩. અત્યંત અપ્રાપ્ત અર્થના જે વિધિ તે અપૂર્વ કહેવાય, ઉદાહરણ—જેમ અગ્નિહોત્ર કરવો.[1] પક્ષમાં પ્રાપ્ત જે વિધિ તે નિયમ કહેવાય છે, દધિથી હોમ કરવો.[2] ત્યાં સ્વભાવથી પ્રાપ્ત શતાયુઃ જે વિધાન તે પરિસંખ્યાતૂ ૩. પંચ પંચ નખા ભક્ષ્યા એ પ્રશંસા વાકય છે, તેને અર્થવાદ કહેવાય છે, ૨ તેના ભેદ ત્રણ છે. ગુણવાદ[1], અનુવાદ[2], અને ભુતાર્થ વાદ[3]. પ્રત્યક્ષાદિ પ્રમાણથી વિરૂદ્ધ હોય તે

ગુણવાદ કહેવાય છે ઉદાહરણ જેમકે, સૂર્યસ્થંભ છે,[૧] અથવા પ્રત્યક્ષાદિ પ્રમાણથી જ્ઞાત જે અર્થ તેનો બોધક તે અનુવાદ કહેવાય છે. જેમ અગ્નિ હીમનું ઔષધ છે. નેતર (વેત્ર) ની જલથી ઉત્પત્તિ અથવા ભુત કાલિક અર્થનો પ્રતિપાદક છે, તે ભૂતાર્થ વાદ ૩. ઇંદ્ર (સૂર્ય) દેવાતાઓમાં શ્રેષ્ટ છે. એ પ્રમાણે વેદ કરતાનો જે સંકેત, તે મંત્ર ૩. યજ્ઞનું જે નામ તે નામધેય ૪. ઈચ્છાથી પ્રવૃત્ત પુરૂષને અનિષ્ટથી નિવૃત્ત કરવો તે નિષેધ ૫. કલંજ નખાવું અને ઉદય થતા સૂર્યને ન જોવો, અહીં પાગીતત મીમાંસા પરિ શોધિત તર્કથી વેદના પાંચે પ્રકાર જાણીને, યથોકત કર્મનું અનુષ્ટાન કરીને પુરૂષને પરમ પુરૂષાર્થનો લાભ થાય છે.

પ્રથમારંભમાં જણાવ્યા પ્રમાણે ભટ્ટ પક્ષવાળા મીમાંસકોએ છ પ્રમાણ માન્યાં છે. અને પ્રભાકર પક્ષવાળાઓએ છઠા અભાવ પ્રમાણને પ્રમાણ માન્યા વગર પાંચ પ્રમાણ માન્યાં છે. અભાવ પ્રમાણ પક્ષ પ્રમાણથી ગ્રાહ્ય છે, માટે તે જુદું પ્રમાણ નગણવું એવો પ્રભાકર પક્ષ વાળાનો મત છે.

પ્રમાણ છ છે. તેનાં નામ. પ્રત્યક્ષ[૧], અનુમાન[૨], ઉપમાન[૩], શબ્દ[૪], અર્થાપત્તિ[૫] અને અભાવ[૬]. ઇંદ્રિયોને વિદ્યમાન વસ્તુનો મેળાપ થયા પછી મન અને ઇંદ્રિયો વડે આત્માને આ ઘટ એવો બુદ્ધિ અર્થાત્ જ્ઞાનનું ઉત્પાદક જે પ્રમાણ થાય છે તેને પ્રત્યક્ષ પ્રમાણ કહે છે૧. વિદ્યમાન વસ્તુની સાથે આત્મા તથા ઇંદ્રિયોને સંબંધ થતાંજ આ પ્રત્યક્ષ છે. એવો બુદ્ધિ અર્થાત્ જ્ઞાનનો જન્મ થાય તે જ્ઞાન જન્ય પ્રમાણને પણ પ્રત્યક્ષ પ્રમાણ કહે છે ૧. જે વસ્તુનો સંબંધ પૂર્વે પ્રત્યક્ષ જાણતા હઈએ, પછી કાલાંતરે તે વસ્તુનો એક દેશ જોઈને ન દેખાતી વસ્તુને વિષે બુદ્ધિ અર્થાત્ જ્ઞાન થાય, તે અનુમાન પ્રમાણ કહેવાય છે.[૨] પ્રસિદ્ધ વસ્તુના સમાનપણાં વડે અપ્રસિદ્ધ વસ્તુ ખોળી કાઢવી, તે ઉપમાન પ્રમાણ કહેવાય છે ૩. વેદ વચનથી ઉપજેલું જ્ઞાન તે શબ્દ પ્રમાણ. આ શબ્દ આ અર્થનો કહેનારો છે, એવું જે જ્ઞાન તે શબ્દ જ્ઞાન[૪]. પ્રત્યક્ષાદિક છ પ્રમાણ- વડે વિજ્ઞાત અર્થ જે વિના સિદ્ધ ન થાય, તેના વિપરિત અર્થની કલ્પના કરવી તે અર્થાપત્તિ. "પીનો દેવદત્તો દિવા નભૂંક્તે" જાડો દેવદત્ત દિવસે ખાતો નથી. એવા વાકયથી રાત્રી ભોજન કરતો હશે, તેની પ્રતીતિ થાય છે, તે અર્થાપત્તિ પ્રમાણ કહેવાય છે ૫. એ પાંચ પ્રમાણ વસ્તુનાં છે. એ વસ્તુનું અસ્તિત્વજ્ઞાન જ્યાં ન હોય ત્યાં અભાવને પ્રમાણ મનાય છે

૬. ભૂતલાદિક આધાર ને વિષે ઘટાદિક આધેયના ગ્રહણને અર્થે એ પાંચ પ્રમાણ ન પ્રવર્તે ત્યાં આધેય વર્જિત આધારને જોઈને અન્યત્રનુંજ ગ્રહણ થાય છે ત્યાં અભાવને પ્રમાણ મનાય છે.

ઉપર કહેલાં છ પ્રમાણ ઊત્તર મીમાંસાવાળા પણ માને છે. પૂર્વમીમાંસા અને ઊત્તરમીમાંસાને પરસ્પર સંબંધ છે.

## પૂર્વ મીમાંસા શાસ્ત્રના ગ્રંથો

૧ મીમાંસા દર્શન સાબર ભાષ્ય સમેત અપૂર્ણ.
૨ જૈમિનીય ન્યાયમાળા વિસ્તરખંડ, ય યૂરોપ મુદ્રિત.
૩ મીમાંસા પરિભાષા.
૪ અર્થ સંગ્રહલૌગાક્ષિ ભાસ્કરમૂળ માત્ર
૫ લૌગાક્ષિ ભાસ્કર સટીક.
૬ મીમાંસાધિકરણમાળા શેષપાદાંતા સૂત્રવૃત્તિ ટીકા સહિતા.
૭ મીમાંસા ભટ્ટકારિક.
૮ મીમાંસા કુતૂહલ વૃત્તિ.
૯ મીમાંસા સૂત્ર દીધિતિ.
૧૦ માસાગ્નિહોત્ર વાદ.
૧૧ સાબર ભાષ્ય.
૧૨ મીમાંસા સૂત્ર વ્યાખ્યા.
૧૩ શાસ્ત્ર દીપિકા.
૧૪ ન્યાય સુધા.
૧૫ વાર્તિક યોજના.
૧૬ ન્યાયાવલિ દીધિતિ.
૧૭ તંત્ર રત્ન.
૧૮ મીમાંસા વિધિ ભૂષણ
૧૯ ભટ્ટ રહસ્ય.
૨૦ ભટ્ટ દીપિકા.
૨૧ મીમાંસા કૌસ્તુભ.
૨૨ ભટ્ટ ચિંતામણિ.
૨૩ તંત્ર રત્ન.
૨૪ મયૂખ માલિકા.
૨૫ જૈમિનિ સૂત્ર.
૨૬ અધિ કરણ માળા.
૨૭ પ્રભાવતી.
૨૮ ભટ્ટદિનકર.
૨૯ તંત્ર વાર્તિક.
૩૦ શાસ્ત્ર માળા વૃત્તિ.
૩૧ વાર્તિકા ભરણ.
૩૨ સ્મૃાંત ચરણ.
૩૩ સ્મૃતિ ચરણ.
૩૪ ભટ્ટભાસ્કર.
૩૫ સર્વાનવદ્ય કારિણી.
૩૬ ભટ્ટાલંકાર.
૩૭ તંત્ર વાર્તિક.
૩૮ લિંગ ચરણ.
૩૯ શ્રવણવિધિ વિચાર.
૪૦ મીમાંસા વાર્તિક.
૪૧ બાલ પ્રકાશ.
૪૨ મીમાંસા સ્તવક.
૪૩ મીમાંસા ન્યાય પ્રકાશ.
૪૪ મીમાંસા સાર.
૪૫ પ્રભા.

# ઊત્તર મીમાંસાનો સારાંશ.



વેદના જ્ઞાન કાંડ ઉપર ચાર અધ્યાયનું બ્રહ્મ સૂત્ર એટલે ઊત્તર મીમાંસા બાદરાયણ ઋષિયે રચેલું છે, તેમાં જગતના પેદા કરનાર પરમેશ્વરનું નિરૂપણ કરેલું છે. એ ઊત્તર મીમાંસાને વેદાન્ત દર્શન કહેછે. તેના પહેલા અધ્યાયને સમન્વયાધ્યાય, બીજા અધ્યાયને અવિરોધાધ્યાય, ત્રીજા અધ્યાયને સાધનાધ્યાય, અને ચોથા અધ્યાયને ફલાધ્યાય કહેછે. એ ચાર અધ્યાયનાં સોળ પાદ છે, તેનો અર્થ સંક્ષેપમાં એ છે કે; પહેલા અધ્યાયના પહેલા પાદમાં વચનથી બ્રહ્મ સ્પષ્ટ કહ્યો છે માટે તેને 'સ્પષ્ટ પાદ' કહેછે. બીજું 'અસ્પષ્ટ પાદ' છે કેમકે શાંડિલ્યની ઊપાસના વાક્યમાં મનોમયાદિ ધર્મ જીવ અથવા સોપાધિક બ્રહ્મને સમાન કહેવાથી. ત્રીજું 'જ્ઞેય પાદ' છે, તેમાં જ્ઞેય બ્રહ્મ છે, દહરાદિ ( અંતરની ઉપાસના ) ઉપાસનાના વિચારથી. એ પ્રમાણે ત્રણ પાદવડે વાક્યોનો વિચાર પુરો કર્યો છે. ચોથા પાદમાં અવ્યક્ત આત્યાદિ સંદિગ્ધ પદોના અર્થનો નિર્ણય કરેલો છે, માટે તેને 'પદ ચિન્તા પાદ' કહેછે.

બીજા અધ્યાયના પેહેલા પાદમાં વેદાન્તની સાથે જે સાંખ્યાદિ સ્મૃતિયોનો વિરોધ હતો, તેનું નિવારણ કર્યું છે, તેથી તેને 'સ્મૃતિ પાદ' કહેછે. બીજા પાદમાં સાંખ્યાદિ સર્વ મતને દૂષિત કર્યા છે, તેથી તેને 'તર્કપાદ' કહેછે. ત્રીજાપાદમાં પાંચ મહાભૂતોને કહેનારી શ્રુતિયોમાં અથવા ભોક્તા અથવા જીવને કહેનારી શ્રુતિયોમાં જે કલહ હતો તેનું નિવારણ કર્યું છે, માટે તેને 'ભૂત પાદ' કહેછે. અને ચોથા પાદમાં લિંગ દહેના શ્રુતિયોમાં પણ સુમતિ કરાવી દીધી, તેથી તેને 'લિંગપાદ' કહેછે.

ત્રીજા અધ્યાયના પેહેલા પાદમાં જીવના આવવા જવાના વિચારે કરી વૈરાગ્યનું વર્ણન કર્યું છે, માટે તેને 'વૈરાગ્ય પાદ' કહેછે. બીજાપાદમાં ત્વં અને તત્ એ બે પદોના અર્થનો નિર્ણય કર્યો છે, તેથી 'તત્વં પદાર્થ શોધન' પાદ કહેવાય છે. ત્રીજાપાદમાં સગુણ વિદ્યા અથવા સગુણોપસંહાર કર્યો છે અને નિર્ગુણ બ્રહ્મમાં અપુનરૂક્ત પદોનો ઉપસંહાર કીધો છે, માટે 'ગુણોપસંહાર પાદ' છે. અને ચોથાપાદમાં નિર્ગુણ જ્ઞાનને માટે સન્યાસ અને યજ્ઞાદિ બહિરંગ સાધન અથવા શમાદિ અંતરંગ છે, તેથી 'જ્ઞાનાં-

તરંગ બહિરંગ સાધન પાદ' છે, અર્થાત્ કર્મ શૂન્ય વિદ્યા પુમર્થનું મુખ્ય સાધન છે.

ચોથા અધ્યાયના પહેલા પાદમાં વેદાન્તના શ્રવણાદિથી બ્રહ્મ સાક્ષાત્કાર થવાથી જીવસ્થૂલદેહ મુકત, પાપ પુણ્યના નાશથી મુકત કહેલો છે, માટે તેને 'જીવન્મુક્ત' પાદ કહેછે. બીજાપાદમાં મ્રિયમાણ જીવને નીકળવાની રીત કહી છે માટે તેને 'ઉત્ક્રાન્તિ' પાદ કહે છે. ત્રીજાપાદમાં મૃત સગુણવેદી ઉત્તર માર્ગથી જાશે, તેથી તેને 'બ્રહ્મ પાદ' કહે છે, ચોથાપાદમાં સગુણ બ્રહ્મવેદીને સત્યલોકમાં જગ્યા મળશે અથવા નિર્ગુણ બ્રહ્મ વેદીને વૈદેહ કૈવલ્ય થાશે તેથી તેને 'બ્રહ્મ લોક પાદ' કહે છે.

એ બ્રહ્મ સૂત્ર ઉપર શંકરાચાર્યે ભાષ્ય કહેલું છે, તેમાં અદ્વૈત મતનું પ્રતિપાદન કરેલું છે અને તે ભાષ્ય ઉપર ગોવિંદાનંદે રત્નપ્રભા નામની વ્યાખ્યા કરી છે. રામાનુજાચાર્યે એ બ્રહ્મ સૂત્ર ઉપર શ્રી ભાષ્ય કરેલું છે, તેમાં વિશિષ્ટાદ્વૈત મતનું સ્થાપન કરેલું છે. એ બ્રહ્મ સૂત્ર ઉપર મધ્વાચાર્યે પૂર્ણપ્રજ્ઞદર્શન એ નામનું ભાષ્ય કર્યું છે, તેમાં દ્વૈત મત પ્રતિપાદન કરેલો છે. વલ્લભાચાર્યે એ સૂત્ર ઉપર અણુંભાષ્ય કર્યું છે, તેમાં શુદ્ધાદ્વૈત મતનું સ્થાપન કર્યું છે, એ પ્રમાણે સાંપ્રદાયિક આચાર્યોએ પોત પોતાના જુદાં જુદાં ભાષ્ય કરીને જુદા જુદા મત સ્થાપન કરેલા છે. તેમ નિંબાર્ક, નીલકંઠ અને ભાષ્કર વગેરેનાં પણ વ્યાસ સૂત્ર ઉપર ભાષ્ય છે, પણ તેના સાંપ્રદાયિક ઓછા હોવાથી તે અપ્રસિદ્ધ જેવાં દેખાય છે.

ઊત્તર મીમાંસાના આચાર્ય વેદ વ્યાસ મુનિ છે, તેની પૂર્વે કપિલ મુનિયે વેદના જ્ઞાન કાંડ ઉપર સાંખ્ય શાસ્ત્ર રચ્યું હતું, પણ એ શાસ્ત્રના ટીકાકારોનો મત ફરી ગયાથી એ મતમાં પરમેશ્વરનું અપાર સૃષ્ટિ કૌશલ્ય ઢંકાઈ ગયું હતું, તે પ્રગટ કરવામાટે વ્યાસ મુનિયે વેદાંત શાસ્ત્ર રચ્યું છે, તેમાં જીવ બ્રહ્મ ઐકય શુદ્ધ ચૈતન્ય એ વિષય છે. અજ્ઞાનની નિવૃત્તિ અને આનંદની પ્રાપ્તિ એ પ્રયોજન છે.

વેદાંત શાસ્ત્ર ચલાવનાર વ્યાસ મુનિના સંન્યાશી શિષ્યો સાંખ્ય મતના સન્યાશિયોની માફક ચિન્હ ધારણ કરતા હતા. એ સંન્યાશિયોમાં કુટીચર, બહૂદક, હંસ, અને પરમ હંસ, એવા ચાર ભેદ છે. ત્રિદંડ ધારણ કરી શિખા અને બ્રહ્મ સૂત્ર રાખી ઘર છોડી યજમાનને ઘેર અથવા પુત્રને ઘેર એકવાર ભોજન કરે, કુટિમાં રહે તે કુટીચર કહેવાય છે. કુટીચરના જેવો-

જ વેશ રાખીને આશા ધારણ કર્યા વગર બ્રાહ્મણને ઘેર ભીક્ષા કરે, વિષ્ણું-મંત્રનો જપ કરે, અને નદી તીરે સ્નાન કરે, તેને બહૂદક કહેછે. બ્રહ્મસૂત્ર અને શિખાનો ત્યાગ કરી ધાતુએ રંગેલાં વસ્ત્ર પહેરી ગામડામાં એક રાત્રી વાસ કરે, નગરમાં ત્રણ રાત્રી વાસ કરે, હંસની પેઠે દેશોમાં વિચરે તેને હંસ કહેછે. સંપૂર્ણ જ્ઞાન થયા પછી ચારે વર્ણની ભિક્ષા ગ્રહણ કરે અને પરમાત્માનું ધ્યાન કરતો પોતાની ઈચ્છા પ્રમાણે વિચરે તેને પરમ-હંસ કહેછે.

એ શાસ્ત્રનાં સાધન ચાર છે તેનાં નામ વિવેક[1], વૈરાગ્ય[2], શમાદિ ષટ્[3], અને મુમુક્ષુતા[4]. બ્રહ્મનિત્ય બાકી સર્વ અનિત્ય તે વિવેક કહેવાય છે[1]; આલોક પરલોકના સુખને તુચ્છ જાણવું, તે વૈરાગ્ય કહેવાય છે[2]; શમ[1], દમ[2], ઉપરતિ[3], તિતિક્ષા[4], શ્રદ્ધા, અને સમાધાન એને ષટ્ સંપત્તિ કહે છે. સદા વાસનાનો ત્યાગ તે શમ[1]; બાહ્ય ઇંદ્રિયોનો વિષયથી નિરોધ તે દમ ૨; વિષય ન કરવો તે ઉપરતિ ૩; નિંદા સ્તુતિ અને શીત ઉષ્ણ સહન કરીને ધર્મ એટલે સત્ય વ્યવહારમાં સ્થિર રહેવું તે તિતિક્ષા ૪; ગુરૂ અને વેદાંત વાક્યમાં વિશ્વાસ તે શ્રદ્ધા ૫; અને ચિત્તનું એકાગ્ર તે સમાધાન કહેવાય છે ૬. સંસાર બંધનથી હું કયારે છુટીશ એવા દૃઢ નિશ્ચયથી ઈચ્છા થવી તે મુમુક્ષુતા કહેવાય છે ૪. એ પૂર્વોક્ત ચાર સાધન યુક્ત, શાંત ચિત્, જિતેંદ્રિય શ્રદ્ધાવાન, વિદ્વાન એ તેના અધિકારી છે. વસ્તુમાં અવસ્તુનો આરોપ તે અધ્યારોપ કહેવાય છે. જેમ રજ્જુમાં સર્પનો આરોપ છે, તેવોજ બ્રહ્મમાં જગત્નો આરોપ છે. સચ્ચિદાનંદ બ્રહ્મ વસ્તુ છે. અજ્ઞાનાદિ સકલ જડ સમૂહ અવસ્તુ છે. સત્ અને અસત્ કરીને કથનીય ત્રિગુણાત્મક જ્ઞાનનો વિરોધિ ભાવરૂપ હોય તે અજ્ઞાન. વ્યષ્ટિ અભિપ્રાયથી અનેક છે, સમષ્ટિથી એક છે. વ્યષ્ટિ એટલે અનેક પ્રકાર. સમષ્ટિ એટલે સમૂહ. જેમ વનમાં વ્યષ્ટિ અભિપ્રાયથી અનેક વૃક્ષ વ્યવહાર થાય છે. અને અનેક વૃક્ષમાં સમષ્ટિ અભિપ્રાયથી વન જેવાં અનેકત્વ કરીને ભાસમાન જે જીવનું અજ્ઞાન તેનો નાનાત્વે કરીને અનેકત્વ વ્યવહાર થાય છે. અને જીવનું જે અનેક અજ્ઞાન તેમાં સમૂહત્વ અભિપ્રાયથી એકત્વ વ્યવહાર થાય છે. સમષ્ટિ ઉત્કૃષ્ટ ઉપાધિ કરીને શુદ્ધ, સત્વ પ્રધાન જે ચૈતન્ય છે તે સર્વજ્ઞ સહુનો નિયામક, અંતર્યામી જગત્નું કારણ ઈશ્વર છે. તેનો આનંદ

મય કોશ સુસુપ્તિ છે. કોશ પાંચ પ્રકારના છે. અન્નમયકોશ<sup>૧</sup>, પ્રાણમય કોશ<sup>૨</sup>, મનોમય કોશ<sup>૩</sup>, વિજ્ઞાનમય કોશ<sup>૪</sup> અને આનંદમય કોશ<sup>૫</sup>. વ્યષ્ટ નિકૃષ્ટ ઉપાધિ કરીને મલીન સત્વ પ્રધાન જે ચૈતન્ય છે, તે અલ્પજ્ઞ, અનીશ્વર અને પ્રાજ્ઞ છે, તેનો પણ આનંદમય કોશ સુસુપ્તિ છે. સુસુપ્તિ કાલમાં ચૈતન્યે કરીને પ્રકાશિત જે અતિ સૂક્ષ્મ અજ્ઞાન વૃત્તિ, તેથી કરી ઈશ્વર અને પ્રાજ્ઞ એ બેઉ આનંદનો અનુભવ કરે છે. જેમ વનના વૃક્ષના અભેદથી તે સમષ્ટિ, વ્યષ્ટિનો અભેદ છે, જેમ વનના આકાશનો અને વૃક્ષના આકાશનો અભેદ છે, તેમ સમષ્ટિ ઉપાધિ વિશિષ્ટ ઈશ્વરનો અને વ્યષ્ટિ ઉપાધિ વિશિષ્ટ પ્રાજ્ઞનો અભેદ છે. અજ્ઞાન અને અજ્ઞાન ઉપાધિ વિશિષ્ટ ચૈતન્ય એ બંનેનો આધાર જે ઉપાધિ રહિત શુદ્ધ ચૈતન્ય, તે તુરીય છે. અજ્ઞાનની બે શક્તિ છે, એક આવરણ અને બીજી વિક્ષેપ. જેમ થોડો મેઘ સૂર્ય મંડલને આવરણ કરે છે; તેમ અજ્ઞાન આત્માની આવર્ણ શક્તિ વિશિષ્ટ જે આત્મા છે, તેનો કર્તૃત્વ, ભોક્તૃત્વ સુખ દુખાદિ સંસારનો સંભવ છે; જેમ આપણા અજ્ઞાનથી ઢાંકેલી રસ્સીમાં સર્પનો સંભવ છે; જેમ રસ્શીનું અજ્ઞાન અને અજ્ઞાનથી ઢાંકેલી જે રસ્સી છે; તેમાં વિક્ષેપ શક્તિથી સર્પની ઉત્પાદક છે. તેમ અજ્ઞાન અજ્ઞાનથી ઢાંકેલા આત્મામાં વિક્ષેપ શક્તિથી આકાશાદિ પ્રપંચનો ઉત્પાદક છે. તમઃ પ્રધાન જે વિક્ષેપ શક્તિ વિશિષ્ટ અજ્ઞાન તે વિશિષ્ટ જે ચૈતન્યતાથી આકાશ ઉત્પન્ન થાય છે. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, આગ્નિથી જલ, જલથી પૃથ્વી. એજ આકાશાદિ સૂક્ષ્મભૂતોથી પંચ મહાભૂત અને સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ છે. સૂક્ષ્મ શરીર છે તેજ લિંગ શરીર. તેમાં પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેદ્રિય, પાંચ પ્રાણાદિ, બુદ્ધિ અને મન ૧૭. નિશ્ચયાત્મક અંતઃ કરણની વૃત્તિ તે બુદ્ધિ છે. સંકલ્પાત્મક જે અંતઃ કરણની વૃત્તિ તે મન છે. ચિત્તનો બુદ્ધિમાં અંતર્ભાવ છે. અહંકારનો મનમાં અંતરભાવ છે. બુદ્ધિ અને મન આકાશાદિઓને મળેલા સાત્વિક અંશથી ઉત્પન્ન થાય છે. એ જે બુદ્ધિ છે તે જ્ઞાનેંદ્રિયથી સંયુક્ત વિજ્ઞાન મય કોશ થાય છે. ૨. વિજ્ઞાન મય કોશ જે છે તે કર્તૃત્વનો અભિમાની છે. આ લોક અને પરલોક ગામી છે, તે વ્યવહારમાં જીવ કહેવાય છે. મન જ્ઞાનેંદ્રિય સહિત મનોમય કોશ થાય છે. ૩.

પ્રાણવાયુ પાંચ જાતના છે. તેનાં નામ.–પ્રાણ<sup>૧</sup>, અપાન<sup>૨</sup>, વ્યાન<sup>૩</sup>, ઉદાન<sup>૪</sup>, અને સમાન<sup>૫</sup>. હૃદયના વાયુને પ્રાણવાયુ કહેછે, ગુદાના વાયુને અપાન

વાયુ કહેછે, સર્વ શરીરના વાયુને વ્યાનવાયુ કહેછે, કંઠના વાયુને ઉદાન વાયુ કહેછે, અને નાભિના વાયુને સમાન વાયુ કહેછે, પાંચપ્રાણ, કર્મેંદ્રિય સહિત પ્રાણમય કોશ થાય છે ૪. આનંદમય કોશમાં જ્ઞાન અને કર્તૃત્વ છે. મનોમય કોશમાં ઈચ્છા અનુકરણત્વ છે. પ્રાણમયકોશમાં ક્રિયા અનુકર્મત્વ છે. એ ત્રણે સૂક્ષ્મ શરીર કહેવાય છે. સૂક્ષ્મ શરીર સમૂહમાં એક બુદ્ધિ વિષયત્વ કરીને વન સાદૃશ્ય સમષ્ટિ છે. અને સર્વ સૂક્ષ્મ શરીરમાં અનેક બુદ્ધિ વિષયત્વ કરીને વ્યષ્ટિ છે. સમષ્ટિ ઉપાધિ વિશિષ્ટ જે ચૈતન્ય છે તે સૂત્રાત્મા હિરણ્ય ગર્ભ કહેવાય છે, ત્યાં જ્ઞાન[1], ઈચ્છા[2], ક્રિયા[3], એ ત્રણે શક્તિ છે. વિજ્ઞાનમયાદિ કોશ ત્રણ છે તે જાગ્રત અવસ્થાની વાસનાથી સ્વપ્ન છે. સ્વપ્ન કાલમાં સૂત્રાત્મા જે છે તે મનની વૃત્તિથી સૂક્ષ્મ વિષયનો અનુભવ કરે છે. આકાશમાં શબ્દ; વાયુમાં શબ્દ સ્પર્શ; તેજમાં શબ્દ સ્પર્શ રૂપ; જલમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ; પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ છે. પંચ ભૂતથી ભૂ[1]ર્, ભુવ[2]ર્, સ્વ[3]ર્, મહ[4]ર્, જન[5], તપ[6], અને સત્ય[7] એ સાત લોક ઉપરના ઊત્પન્ન થાયછે. અતલ[1], વિતલ[2], સુતલ[3], તલાતલ[4], મહાતલ[5], રસાતલ[6] અને પાતાલ[7] એ સાત લોક નિચેના ઉત્પન્ન થાય છે. એ સમૂહોપાધિ વિશિષ્ટ ચૈતન્ય વિરાટ છે. સ્થૂલ જે શરીર છે, તેથી અંનનો વિકાર થાય છે, તેથી અન્નમય કોશ છે ૫. તે સ્થૂલ ભોગથી જાગ્રત છે. સ્થૂલ શરીરની જે અનેક ઉપાધિ તે વિશિષ્ટ જે અલ્પ અને અલ્પજ્ઞ ચૈતન્ય તે જીવ છે. જ્ઞાન વિશિષ્ટ ચૈતન્ય ઈશ્વર છે. ભાગત્યાગ લક્ષણાથી જીવના લક્ષણમાંથી અજ્ઞાનનો અને ઈશ્વરના લક્ષણમાંથી જ્ઞાનનો ત્યાગ કરો તો બેઊ ચૈતન્ય એક છે. બ્રહ્મ સત્ય છે. બાકી સર્વ મિથ્યા છે. એવી દૃઢ સમજણથી જીવ જે છે તે બ્રહ્મ છે.

પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અભાવ એ છ પ્રમાણ પૂર્વ મીમાંસાવાળા માને છે. તેજ પ્રમાણે ઊત્તર મીમાંસાવાળા પણ માને છે.

આ ઉપર લખેલી વેદાંત પ્રક્રિયા ઘણું કરીને શંકરાચાર્યના સિદ્ધાંતને અનુસરતી છે, એ શિવાય ઉપર કહેલા બીજા આચાર્યોનો પ્રક્રિયા વિષયમાં કેટલોક ફેરફાર હોય છે. વેદાંત સૂત્ર ઉપર, ઉપર લખેલાં જે ભાષ્યો છે, તેમાં પરસ્પર કેટલાક અંશે તારતમ્ય હોયછે પણ તે સર્વનું વિશેષ વિવેચન કરતાં ગ્રંથ ઘણો વધી જવાના ભયથી સંક્ષેપમાં લખેલું છે.

# વેદાંત શાસ્ત્રનાં પુસ્તકો.

૧ આત્મપુરાણ.
૨ સિદ્ધાંત લેશ ટીકા.
૩ વેદાંત મુક્તાવલિ દીપિકા.
૪ વેદાંત પરિભાષા ટીકા.
૫ તત્વ વિવેક.
૬ વાક્ય સુધા.
૭ નારાયણોપનિષદ્ ભાષ્ય.
૮ નૃસિંહ તાપની યોગ્ય નિષદીપિકા.
૯ શારીરક ભાષ્ય ટીકા.
૧૦ વેદાંત સૂત્ર ભાષ્ય.
૧૧ અદ્વૈત દીપિકા.
૧૨ અષ્ટાવક્ર.
૧૩ વેદાંત સૂત્ર વૃત્તિ.
૧૪ સૂત્ર સારાર્થ ચંદ્રિકા.
૧૫ બૃહદારણ્ય ભાષ્ય ટીકા.
૧૬ બ્રહ્મગીતા.
૧૭ તૈત્તિરિયોપનિષભ્દાષ્ય.
૧૮ આત્મ બોધ.
૧૯ ઈશ્વર બોધ.
૨૦ કલ્પ તરૂ.
૨૧ પરિમલ.
૨૨ અધ્યાત્મ ચિંતામણિ.
૨૩ અદ્વૈત સિદ્ધિ.
૨૪ મધ્વ ભાષ્ય.
૨૫ ભગવદ્ગીતા.
૨૬ મહાવાક્યાર્થ બોધ.
૨૭ વાર્તિક સાર.
૨૮ સિદ્ધાંત લેશ સંગ્રહ.
૨૯ અનુભૂતિ પ્રકાશ.
૩૦ નારદપરિવ્રાજકોપનિષદ્.
૩૧ પંચદશી.
૩૨ પંચીકરણ તાત્પર્ય ચંદ્રિકા.
૩૩ સુબોધિની.
૩૪ અવતાર વાદાવલિ.
૩૫ જીવન્મુક્તિ વિવેક.
૩૬ અદ્વૈત ચંદ્રિકા.
૩૭ પ્રત્યક્ તત્વ ચિંતામણિ.
૩૮ મુક્તાફલ.
૩૯ બૃહદારણ્યકોપનિષદ્વાર્તિક.
૪૦ શાસ્ત્રસિદ્ધાંત લેશ સંગ્રહ.
૪૧ ઐતરેય ભાષ્ય.
૪૨ મિતાક્ષરા.
૪૩ યોગવાશિષ્ટસાર.
૪૪ યતિધર્મ સમુચ્ચય.
૪૫ અનુભૂતિ પ્રકાશ.
૪૬ પંચપાદિકા.
૪૭ વિદ્વન મંડન વિવરણ.
૪૮ અજ્ઞાન બોધિની.
૪૯ અપરોક્ષાનુભવ.
૫૦ આત્મબોધ.
૫૧ ઉપદેશ સાહસ્રી.
૫૨ જીવનૂમુક્ત વિવેક.
૫૩ તત્વબંધ.
૫૪ તત્વબોધ.
૫૫ પ્રહસ્તવાદ.
૫૬ બ્રહ્મગીતા.
૫૭ બ્રહ્મબોધ.
૫૮ દશ શ્લોકી ગીતા.

૫૯ દ્વાદશ મહાવાક્ય ભાષ્ય.
૬૦ નયન પ્રસાદિની.
૬૧ નૈષ્કર્મ્ય સિદ્ધિ.
૬૨ ન્યાયમકરંદ વિવૃત્તિ.
૬૩ પંચમિથ્યાત્વ ટીકા.
૬૪ બ્રહ્મસૂત્ર ભાષ્ય સટીક.
૬૫ બ્રહ્માવલિ ભાષ્ય.
૬૬ ભેદધિક્કાર.
૬૭ મહાવાક્ય રત્નાવલિ.
૬૮ મિતભાષિણી.
૬૯ મોક્ષ સામ્રાજ્ય સિદ્ધિ.
૭૦ યોગ વાશિષ્ટ.
૭૧ વિવરણ સાર સંગ્રહ.
૭૨ વેદાંત કલ્પતરૂ.
૭૩ વેદાંત પરિભાષા.
૭૪ શંકરપાદ ભૂષણ.
૭૫ શાંડિલ્ય સૂત્ર ભાષ્ય.
૭૬ સંક્ષેપ શારીર.
૭૭ સોપાન પંચરત્ન.
૭૮ સૂત સંહિતા.
૭૯ અદ્વૈત બ્રહ્મ સિદ્ધિ.
૮૦ સિદ્ધાંત ચંદ્રોદય.
૮૧ દ્વૈતનિર્ણય સિદ્ધાંત સંગ્રહ.
૮૨ દર્શન કલિકા.
૮૩ દૃક્દૃશ્ય વિવેક વ્યાખ્યા.
૮૪ તત્વાનુંસંધાન.
૮૫ અદ્વૈત દર્પણ ભાવ પ્રકાશિકા.
૮૬ બ્રહ્મામૃત વર્ષિણી.
૮૭ મુમુક્ષુ સર્વસ્વ સાર.
૮૮ બ્રહ્મ સૂત્ર.
૮૯ સર્વોપનિષત્ સાર.
૯૦ જીવન્મુક્તિ પ્રકરણ.
૯૧ અપરોક્ષાનુભૂતિ.
૯૨ અદ્વૈત સિદ્ધાંત વિદ્યોતન.
૯૩ વાક્ય સુધા.
૯૪ નિરેશ્વર પરીક્ષા પ્રકાશ.
૯૫ બ્રહ્મવિદ્યા ભરણ.
૯૬ લઘુ ચંદ્રિકા.
૯૭ પંચભૂત વિવેકાદિ ટીકા.
૯૮ સનત્ સુજાતીય.
૯૯ જીવન્મુક્તિ વિવેક.
૧૦૦ ગૌડપાદ ભાષ્ય ટીકા.
૧૦૧ સહસ્રોપદેશી.
૧૦૨ સહસ્રોપદેશી પદ્યાત્મિકા.
૧૦૩ સિદ્ધાંત ચંદ્રિકા.

## ન્યાયશાસ્ત્રનો સારાંશ.



વેદે પ્રતિપાદન કરેલ છે, એવા પરમેશ્વરનો લોપ કરનારા અનીશ્વર વાદીના ખોટા મતોનું ખંડન કરવા માટે ગૌતમ મુનિયે પાંચ અધ્યાયનું

ન્યાયશાસ્ત્ર રચેલું છે. તેમાં સોળપદાર્થ એ વિષય છે; અને સોળપદાર્થનું તત્વજ્ઞાન એ પ્રયોજન છે. એ સોલ પદાર્થનું અનુક્રમે વ્યાખ્યાન નીચે કર્યું છે.

પ્રમાણ[૧], પ્રમેય[૨], શંષય[૩], પ્રયોજન[૪]. દૃષ્ટાંત[૫], સિદ્ધાંત[૬], અવયવ[૭], તર્ક[૮], નિર્ણય[૯], વાદ[૧૦], જલ્પ[૧૧], વિતંડા[૧૨], હેત્વાભાસ[૧૩], છલ[૧૪], જાતિ[૧૫], અને નિગ્રહસ્થાન[૧૬]. એ સોળપદાર્થના તત્વજ્ઞાનથી મોક્ષ થાય છે, મિથ્યાજ્ઞાનના નાશથી દોષનોનાશ થાય છે, દોષના નાશથી પ્રવૃત્તિનો નાશ થાય છે, પ્રવૃત્તિના નાશથી જન્મનો નાશ થાય છે, જન્મના નાશથી દુઃખનો નાશ થાય છે, અને દુઃખના નાશથી મોક્ષ થાય છે.

પ્રત્યક્ષ[૧], અનુમાન[૨], ઉપમાન[૩] અને શબ્દ[૪]. એ રીતે પ્રમાણના ચાર પ્રકાર છે. ચક્ષુ આદિ ઇંદ્રિયો, ઘટ આદિ પદાર્થો એ બેએના સંયોગથી આ ઘડો છે એવું જ્ઞાન થાય છે, તે પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય[૧]. ધુમાડો જોઈને અગ્નિનું અનુમાન થાય, તેને અનુમાન પ્રમાણ કહેછે[૨]. છત્ર ચામરાદિક રાજ ચિન્હ જોઈને રાજાનું અનુમાન થાય છે, પૂર્વવત્ અને સામાન્યતો દૃષ્ટ, એ ત્રણ અનુમાનના ભેદ છે. કારણ જોઈ કાર્યનું અનુમાન થાય છે તે પૂર્વવત્. જ્યાં કાર્ય જોઈને કારણનું અનુમાન થાય તે શેષવત્ અને પરસ્પર કાર્ય કારણ ભાવવિના એકથી બીજાનું અનુમાન થાયછે, તેને સામાન્યતો દૃષ્ટ અનુમાન કહે છે ૨. પ્રસિદ્ધ વસ્તુનું સાદૃશ્યપણું બતાવીને અપ્રસિદ્ધ વસ્તુ શોધી કાઢવી, તેને ઉપમાન પ્રમાણ કહે છે ૩. યથાર્થ જ્ઞાનનો ઉપદેશ તેને શબ્દ પ્રમાણ કહે છે ૪.

૨ પ્રમાણથી જેનું જ્ઞાન થાય છે, તેને ન્યાયશાસ્ત્રમાં પ્રમેય કહે છે. તેના બાર ભેદ છે. આત્મા ૧, શરીર ૨, ઇંદ્રિય ૩, અર્થ ૪, બુદ્ધિ ૫, મન ૬, પ્રવૃતિ ૭, દોષ ૮, પ્રેત્યભાવ ૯, ફલ ૧૦, દુઃખ ૧૧, અને મોક્ષ ૧૨. એ પ્રત્યેક પ્રમેયનો અર્થ નીચે અનુક્રમે લખુંછું. જેમાં જ્ઞાન રહ્યું છે તે આત્મા, તેનાં ઇચ્છા ૧, પ્રયત્ન ૨, જ્ઞાન ૩, દ્વેષ ૪, સુખ ૫, અને દુઃખ ૬, એ છ લક્ષણો છે ૧. ચેષ્ટા ઇંદ્રિય, સુખ દુઃખ અર્થાત્ આત્માને સુખદુઃખ ભોગવવાનું સ્થાન તે શરીર ૨. પાંચ વિષયોનો અનુભવ કરવાનાં ઘ્રાણ, રસના, ચક્ષુ, ત્વક્ અને કર્ણ એ પાંચ સાધન તે ઇંદ્રિયો છે ૩. ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ એ પાંચ વિષયોને અર્થ કહેછે ૪. આત્માને દરેક વિષયનું જ્ઞાન, તેને બુદ્ધિ કહેછે ૫. આત્માને સુખદુઃખ જણાવનારૂં સાધન તેને મન કહે છે. ૬ શુભાશુભ

ફળમાટે મન, વાણી અને શરીરના વ્યાપારવડે શુભાશુભ કર્મમાં વર્તવું તેને પ્રવૃત્તિ કહે છે ૭. રાગ, દ્વેષ, મોહમાં જે પ્રવૃત્તિ થાય તેને દોષ કહેછે ૮. પૂર્વના દેહ ઇંદ્રિયોનો સંબંધ છોડીને બીજા દેહ ઈંદ્રિયોનો સંબંધ ગ્રહણ કરવો, તેને પ્રેત્યભાવ કહેછે ૯. પ્રીતિ, દ્વેષ અને મોહથી સુખ દુઃખનો જે સાક્ષાત્કાર, તેને ફળ કહે છે ૧૦. પીડા અને સંતાપ સ્વભાવ તેને દુઃખ કહેછે ૧૧. અને એકવીશ પ્રકારના દુઃખની નિવૃત્તિ તેને મોક્ષ કહેછે ૧૨.

૩ એકમાં અનેક વિરૂદ્ધ ધર્મનું જ્ઞાન હોય છે તેને શંષય કહે છે. આ શંષય નિર્ણય થતાં સુધી રહે છે.

૪ મનમાં જે વસ્તુની ઈચ્છા ધરીને તેના સાધનમાં પ્રવર્ત થાવું તે વસ્તુને પ્રયોજન કહે છે.

૫ વાદી પ્રતિવાદી બંનેનું જે ઉદાહરણથી સમાધાન થાય છે તેને દૃષ્ટાંત કહે છે.

૬ નિર્ણય વડે જે સિદ્ધ થાય છે તેને સિદ્ધાંત કહે છે, તેના ભેદ ચાર છે. સર્વશાસ્ત્ર સિદ્ધાંત ૧, એકશાસ્ત્ર સિદ્ધાંત ૨, અધિકરણ સિદ્ધાંત ૩, અને અભ્યુપગમ સિદ્ધાંત ૪. સર્વ શાસ્ત્રમાં મળતી આવતી વાતને સર્વશાસ્ત્ર સિદ્ધાંત કહે છે; બીજાના શાસ્ત્રમાં જે સિદ્ધાંત નહોય, તેને એક શાસ્ત્ર સિદ્ધાંત કહે છે; કાર્ય સિદ્ધ થયા પછી તેના કારણની સિદ્ધિ થાય, તેને અધિકરણ સિદ્ધાંત કહે છે; જ્ઞાન ઈચ્છાનો પ્રયત્ન સિદ્ધ થયા પછી તેનો-આધાર જે ઈશ્વર તે સિદ્ધ થાય છે, જે વસ્તુનો સ્વિકાર કર્યા બાદ તેનો સિદ્ધાંત કરીયે તેને અભ્યુપગમ સિદ્ધાંત કહેછે.

૭ પ્રતિજ્ઞા, ૧ હેતુ, ૨ ઉદાહરણ, ૩ ઉપનય, ૪, અને નિગમન ૫, એ પાંચ અનુમાન વાકયના અવયવ છે. પર્વત અગ્નિવાળો છે એ પ્રતિજ્ઞા ૧. ધૂમાડાવાળો છે એ હેતુ ૨. જેજે ધૂમાડાવાળું હોય તે તે અગ્નિવાળું હોય. (રસોડું ધૂમાડાવાળું છે માટે અગ્નિવાળું છે) તે ઉદાહરણ ૩. જેમ પર્વત ધુમાડાવાળો છે તેને ઉપનય કહેછે ૪. પર્વતમાં અગ્નિછે એવું જ્ઞાન તે નિગમન કહેવાય છે. ૫

૮ કાર્ય અને કારણનો વિચાર. આ સ્થંભ છે કે પુરૂષ છે એવો સંષય થયા બાદ તેના ઉપર પક્ષીઓ બેઠેલાં જોઈ તે હાલતો નથી તેથી સ્થંભજ છે, એવો નિશ્ચય થાય છે તેને તર્ક કહેછે.

૯ શંષય થયા પછી જેનો નિર્ણય થાય છે, તેને નિશ્ચય કહે છે.

૧૦ પક્ષ અને પ્રતિપક્ષ કરનારના સિદ્ધાંતથી અવિરૂદ્ધ વાદી પ્રતિવાદીનાં દૂષણ ભૂષણ તેને વાદ કહેછે.

૧૧ છલાદિથી સામાના પક્ષમાં દૂષણ દેઈ પોતાનો પક્ષ સ્થાપન કરવો તે જલ્પ.

૧૨ પોતાનો પક્ષ સ્થાપન કર્યા વગર સામાના પક્ષમાં દૂષણજ માત્ર દેખાડ્યાં કરવાં, તેને વિતંડા કહે છે.

૧૩ હરેક સિદ્ધ કરવું હોય પણ તેનો ખોટો હેતુ બતાવ્યાથી તે સિદ્ધ થાય નહીં, તેને હેત્વાભાસ કહેછે; તેના પાંચભેદ છે. વ્યભિચારી હેતુ ૧, વિરોધિ ૨, સત્પ્રતિપક્ષ ૩, અસિદ્ધ ૪, અને બાધિતહેતુ ૫.

૧૪ વાક ૧, સામાન્ય ૨, ઉપચાર ૩ એ ત્રણ પ્રકારના છલ છે. વક્તાના અભિપ્રાયથી અન્ય અર્થની જે કલ્પના તે વાક્છલ કહેવાય ૧, જાતિ વિષયનો જે છલ તે સામાન્ય છલ ૨, અને મુખ્યાર્થમાં લક્ષણાથી જે છલ તે ઉપચાર ૩.

૧૫ સામાના પક્ષમાં ખોટાં દૂષણ દેવાં તેને જાતિ કહેછે.

૧૬ જે બોલતાં સામાના પક્ષનું ખંડન થાય, તેને નિગ્રહ સ્થાન કહેછે.

ઉપર જણાવ્યા મુજબ સોળ પદાર્થનાં તત્વો ન્યાયશાસ્ત્રમાં કહેલાં છે. ન્યાયશાસ્ત્રમાં વાદવિવાદ કરવાની યુક્તિયો ઘણી તારીફ કરવા લાયક છે, તે યુક્તિયો સર્વ શાસ્ત્રવેત્તાઓએ પસંદ કરેલી છે.

એ તર્ક દર્શનના ચલાવનારા પુરૂષો પૂર્વે, નિચે લખ્યાપ્રમાણે ચિન્હો ધારણ કરતા, પ્રૌઢ કોપીન વાળતા, અંગે કામળી ઓઢતા, હાથમાં દંડ ધારણ કરતા, માથે જટા રાખતા, જનોઈ પેહરતા, જલાધાર પાત્ર ધારણ કરતા અને વનમાં રહેતા. કેટલાએક યોગનો અભ્યાસ કરનારા કંદમૂળ અને ફળાદિનો આહાર કરતા, પોતાના આશ્રમ ઉપર આવી ચઢેલા અતિથિ અભ્યાગતની ઘણા સ્નેહથી સેવા બરદાસ્ત કરતા. તેઓ ઘણું કરીને નદી, સરોવર, આદિ જલાશય આગળ પોતાનો આશ્રમ રાખતા. તેમાં કેટલાક ત્યાગી કેટલાક ગ્રહસ્થાશ્રમી હતા. એ બધા મૃતિકા જળવડે શરીર શૌચ કરી પવિત્ર રહેતા. ત્રણ કાળની સંધ્યાના વખતે શરીરે ભસ્મ ચોળતા. વિદ્યામાં મગ્ન થઈ નિરદ્વેષપણાંથી સામસામી શાસ્ત્રની ચર્ચા કરતા, પણ કદી ક્રોધાધીન થઈ જતા નહીં. તેમજ પાછળથી કોઈનું ભૂડુંબોલતા નહીં. શાંત અને દાંતાદિક લક્ષણ સંયુક્ત હતા. કેટલાએક તીર્થ

યાત્રા મિશે પૃથ્વીના લોકોને પવિત્ર કરવા વિચરતા અને વેદોક્ત જ્ઞાનનો ઉપદેશ કરતા. તેમને વંદના કરતી વખતે તેમના શિષ્યો, ઓં નમઃ શિવાય કહેતા. આચાર્યો શિવાય નમઃ કહેતા. એ રીતે ગૌત્તમ અને કણાદ મુનિના શિષ્યો વર્ત્તતા.

ગૌત્તમ મુનિનું બીજું નામ અક્ષપાદ છે. તેણે આ સૃષ્ટીની ઉત્પતિ અને સંહાર કરનાર પરમેશ્વરને દેવ કહ્યો છે. એ દેવ ચક્ષુઆદિ ઇંદ્રિયોવડે પ્રત્યક્ષ જણાતો નથી, પણ અનુમાન પ્રમાણથી જણાય છે. જેમકે પૃથવ્યાદિક કોઈ બુદ્ધિમાને કરેલાં કાર્ય છે, માટે જેજે કાર્ય હોય તે બુદ્ધિમાને કરેલું હોય. જેમ ઘડો કાર્ય. બુદ્ધિમાન કુંભારે કરેલો છે. તેમજ આ પૃથવ્યાદિક કાર્યનો કર્ત્તા બુદ્ધિમાન ઈશ્વરજ છે. તે ઈશ્વર આકાશની પેઠે સર્વત્ર વ્યાપક છે. કદી ઉપજતો અને નાશ પામતો નથી, માટે એને કુટસ્થ કહે છે. એ સર્વજીવોનાં કર્મ તપાસીને ફળ આપે છે.

ન્યાય શાસ્ત્રના ગ્રંથોની ટીપ વૈશેષિક શાસ્ત્રના ગ્રંથોની ટીપ સાથે ટાંકી છે.

---

## વૈશેષિક દર્શનનો સારાંશ.

કણાદ મુનિયે વૈશેષિક શાસ્ત્ર રચ્યું છે. તે શાસ્ત્રના દશ અધ્યાય છે, તેમાં સોળપદાર્થોનો સંક્ષેપ કરીને સાત પદાર્થનું નિરૂપણ કરેલું છે. એ વૈશેષિકશાસ્ત્ર પૂર્વ ન્યાયના પેટામાં ગણાય છે. એ બંને શાસ્ત્રમાં નિરૂપણ કરેલા પદાર્થનાં ઉદ્દેશ, લક્ષણ, પરીક્ષા કર્યાથી તત્વજ્ઞાન થાય છે. તેને તર્કશાસ્ત્ર તથા આન્વિક્ષિકી વિદ્યાપણ કહેછે. વૈશેષિકશાસ્ત્રમાં પદાર્થ વિષય છે, અને પદાર્થનો તત્વજ્ઞાન એ પ્રયોજન છે. એ દર્શન ચલાવનારા પુરૂષોનાં ચિન્હ તથા દેવતા ઈત્યાદિક સર્વે ન્યાયદર્શન સરખાં છે, પરંતુ તત્વોમાં ભેદ છે. એ તત્વો નિચેપ્રમાણે. દ્રવ્ય ૧, ગુણ ૨, કર્મ ૩, સામાન્ય ૪, વિશેષ ૫, સમવાય ૬, અને અભાવ ૭, એ સાત પદાર્થોના સમાન ધર્મ અને વિરૂદ્ધ ધર્મ જાણવાથી અનેક પદાર્થના અનેક ધર્મનું જ્ઞાન થાય

છે. અનેક ધર્મમાં એક નિવૃત્તિ ધર્મ છે. તેથી ઉત્પન્ન થતા આત્મ સાક્ષાત્કારથી મોક્ષ થાય છે.

પેહેલા દ્રવ્ય તત્વના પૃથ્વી ૧, જલ ૨, અગ્નિ ૩, વાયુ ૪, આકાશ ૫, કાલ ૬, દિશા ૭, આત્મા ૮, અને મન ૯, એ નવભેદ છે. ગંધગુણવાળી પૃથ્વી છે એના ઝીણા પરમાણુંને એકઠા કરીને માટી પથરરૂપિ પૃથ્વી ઈશ્વરે રચી છે. પૃથ્વીનાં પ્રાણીઓનાં શરીર અને ગંધ ગ્રહણ કરનારાં પ્રાણ ઇંદ્રિયો પરમેશ્વરે રચ્યાં છે. ટાઢા સ્પર્શવાળું જળ છે તેના ઝીણા પરમાણુંને એકઠા કરીને ઈશ્વરે નદી સમુદ્રાદિકનું જળ રચ્યું છે. જલનાં પ્રાણિયોનાં શરીર અને રસ ગ્રહણ કરનારાં જીભ ઇંદ્રિયો પરમેશ્વરે રચ્યાં છે ૨. ઊના સ્પર્શવાળો અગ્નિ છે. તેના ઝીણા પરમાણું છે, તેને એકઠા કરીને ઈશ્વરે પૃથ્વીનો અગ્નિ તથા આકાશનો અગ્નિ રચ્યો છે. એ અગ્નિના સૂર્યલોકના પ્રાણીયોના શરીર અને રૂપ ગ્રહણ કરનારાં નેત્ર ઇંદ્રિયો પરમેશ્વરે રચ્યાં છે ૩. રૂપ વગરનો સ્પર્શવાળો વાયુ છે. એના ઝીણા પરમાણું છે તે એકઠા કરીને ઝાડની ડાળો હલાવનારો આદિસ્વરૂપ વાયુ પરમેશ્વરે રચ્યો છે. તે વાયુવાળાં પ્રાણીઓનાં શરીર અને શરીર ઉપરની ત્વચા ઇંદ્રિયો પરમેશ્વરે રચ્યાં છે. ૪ હવે પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ એ ચાર મહાભૂતોની સૃષ્ટિ અને સંહાર જે રીતે ઈશ્વર કરે છે, તે કહેવાશે. સૃષ્ટિ રચવાની ઈશ્વરેચ્છાવડે પૃથ્વી, જળ, અગ્નિ ને વાયુની પોત પોતાના પરમાણુંમાં ક્રિયા થાય છે. તેવડે તેનો સંયોગ થાય છે. તેથી મોટી પૃથ્વી મોટું જલ મોટો અગ્નિ મોટો વાયુ થાય છે. એ મોટા ચારેનું એક બ્રહ્માંડ ઊભું થાય છે. એ ચાર મહાભૂતોનાં મનુષ્યાદિકનાં શરીર થાય છે. ઈશ્વરની સંહાર કરવાની ઈચ્છાવડે ચાર મહાભૂતોના પરમાણુંમાં ક્રિયા થાય છે. અને તેથી પરમાણુંનો વિભાગ થાય છે. એટલે આખું બ્રહ્માંડ ભાગી જાય છે. શબ્દ ગુણ વાળું આકાશ છે. એ મોટું છે તેનો છેડો નથી. કાનના આકાશને શબ્દ ગ્રહણ કરનારૂં શ્રોત્ર ઇંદ્રિય કહેછે. પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશને મહાભૂત કહેછે. ૫, ભૂત વર્તમાન અને ભવિષ્યના વ્યવહારનું કારણ કાળ છે. એ કાળનુંમાન,– લક્ષ, લવ, નિમેષ, કાષ્ટા, કલા, મુહૂર્ત, યામ, અહોરાત્ર, અર્દ્ધમાસ, માસ, ઋતુ, અયન, સંવત્સર, કલ્પ, એ જ્યોતિષ ઉપરથી થાય છે ૬. પૂર્વ, પશ્ચિમ ઈત્યાદિક વ્યવહારનું કારણ દિશા છે. મૂર્તિવાળા દ્રવ્યની અવધિ બાંધીને આ આથી પૂર્વે આ પશ્ચિમે ઈત્યાદિક દશ દિશાઓ થાય છે ૭,

જેમાં જ્ઞાન રહ્યું છે તે આત્મા એમાં જીવાત્મા અને પરમાત્મા એ બે ભેદ છે. જીવાત્માને સ્વર્ગ નરકમાં પ્રેરનારો પરમાત્મા સર્વત્ર વ્યાપક એક છે. અને જીવાત્મા જુદા જુદા શરીર પ્રત્યે જુદા જુદા અને ઘણા છે. આત્માને સુખદુઃખ જણાવનારૂં ઇંદ્રિય તે મન છે. આત્મા, ઇંદ્રિય અને વિષયો એ ત્રણે સમીપ હોય પણ આત્માનું મન ઇંદ્રિય વિષયો ઉપર દોડ્યા વિના આત્માને સુખદુઃખનું જ્ઞાન થતું નથી. ૯

બીજા ગુણતત્વના. રૂપ ૧, રસ ૨, ગંધ ૩, સ્પર્શ ૪, સંખ્યા ૫, પરિમાણ ૬, પ્રથકત્વ ૭, સંયોગ ૮, વિભાગ ૯, પરત્વ ૧૦, અપરત્વ ૧૧, ગુરૂત્વ ૧૨, દ્રવત્વ ૧૩, સ્નેહ ૧૪, શબ્દ ૧૫, બુદ્ધિ ૧૬, સુખ ૧૭, દુખ ૧૮, ઈચ્છા ૧૯, દ્વેષ ૨૦, પ્રયત્ન ૨૧, ધર્મ ૨૨, અધર્મ ૨૩, અને સંસ્કાર ૨૪, એ ચોવીશ ભેદવાળા ગુણ દ્રવ્યમાં છે. નેત્રવડે જેનું ગ્રહણ થાય તે રૂપ ગુણ. એના ધોળું, કાળું, લીલું, લાલ, કપિલ, ચિત્ર, એવા સાત ભેદ છે. જીભવડે જેનું ગ્રહણ થાય, તે રસ ગુણ. એના મધુર, ખાટો, ખારો, તુરો, કડવો, તીખો એવા છ ભેદ છે. પૃથ્વીમાં છ રસ છે, જળમાં મધુર રસ છે. ૨. નાકવડે જેનું ગ્રહણ થાય, તે ગંધ ગુણ એના સુગંધ અને દુર્ગંધ એવા બે ભેદ છે. એ પૃથ્વીમાંજ રહેછે ૩. ત્વચાવડે જેનું ગ્રહણ થાય તે સ્પર્શ. એના ઊનો ટાઢો અને સમાન એવા ત્રણ ભેદ છે ૪. એકત્વાદિક વ્યવહારનું કારણ સંખ્યા. એના એકત્વ, દ્વિત્વ, બહુત્વ એવા ત્રણ ભેદ છે. પરાર્દ્ધ સુધી સંખ્યા છે ૫. માન વ્યવહારનું કારણ તે પરિમાણ. એના અણું ૧, મહત્ ૨, હ્રસ્વ ૩, દીર્ઘ ૪, એવા ચાર ભેદ છે. પરમાણુ મન આદિનું અણું પરિમાણ છે. આકાશાદિનું મહત્ પરિમાણ છે. બોરને બીલું હોય તેમાં બોરનું અણું પરિમાણ અને બીલાનું મહત્. એમ ભુગોળનું મહત્ પરિમાણ છે. લાંબો ટુંકો એવા બે વાંસ હોય, તેમાં ટૂંકા વાંસનું હ્રસ્વ પરિમાણ અને લાંબાનું દીર્ઘ પરિમાણ ૬. જુદા જુદા વ્યવહારનું કારણ તે પૃથકત્વ, પૃથકત્વવડે ઘડો, લોટો, એવા જુદા જુદા વ્યવહાર સર્વના થાય છે ૭. એકઠા થવું તે સંયોગ. થાંભલા ઉપર પક્ષી બેસે છે. આહિં એકની ક્રિયાથી સંયોગ થયો ૮. જુદું પડવું તે વિભાગ, એ પણ એકની ક્રિયાવડે તથા બેની ક્રિયાવડે થાય છે ૯. આ પર અને આ અપર, એવો જેનો વ્યવહાર થાય, તે પરત્વ અને અપરત્વ. એ દિક્કૃત અને કાળકૃત એવું બે પ્રકારનું છે. દેશ કાલ ભેદની પ્રતીતિ

કરનારૂં કાળકૃત. દેશ ભેદની પ્રતીતિ કરનારૂ દિક્કૃત ને કાલ ભેદની પ્રતીતિ કર નારૂં કાલકૃત દિક્કૃત. એ જે એક દિશામાં એક સમીપ અને બીજો દૂર એમ બે પીંડ મૂક્યા હોય, તેમાં સમીપ પીંડથી જે દૂર પિંડ તે પર અને સમીપ પિંડ તે અપર, કાળકૃત એ જે એક જુવાન અને બીજો વૃદ્ધ એવા બે પુરૂષ ઉભા હોય તેમાં જુવાન એ અપર ૧૦-૧૧. જે વડે જલ ભૂમિ હેઠે પડે તે ગુરૂત્વ ૧૨. ઢીલાપણાનું નામ દ્રવત્વ એના સાંસિદ્ધિક, ને નૈમિત્તિક એવા બે ભેદ છે. સાંસિદ્ધિક ઢીલાપણું જલમાં છે, અને લાખ ઘી આદિને અગ્નિ સંયોગથી ઢીલાપણું થાય છે, માટે એ નૈમિત્તિક દ્રવત્વ છે ૧૩. પદાર્થને ચોંટાડી દે તે સ્નેહ એ જલનો વિશેષ ગુણ છે. જલમાં ચિકાસ છે. માટે એ વડે માટી આદિકનો પિંડ થાય છે ૧૪. કાન ઇંદ્રિયવડે જેનું ગ્રહણ થાય તે શબ્દ એના **ધ્વન્યાત્મક** અને **વર્ણાત્મક** એવા બે ભેદ છે. ધ્વન્યાત્મક શબ્દ વાજાં આદિકનો છે. અને વર્ણાત્મક શબ્દ માણસની ભાષાનો છે ૧૫. જ્ઞાન તે બુદ્ધિ યથાર્થ બુદ્ધિ અને અયથાર્થ બુદ્ધિ એવા બે ભેદ છે. પેહેલી યથાર્થ બુદ્ધિમાં પ્રત્યક્ષ, અનુમાન, સ્મૃતિ, આર્ષ એવા ચાર ભેદ છે. ઇંદ્રિયવડે પ્રતિત થાય તે પ્રત્યક્ષ. ઘ્રાણ ૧, જીભ ૨, નેત્ર ૩, ત્વચા ૪, કાન ૫, મન ૬. એ છ ઇંદ્રિયો છે. પ્રસિદ્ધ ચિન્હો જોઈને અપ્રસિદ્ધ વસ્તુનું જ્ઞાન થાય છે તે અનુમાન, જેમ પર્વતમાં ધુમાડો જોઈને અગ્નિનું અનુમાન થાય છે. ચંદ્રોદય જોઈને સમુદ્ર ભરતીનું અનુમાન થાય છે. દીઠેલી સાંભળેલી વસ્તુ યાદ થાય, તે સ્મૃતિ. શાસ્ત્ર રચનારા ઋષિયોના ગ્રંથો ઉપરથી જે જ્ઞાન ઉપજે તે આર્ષ. અયથાર્થ બુદ્ધિના સંશય, વિપર્યય, અનધ્યવસાય, સ્વપ્ન એવા ચાર ભેદ છે. દૂરથી શિંગડું દેખીને એ બલદ હશે કે પાડો હશે એવી જે ડોલતી પ્રતીતિ થાય તે સંશય. છીપમાં રૂપાની પ્રતીતિ એવી જે જુઠી પ્રતીતિ થાય તે વિપર્યય. આ કાંઈક છે એવું જ્ઞાન થાય પણ ઉપદેશ વિના તેના નામાદિકનું જ્ઞાન ન થાય, તે અનધ્યવસાય. જેણે ફણસનું ઝાડ દીઠું નથી, તેને ફણસનું ઝાડ જોઈને અનધ્યવસાય થાયછે. ઇંદ્રિયોના વ્યાપાર ઉપરથી થાકીને હૃદયમાં મન જાય છે ત્યારે ઇંદ્રિયોના વ્યાપાર બંધ પડેછે. પણ મનમાં ઇંદ્રિયોના વિષયના સંસ્કાર રહ્યા છે, તેથી જુઠૂં જ્ઞાન ઉપજે છે તે સ્વપ્ન. એ સ્વપ્ન ત્રણ પ્રકારે થાયછે. એક ઘણા સંસ્કારથી, બીજું ધાતુ દોષથી, ત્રીજું અદૃષ્ટથી. ઘણા સંસ્કારથી કામી કે ક્રોધી જે વસ્તુને આદરવડે ચિંતવતો સુઈ જાયછે. પછી

તેને ઘણા સંસ્કારથી ચિંતા પ્રત્યક્ષ સ્વપ્નમાં થાયછે. ધાતુ દોષથી એટલે વાયુની પ્રકૃતિવાળો વાયુના દોષવડે આકાશ ગમનાદિક સ્વપ્નમાં દેખેછે. પિત્ત પ્રકૃતિ વાળો પિત્ત દોષથી અગ્નિ પ્રવેશ, કનક, પર્વતાદિક સ્વપ્નમાં દેખેછે. શ્લેષ્મ દોષથી નદી સમુદ્ર તરવા સ્વપ્નમાં દેખેછે. અદૃષ્ટથી અત્યંત અપ્રસિદ્ધ વસ્તુનું સ્વપ્ન થાયછે ૧૬. આત્મા, સારૂં લાગતાં ભોગવે તે સુખ ૧૭. આત્મા, માઠું લાગતાં ભોગવે તે દુઃખ ૧૮. પોતાને અર્થે કે પારકાને અર્થે જે વસ્તુ મળેલી ન હોય તેને મેળવવા ધારવું, તે ઈચ્છા. એના કામ ૧, અભિલાષ ૨, રાગ ૩, સંકલ્પ ૪, કારૂણ્ય ૫, વૈરાગ્ય ૬, ઉપધા ૭, અને ભાવ ૮, એવા આઠ ભેદ છે. મૈથુન ઈચ્છા તે કામ ૧, ખાવાની ઈચ્છા તે અભિલાષ ૨, ફરી ફરીને વિષયોમાં રંજન થવું તે રાગ ૩, આમ કરવું છે, એવી જે ઈચ્છા તે સંકલ્પ ૪, પોતાના અર્થ વિના પરદુઃખ ટાળવાની ઈચ્છા તે કારૂણ્ય ૫. દોષ દેખીને વિષય ત્યાગની ઈચ્છા તે વૈરાગ્ય ૬. પરને છેતરવાની ઈચ્છા તે ઉપધા ૭. અંતરમાં છાનું રાખવાની ઈચ્છા તે ભાવ ૮. કરવાની ઈચ્છા ઈત્યાદિક ક્રિયા ભેદ વડે ઈચ્છાના ભેદ થાય છે ૧૯. સામાને દેખીને આત્માને બળતરા થાય તે દ્વેષ ૨૦. કરવાનું નામ પ્રયત્ન ૨૧. વેદ સ્મૃતિ વિહિત કર્મ કરવું એ ધર્મ. એથી કર્તાને પ્રિય, હિત ને મોક્ષ થાય છે. એનાં સાધન શ્રુતિ સ્મૃતિ વર્ણાશ્રમીને સામાન્ય વિશેષ ભાવવડે જુદાં જુદાં કહ્યાં છે ૨૧. વેદ સ્મૃતિમાં નિષેધેલાં કરવાં તે અધર્મ, તેથી કર્તાને અહિત ને પાપ થાય છે ૨૨. વેગ, ભાવના, સ્થિતસ્થાપક એવા સંસ્કારના ત્રણ ભેદ છે. પૃથ્વી, જલ, અગ્નિ, પવન, મન, એ પાંચ દ્રવ્યોમાં વેગ છે. વેગવડે બાણ ચાલે છે. દીઠેલી સાંભળેલી વસ્તુની ભાવના આત્મામાં રહે છે. તેથી કામ પડે સાંભળી આવે છે. ધનુષાદિક વસ્તુ હોય તેથી બીજા પ્રકારનું કરીએ અને પાછું તે હોય તેવું થઈ જાય એ સ્થિત સ્થાપક સંસ્કાર ૨૪.

૩ ચલનનું નામ કર્મ. એના ઉત્ક્ષેપણ, અપક્ષેપણ, આકુંચન, પ્રસારણ, અને ગમન એવા પાંચ ભેદ છે. શરીર કિંવા શરીરને સંબદ્ધ કાંઈ વસ્તુ હોય, તેને એ પાંચ કર્મ લાગે છે. ઊભું થવાનું નામ ઉત્ક્ષેપણ, બેસવાનું નામ અપક્ષેપણ, અવયવ એકઠા કરવાનું નામ આકુંચન, અવયવ પોહોળા કરવાનું નામ પ્રસારણ, એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાનું નામ ગમન કહેવાય.

૪ પોતે નિરંતર એક હોય ને અનેકમાં મળેલું હોય તે સામાન્ય. એના પર અને અપર એવા બે ભેદ છે દ્રવ્ય ગુણને કર્મમાં રહેલ સામાન્યને પર અથવા સત્તા કહેછે. અને દ્રવ્યમાં દ્રવ્યપણું, ગુણમાં ગુણપણું, કર્મમાં કર્મપણું તેને અપર સામાન્ય કહેછે. સામાન્ય પ્રભૃતિ ૪ પદાર્થમાં સામાન્ય એટલે જાતિ રહેતી નથી. ઘણાનું એક નામ તે પર સામાન્ય. અને ઘણા માહેલા કેટલાએકનું એક નામ તે અપર સામાન્ય. જેમ સાતે પદાર્થોનું પદાર્થ એવું એક નામછે તે અપર સામાન્ય, બધા બ્રાહ્મણોનું બ્રાહ્મણ એ એક નામ તે પર સામાન્ય, અને બધા માંહેલા કેટલાક ગુર્જર બ્રાહ્મણ તે અપર સામાન્ય. વત્તામાં પર સામાન્ય હોય અને ઓછામાં અપર સામાન્ય હોય.

૫ સામાન્યમાં રહેલા ઘણાને જ્યારે જુદા જુદા ગણિયે ત્યારે તેને વિશેષ કહેવાય છે. જેમ વૃક્ષ એ તમામ વૃક્ષોનું સામાન્ય નામ છે, પણ તેમાંથી અમુક અમુક વૃક્ષને જુદા ગણિયે ત્યારે વિશેષ કહેવાય છે.

૬ બેને નિત્ય સંબંધ તે સમવાય. ગુણગુણીને નિત્ય સંબંધ છે. ક્રિયા ક્રિયાવાનને નિત્ય સંબંધ છે. બે દ્રવ્ય મળિને સંયોગ સંબંધ થયો હોય તે તો જુદો પડે, પણ સમવાય સંબંધ જુદો પડતો નથી.

૭ વસ્તુ નહીં તેનું નામ અભાવ. એના પ્રાગભાવ ૧, પ્રધ્વંશાભાવ ૨, અત્યંતાભાવ ૩, અન્યોન્યાભાવ ૪, સંસર્ગાભાવ ૫, એવા પાંચ ભેદ છે. ઘડો નોતો થયો ત્યાર પેહેલાં ઘડાનો અભાવ હતો તે પ્રાગભાવ ૧. ઘડાને ફોડ્યા પછી ઘડાનો અભાવ થયો, તે પ્રધ્વંશાભાવ ૨, ઘડો તે લુગડું નહીં અને લુગડું તે ઘડો નહીં એ અન્યોન્યાભાવ ૩. ત્રણે કાળે જે નહીં તે અત્યંતાભાવ. વાંઝણીનો પુત્ર, આકાશનું ફૂલ, મનુષ્યનાં શિંગડા, શશલાનાં શિંગડાં, કાચબાનાં રોમ એ ત્રણે કાળમાં હોતાં નથી. ત્રણે કાળમાં રેહેનાર એટલે નિત્ય જે અભાવ તેને અત્યંતાભાવ કહેછે. જેમ પૃથ્વી ઉપર ઘડો નથી, તે ઘડાનો અત્યંતાભાવ કહેવાય છે. એ પ્રકારે સાત પદાર્થો સંક્ષેપે કહ્યા. પ્રત્યક્ષ, અનુમાન, આર્ષવાક્ય, એ ત્રણ પ્રકારનાં પ્રમાણ કણાદ મતમાં છે.

---

## ન્યાય તથા વૈશેષિકશાસ્ત્રના

## ગ્રંથ.

ગૌતમદર્શન સભાષ્ય.
વૈશેષિક દર્શન ટીકાદ્વય સમેત.
તર્કસંગ્રહ.
તર્કસંગ્રહ દીપિકા.
તર્કસંગ્રહ ન્યાય બોધિની.
તર્કસંગ્રહ વાક્યાર્થ.
તર્કસંગ્રહ વાક્યવૃત્તિ.
તર્કસંગ્રહ સિદ્ધાંત ચંદ્રોદય.
તર્કસંગ્રહ દીપિકા નીલકંઠી સહિત.
કારિકાવલી.
ભાષા પરિચ્છેદ સિદ્ધાંત મુક્તાવલી સહિત.
મુક્તાવલી દિનકરી, રામરૂદ્રિ એકત્ર.
અનુમાન ચિંતામણિ દીધિતિ.
ઉપમાન ચિંતામણિ.
ન્યાય રત્ન.
શક્તિવાદ મંજુષા કૃષ્ણ ભટ્ટિસહિત.
શબ્દ શક્તિ પ્રકાશિકા.
વ્યુત્પત્તિવાદ.
સિધ્ધવ્યાઘ્રસહિતા જગદીશી પંચલક્ષણ.
જાગદીશી વ્યધિકરણ.
જાગદીશી સિદ્ધાંત લક્ષણ.
જાગદિષ્યાવચ્છેદકત્વ નિરૂક્તિ.
જાગદીશી પક્ષતા.
ગદાધરી સામાન્ય નિરૂક્તિ.
તત્વાવલિ.
પદાર્થ તત્વસાર.
કુસુમાંજલિ સટીક ( અંગ્રેજી ટીકા-સમેત ).

તર્કરત્નાકર.
ઈશ્વરાનુમાન ચિંતામણિ.
ન્યાયાવલિ સોદાહરણ.
વાકયાવલિ.
માથુરી ટિપ્પણ.
પંચ લક્ષણી ટિપ્પણ.
વ્યધિકરણ ટિપ્પણ.
ઈશ્વર નિરૂપણ.
ન્યાયદર્શન વાત્સ્યાયન કૃત ભાષ્ય, વિશ્વનાથકૃત પ્રવૃતિ સમેત.
વ્યુત્પત્તિવાદ.
ન્યાયદર્શન ગૌતમમુનિ પ્રણિત.
સિદ્ધાંત મુક્તાવલિ.
કુસુમાંજલિ.
તર્કરત્નાકર.
ન્યાય રત્ન.
ઉત્તર પક્ષાવલિ.
વાદ સુધાકર.
મંજુષાસહિત શક્તિવાદ.
તત્વચિંતામણિ.
માથુરી.
ભવાનંદી.
અનુમાનખંડ.
અનુમાન સંગતિ.
પૂર્વપક્ષ રહસ્ય.
પૂર્વપક્ષ ગ્રંથ વિવૃતિ.
શબ્દાલોક રહસ્ય.
કિરણાવલિ.

શબ્દખંડ.
અનુમિતિ ગ્રંથ રહસ્ય.
સામાન્ય લક્ષણારહસ્ય.
ઉપાધિ ગ્રંથ રહસ્ય.
સવ્યભિચાર ગ્રંથ રહસ્ય.
અવચ્છેદકત્વ નિરૂક્તિ રહસ્ય.
સામાન્યાભાવ રહસ્ય.
કેવલાન્વયિ ગ્રંથ રહસ્ય.
પરામર્શ રહસ્ય.
અવયવ ગ્રંથ રહસ્ય.
સામાન્ય નિરૂક્તિ ગ્રંથ રહસ્ય.
વિરૂદ્ધ ગ્રંથ રહસ્ય.
સત્પ્રતિપક્ષ ગ્રંથ રહસ્ય.
ચિંતામણિ વ્યાખ્યા.
શક્તિવાદ.
ચષક.
સિદ્ધાંત લક્ષણ.
નજર્થવાદ.
ગધાધરી.
જાગદીશી.
દીધિતિ વ્યાખ્યા.
ન્યાય સિદ્ધાંત માલા.
તર્કપ્રદીપ.
દ્રવ્ય પ્રકાશિકા.
શબ્દાલોક વિવેક.
ભાવદીપિકા.
દીધિતિ ટિપ્પણી.
ન્યાયલીલાવતી.
ન્યાયનિબંધ પ્રકાશ.
ન્યાયલીલાવતી પ્રકાશ.
બૌદ્ધાધિકાર

ગુણ કિરણાવલી પ્રકાશ.
કુસુમાંજલિ ટીકા.
ન્યાય લીલાવતી કંઠાભરણ.
કુસુમાંજલિ પ્રકાશ મકરંદ.
વૈશેષિક સૂત્ર ભાષ્ય.
પદાર્થ માલા.
ન્યાયકૌસ્તુભ.
અપૂર્વવાદ.
ચિંતામણિ ટીકા.
ન્યાયસાર વિચાર.
મથુરાંનાથી.
કંટકોદ્ધાર.
અવચ્છેદકત્વ લક્ષણ પ્રકાશ.
વિશેષ નિરૂક્તિ પ્રકાશ.
સર્વોપકારિણી.
અનુમાન દીધિતિ.
અનુમાન પરિચ્છેદ.
સ્વલક્ષણ પ્રકાશ.
ગુણાનંદી.
ચક્રવર્તિ લક્ષણ પ્રકાશ.
પ્રગલ્ભ લક્ષણ પ્રકાશ.
કૂટાઘટિત કૂટઘટિત લક્ષણ પ્રકાશ.
સિદ્ધાંત લક્ષણ પ્રકાશ.
વ્યાપ્તિવાદ પ્રકાશ.
સામાન્ય લક્ષણ પ્રકાશ.
પ્રત્યક્ષ મણ્યાલોક.
ગુણ દીધિતિ ટિપ્પણી.
પ્રત્યક્ષ ખંડ.
બાલબોધ.
તર્કામૃત તરંગિણી.
મિત ભાષિણી.

# સાંખ્ય દર્શનનો સારાંશ.



એ યોગ દર્શનોમાં પેહેલું યોગદર્શન સાંખ્યશાસ્ત્ર છે. વેદના જ્ઞાન કાંડનો અભિપ્રાય લઈ, કપિલ મુનિયે સાંખ્ય દર્શન રચ્યું છે. એ કપિલમુનિનું પરમર્ષિ એવું બીજું નામ છે. એ પરમર્ષિયે સાંખ્યદર્શનનાં મૂળ સૂત્ર રચ્યાં તેમાં ૭ અધ્યાય છે. પેહેલા અધ્યાયમાં વિષયોનું નિરૂપણ કર્યુંછે; બીજામાં પ્રકૃતિનાં કાર્ય કહ્યાં છે; ત્રીજામાં વિષયો ઉપર વૈરાગ્ય રાખવાનું કહ્યું છે; ચોથામાં પિંગળ કૂર્વાદિક વિરક્ત પુરૂષોની આખ્યાયિકા કહી છે; પાંચમામાં પરપક્ષ નિર્જય કર્યો છે; અને છઠામાં સર્વાર્થ સંક્ષેપ કહ્યો છે. ત્યારપછી એ દર્શન વિષે ગ્રંથો રચનારા કપિલ મુનિના શિષ્યો, આસુરિ, પંચશિખ, ભાર્ગવ અને ઊલૂક આદિ ઘણા થયા છે. એ સર્વ હિંસા રહિત વેદોક્ત કર્મ કરતા, અને પોતાની સંપૂર્ણ શ્રદ્ધા વેદના જ્ઞાન કાંડ ઉપર રાખી અધ્યાત્મવાદ કરતા. ચતુર્થાશ્રમ ધારણ કરનારા પરમર્ષિના શિષ્યો ત્રણ દંડ અથવા એક દંડ ધારણ કરતા; કોપીન પેહેરતા, ગેરૂથી રંગેલાં વસ્ત્ર પેહેરતા; કેટલાક શિખાવાળા; કેટલાક જટાવાળા અને કેટલાક મુંડેલા. એ સર્વે આસન માટે મૃગ ચર્મ રાખતા, દ્વિજના ઘરની ભીક્ષા માગી ભોજન કરતા હતા; ઉંનમોભગવતે વાસુદેવાય. એ બાર અક્ષરના ભગવત્ મંત્રનો જપ કરતા; યમ નિયમાદિક યોગ સાધન સાધતા; સર્વ જીવની દયા પાળતા; જળ જીવની દયાને માટે પાણી ગાળવા ગયણું રાખતા; એ ઘણુંકરીને કાશીપુરીમાં રહેતા; ઈચ્છાપ્રમાણે આખા ભરતખંડમાં પણ વિચરતા; અને સર્વને તત્વજ્ઞાનનો ઉપદેશ દેતા. એમને વંદના કરનારા યજમાનો ઉંનમોનારાયણાય એમ કહેતા; અને ગુરૂઓ નારાયણાયનમઃ એમ કહેતા. નિરૂક્તમાં લખ્યાપ્રમાણે હિંસા સહિત વેદોક્ત કર્મ કરનારા કર્મ કાંડી બ્રાહ્મણો ધૂમ્ર માર્ગીય કહેવા છે, અને હિંસા રહિત જ્ઞાનોક્ત કર્મ કરનારા સાંખ્ય દર્શનવાળા અર્ચિ માર્ગી કહેવાય છે. જે અર્ચિ માર્ગે જનારા હિંસા રહિત ઇશ્વર ઉપાસનાને ઉપયોગી કર્મ કરેછે, માટે તે નિર્બંધ થઈ મોક્ષ પામે છે.

સાંખ્ય શાસ્ત્રના આચાર્ય કપિલમુનિ છે. તેમાં પ્રકૃતિ પુરૂષનો વિવેક એ વિષય છે, અને અત્યંતિના દુઃખત્રયની નિવૃત્તિ એ પ્રયોજન છે. તેનાં

પચીશ તત્વ છે, એ પચીશ તત્વના તત્વજ્ઞાનથી મોક્ષ થાય છે.એ પચીશ તત્વ જાણનારો, શિખાવાળો, મુંડિત, જટાવાળો કે ગમેતે આશ્રમી હોય પણ તે મુક્ત થાય છે, એમાં શંષય નથી. એ પચાશ તત્વોનું વ્યાખ્યાન હવે અનુક્રમે કરવામાં આવશે, તે નીચેપ્રમાણે.

પૂરૂષ ૧, પ્રકૃતિ ૨, બુદ્ધિ ૩, અહંકાર ૪, રૂપ ૫, રસ ૬, ગંધ ૭, સ્પર્શ ૮, શબ્દ ૯, ચક્ષુ ૧૦, જિવ્હા ૧૧, નાશિકા ૧૨, ત્વચા ૧૩, કર્ણ ૧૪, વાક ૧૫, પાણિ ૧૬, પાદ ૧૭, પાયુ ૧૮, ઉપસ્થ ૧૯, મન ૨૦, પૃથ્વી ૨૧, જલ ૨૨, તેજ ૨૩, વાયુ ૨૪, અને આકાશ ૨૫.

૧ પ્રથમ પુરૂષ તત્વ એટલે આત્મ તત્વ છે, તેમાં સર્વથી ઉત્કૃષ્ટ આત્મા પરમેશ્વર છે, તે એક છે. નિકૃષ્ટ (નીચીકોટીનો) આત્મા દેહદેહ પ્રત્યે એક એક છે. એવી રીતે નિકૃષ્ટ આત્મા એટલે જીવાત્મા ઘણા છે, એમ સાંખ્ય ઐશ્વર વાદી કહે છે. આત્મા મૂર્તિમાન નથી, ચૈતન્ય છે. પ્રકૃતિનો ભોક્તા છે, નિત્ય છે, સર્વ વ્યાપક છે, ક્રિયાવાન નથી અકર્તા છે, ત્રણ ગુણવાળો નથી, ઝીણો છે, એ આત્મા કોઈ તત્વથી થતો નથી, અને એનાથી પણ કોઈ તત્વ થતું નથી, જેજે થાય છે તે સઘળું પ્રકૃતિથી થાય છે, માટે આત્માને અચ્યૂત કહે છે. એ સર્વને સાક્ષાત જુવે છે, માટે તેને સાક્ષી કહે છે. આ પુરૂષ તત્વ તે ચૈતન્ય તત્વ છે. એથી બીજાં ચોવીશ તત્વો છે તે જડ છે.

૨ બીજું તત્વ પ્રકૃતિ છે, તે બ્રહ્માંડનો કંદ છે, જેમ કંદમાંથી ઉદ્ભિજ ઊત્પન્ન થાય છે, એમ મૂળ પ્રકૃતિમાંથી બ્રહ્માંડ ઉત્પન્ન થાય છે. એ મૂળ પ્રકૃતિ અવ્યક્ત છે, એટલે ઇંદ્રિયોના અનુભવમાં આવતી નથી; પણ અનુમાન વડે અનુભવાય છે. મૂળ પ્રકૃતિ ત્રણ ગુણવાળી છે, એને વિષે ત્રણ ગુણ સામાન્ય પણે રહે છે; પણ એનાં કાર્ય જે આ જગતના પદાર્થ છે, તેમાં એગુણ ઓછા વત્તા થઈ જાય છે. ગુણો પોતાના સ્વભાવના કાર્યથી જણાય છે. સુખ સ્વભાવવાળો સત્વગુણ એથી આર્જવ, માર્દવ, સત્ય, શૌચ, લજ્જા, બુદ્ધિ, ક્ષમા, દયા, અને પ્રસન્નતા ઈત્યાદિ સુખદાયક કર્મ થાય છે. દુઃખ સ્વભાવવાળો રજો ગુણ છે, એથી દ્વેષ, દ્રોહ, મત્સર, નિંદા, વંચન, બંધન, તાપ, શોષણ, ભેદ, ચંચલ ચિત્તતા, સ્થંભ, અને ઊદ્વેગ ઈત્યાદિ દુઃખદાયક કાર્ય થાય છે. મોહ સ્વભાવ વાળો તમો ગુણ છે. એથી દીનતા, ભય, અજ્ઞાન, મદ, આલસ્ય, અકર્મણ્યતા, નાસ્તિકતા, વિષાદ

ઉન્માદ, સ્વપ્ન ઈત્યાદિક મૂઢ કરનારાં કર્મ થાય છે. પ્રકૃતિનાં કાર્ય જે જગતના સર્વ પદાર્થો તે ત્રણગુણે કરીને વ્યાપ્ત છે. એ ગુણોને પરસ્પર ઉપકાર કરવાનો અને પરસ્પર આશ્રય આપવાનો પણ સ્વભાવ છે. એ પ્રકૃતિ તથા પ્રકૃતિનાં કાર્ય જડછે, તે ચૈતન્ય આત્માની સત્તાથી સચેતન થાય છે. જેમ પાંગળો આંધળાના ખભા ઉપર બેસે, અને બેએનું ચાલવું થાય; એમ પુરૂષ પ્રકૃતિના સંયોગથી સૃષ્ટિ થાયછે. પુરૂષની સત્તાથી પ્રકૃતિ સચેતન થતાંજ પ્રથમ બુદ્ધિ પછી અહંકાર ઈત્યાદિક અનુક્રમે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

૩ પુરૂષ પ્રકૃતિના સંયોગથી પ્રથમ બુદ્ધિ તત્વ ઉપન્યું, એને મહતત્વ પણ કહે છે. આ ઘડો, આ લોટો, ઈત્યાદિક પદાર્થોનું આલોચન તે બુદ્ધિ. એ બુદ્ધિનાં આઠરૂપ છે, તેમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, અને ઐશ્વર્ય. એ ચાર સાત્વિકરૂપ છે, અને અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય, અનૈશ્વર્ય એ ચાર તામસ રૂપ છે. ધર્મથી અભ્યુદય અને મોક્ષ થાય છે, તેમાં દાન યાગાદિકનાં અનુષ્ટાન થકી થએલા ધર્મવડે કેવળ મોક્ષ થાય છે. પ્રકૃતિના ગુણો થકી હું પુરૂષ જુદો છું, એવી સમજ તે જ્ઞાન. વિષય સુખની તૃષ્ણા તોડીને મનવશ રાખવું, તે વૈરાગ્ય. સિદ્ધિયો તે ઐશ્વર્ય. એ ચાર વિપરિત થયે તામસ રૂપ બુદ્ધિ થાય છે.

૪ બુદ્ધિ તત્વ વિકાર પામીને હું સુભગ છું, હું દર્શનીય છું, એવા અભિમાન રૂપી અહંકાર તત્વ થયું. જેજે વિષયોનું બુદ્ધિ આ–લોચન કરે છે, તેતે વિષયોનો અધિકારી અહંકાર થાય છે કે હું શક્તિવાન છું મારે માટે સર્વ વિષયો છે.

૧૬ અહંકાર પામીને એથી અગિયાર ઈંદ્રિયો અને પાંચ તન માત્રાઓ મળીને એ સોળ તત્વોનો સમૂહ થયો. ત્વચા, જીભ, નાશિકા, લોચન, અને કાન એ પાંચ જ્ઞાનેંદ્રિય. ગુદ, ઉપસ્થ, વાણી, હાથ, અને પગ એ પાંચ કર્મેંદ્રિય અને એક મન એ અગિયાર ઈંદ્રિયો છે. વિષયોને જાણે માટે જ્ઞાન ઇંદ્રિય કહેવાય છે, અને કર્મ કરે છે માટે કર્મેંદ્રિય કહેવાય છે. મન જ્ઞાનેંદ્રિય સાથે જ્ઞાનેંદ્રિય થાય છે; અને કર્મેંદ્રિય સાથે કર્મેંદ્રિય થાય છે. સંકલ્પ કરવો તે મનનું સ્વરૂપ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ તનમાત્રા છે.

૫ પાંચ તન્માત્રાથી પાંચ મહાભૂત થયાં છે, તેમાં શબ્દથી આકાશ, સ્પર્શથી વાયુ, રૂપથી અગ્નિ, રસથી જલ, ગંધથી પૃથ્વી, એ રીતે ચોવીશ તત્વ

રૂપે પ્રકૃતિ છે, તેનુંજ આ વિશ્વથયું છે. જેમ કાચબાનાં અંગ કાચબાના શરીરમાં પેસે છે, અને નિકળે છે. તેમ મૂળ પ્રકૃતિમાંથી આ વિશ્વ થાય છે, અને તેમાં જાય છે. જે તત્વ જે તત્વથી થયું, તે તત્વ તેમાં શમી જાય છે અને છેવટે સર્વે તત્વો પ્રકૃતિમાં શમી જાય છે. પ્રકૃતિ ધ્રુવ છે; માટે તે કોઈમાં સમી જતી નથી. પ્રકૃતિ અને પુરૂષ એ બેનું જોડું નિરંતર રહે છે.

પચીશ તત્વો પ્રમેય છે, એની સિદ્ધિ પ્રમાણવડે થાય છે. પ્રત્યક્ષ, અનુમાન, અને શબ્દ એ ત્રણ પ્રમાણ છે. એથી અધિક પ્રમાણો બીજા દર્શનોમાં છે, તેનો અંતર્ભાવ આ ત્રણમાં થાય છે. ઇંદ્રિયો વડે ઘટાદિક વિષયોનું જ્ઞાન થાય છે, પ્રત્યક્ષ દંડજોઈ દંડીનું જ્ઞાન થાય, તે અનુમાન. યથાર્થ વક્તાનું વાક્ય તે શબ્દ. એ રીતે ત્રણ પ્રમાણ વડે પ્રમેય સિદ્ધ થાય છે. પ્રકૃતિ પુરૂષના વિવેકજ્ઞાનથી પ્રકૃતિનો વિયોગ થાય છે, એ મોક્ષ. વસ્તુતઃ પુરૂષ શુદ્ધ ચૈતન્ય રૂપ છે; પણ અજ્ઞાન વડે પુરૂષ તત્વને જાણતો નથી, તેથી એને પ્રકૃતિનું બંધન થાય છે. એ બંધન વિવેક જ્ઞાનથી ત્રુટે છે ત્યારે સુખ દુઃખ મોહ સ્વભાવવાળી પ્રકૃતિના બંધથી છુટીને પુરૂષ મુક્ત થાય છે.

## સાંખ્ય શાસ્ત્રના ગ્રંથો.

૧ કપિલ સૂત્ર વૃત્તિ.
૨ સાંખ્ય કારિકા ભાષ્ય.
૩ સાંખ્ય ચંદ્રિકા.
૪ સાંખ્ય તત્વ કૌમુદી.
૫ સાંખ્ય સૂત્ર વૃત્તિ.
૬ સાંખ્ય કૌમુદી ટીકા.
૭ સાંખ્ય સૂત્ર ભાષ્ય.
૮ સાંખ્યાર્થ તત્વ પ્રદીપિકા.
૯ સાંખ્ય પ્રવચન ભાષ્ય.
૧૦ સાંખ્ય તત્વકૌમુદી સટીકા.
૧૧ સાંખ્ય કારિકા યૂરોપમાં છપાયેલી.
૧૨ સાંખ્ય તત્વ પ્રદીપ.
૧૩ સાંખ્ય પ્રવચન સટીક.
૧૪ સાંખ્ય મીમાંસા.
૧૫ સાંખ્ય સપ્તતિ વૃત્તિ.

---

# યોગશાસ્ત્રનો સારાંશ.



પતંજલ મુનિ યોગશાસ્ત્રના આચાર્ય છે તેણે યોગશાસ્ત્ર રચ્યું છે. તેના પાદચાર છે. પહેલા પાદમાં ચિત્તવૃત્તિ નિરોધ રૂપી સમાધિ, અભ્યાસ,

અને વૈરાગ્યનુંરૂપ ઈત્યાદિ, તેનાં સાધન કહ્યાં છે; બીજાપાદમાં વિક્ષિપ્ત ચિત્તવાળાને સમાધિ સિદ્ધ થવા માટે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ એ આઠ યોગાંગ કહ્યા છે; ત્રીજા પાદમાં યોગની વિભૂતિ કહી છે; અને ચોથામાં મોક્ષ નિરૂપ્યો છે. ચિત્ત એકાગ્ર થાય અને પરમેશ્વરના ધ્યાનમાં લાગે એ પાતાંજલ શાસ્ત્રનું પ્રયોજન છે. આ શાસ્ત્રનાં તત્વો અને ચિન્હો સાંખ્ય શાસ્ત્રપ્રમાણે મલતાં આવે છે. આત્મા, પરમાત્મામાં ચિત્તવૃત્તિ એકાગ્ર કરવી; તે યોગ કહેવાય છે. સંસારીક વાસનાઓથી ભરેલી ચિત્તવૃત્તિયો આત્મા પરમાત્માના સ્વરૂપમાં એકાગ્ર થાતી નથી, એટલા માટે યોગ કરવો. આ લોક પરલોકના સુખનો વૈરાગ રાખીને વૃત્તિયો રોકવાનો જે અભ્યાસ કરેછે, તેથી ચિત્તવૃત્તિયો એકાગ્ર થાય છે. તે આ યોગશાસ્ત્રનો વિષય છે. પ્રમાણ ૧, વિપર્યય ૨, વિકલ્પ ૩, નિદ્રા ૪, અને સ્મૃતિ ૫, એ પાંચ પ્રકાર વૃત્તિના છે. પ્રમાણના ભેદ, પ્રમાણ ૧, અનુમાન ૨, અને આગમ ૩, એ ત્રણ છે ૧, વિપર્યય એટલે મિથ્યાજ્ઞાન, જેમકે રજ્જુમાં સર્પજ્ઞાન ૨, શબ્દજ્ઞાનથી પછી હોય અને અર્થથી શુન્ય હોય તે વિકલ્પ કહેવાય છે ૩, આકાશના પુષ્પાદિ અભાવજ્ઞાન વિષયવૃત્તિ તે નિદ્રા કહેવાય છે ૪, અનુભૂત વિષય કોન ભૂતતા એ સ્મૃતિછે ૫.

અભ્યાસવડે અને વૈરાગ્ય વડે પાંચે વૃત્તિયોને રોકવી, તે સમાધિ કહેવાય છે, તેના સબીજ ૧, અને નિર્બીજ ૨, એવા બે પ્રકાર છે. ઈશ્વરની ભક્તિથી સમાધિ સિદ્ધ થાય છે. કલેશ ૧, કર્મ ૨, કર્મફળ ૩, અને વાસના ૪, એ ચારેથી રહિત જે પુરૂષ વિશેષ તે ઈશ્વર છે. પ્રણવના જપથી અને ઈશ્વરની ભક્તિથી સમાધિનો લાભ અને વિઘ્નનો નાશ થાય છે. વ્યાધિ ૧, સત્યકર્મનો ત્યાગ ૨, શંષય ૩, પ્રમાદ, ૪, આલસ્ય ૫, વૈરાગ્ય ૬, ભ્રમ ૭, જડતા ૮, અને અસ્વસ્થતા ૯, એ નવપ્રકારના વિક્ષેપ છે. ચિત્તમાં ન રહેતું દુઃખ ૧, ચિત્તની ચંચલતા ૨, અંગકંપન ૩, પૂરક રેચકશ્વાસ ૪, એ ચાર વિક્ષેપના અનુસંગી છે. તેને દૂર કરવાનું કારણ એ છે કે ઈશ્વરને વિષે ચિત્તને એકાગ્ર કરવું. કોઈનું બુરૂં ઈચ્છવું નહીં. વિષયની નિવૃત્તિથી, વિચારથી અને પ્રાણાયામથી ચિત્ત એકાગ્ર થાય છે, અને તેથી પ્રમાણું લઈને આકાશપર્યંત સર્વ વશ થાય છે. તે પછી વિચારવડે ચિત્ત શુદ્ધ થાય છે, એટલે સ્થિર થાય છે. સ્થિર ચિત્તમાં સત્યયુક્ત પ્રજ્ઞા થાય

છે, અને તે પ્રજ્ઞાથી સર્વને જુવે છે, તે સબીજ સમાધિ કહેવાય છે. તેને રોકવાથી નિર્બીજ સમાધિ થાય છે. તે કાલમાં પુરૂષ મૌન રહેછે. વ્રત ૧, મંત્રજપ ૨, ઈશ્વરવિષે ફલ કામના ત્યાગી સર્વ સમર્પણ ૩, એ ત્રણ ક્રિયા યોગ છે. ક્રિયાયોગથી સમાધિમાં ચિત્ત લાગે છે, અને કલેશ ઓછો થાય છે. કલેશ પાંચ છે તેનાં નામ. અવિદ્યા ૧, અહંકાર ૨, રાગ ૩, દ્વેષ ૪, અને આગ્રહ ૫. અનાત્મામાં આત્મા પણું માનવું તે અવિદ્યા કહેવાય, અને તેથી પ્રાણી અને ઘટાદિ અનિત્ય પદાર્થોને નિત્ય માને છે, શરીર આદિ અપવિત્ર છે, તેને પવીત્ર માને છે, દુઃખરૂપ વિષયોને સુખરૂપ માને છે, અને અર્થને વિષે અનર્થ માને છે, તે અવિદ્યા કહેવાય છે ૧. પુરૂષ અને અંતઃ કરણની એકતા, તે અહંકાર કહેવાય છે ૨, સુખમાં તૃષ્ણા રહે તે રાગ કહેવાય છે ૩, પૂર્વે અનુભવ કરેલા દુઃખના સ્મરણથી વિરોધવૃત્તિ થાય તેને દ્વેષ કહેવાય છે ૪, શરીર આદિ વસ્તુની સ્થિરતામાં તૃષ્ણા રહે તે આગ્રહ કહેવાય છે ૫, સ્થૂલ સૂક્ષ્મ કલેશના અનુતા કલેશથી સુખદુઃખ અને મોહરૂપ વૃત્તિયોનું ધ્યાન ત્યાગ કરવું, અને કલેશ જન્ય શુભાશુભ કર્મનું ફળ આ જન્મમાં છે કે જન્માંતરમાં છે. એવા વિવેકીને સર્વ દુઃખજ છે. બુદ્ધિ અને પુરૂષનો સંયોગ તે સંસારનો હેતુ છે. ભોગ અને મોક્ષની ઉત્પાદક બુદ્ધિ છે. પુરૂષ તો ચૈતન્ય માત્ર છે. અને બુદ્ધિ રૂપિ દર્પણમાં પ્રતિબિંબ સંબંધ સ્વરૂપ આત્મા છે. એક વિવેકી પુરૂષની અવિદ્યા નષ્ટ હોવાથી અથવા સર્વ પુરૂષોમાં અવિદ્યા નષ્ટ ન થાય, તેવી બુદ્ધિ અને પુરૂષનો વિવેક અજ્ઞાનથી થાય છે. વિવેક જ્ઞાનથી અજ્ઞાનનો નાશ થાય છે, તેજ પુરૂષની મુક્તિ છે. વિવેક જ્ઞાનથી પુરૂષને સબીજ સમાધિપર્યંત સાત પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે, તે નિચે લખું છૂં.

અમે સર્વ પદાર્થ જાણ્યા ૧, અમારો અવિદ્યાદિ કલેશ નાશ થયો ૨, અમે ત્યાગનો ઉપાય જાણ્યો ૩, અમને વિવેકજ્ઞાન થયું ૪, મારી બુદ્ધિ કૃતાર્થ થઈ. બુદ્ધિવૃત્તિ પોતાના કારણમાં લય થઈગઈ, ફરી ઉત્પન્ન નહીં થાય ૫, અમારે સ્વાધીન સમાધિ છે ૬, હવે હું નિર્વિકાર સ્વરૂપ થયો ૭.

યોગાંગ કરવાથી કલેશનો નાશ અને જ્ઞાનનો પ્રકાશ થાય છે. યમ ૧, નિયમ ૨, આસન ૩, પ્રાણાયામ ૪, પ્રત્યાહાર ૫, ધારણા ૬, ધ્યાન ૭, અને સમાધિ ૮, એ આઠ પ્રકારનાં યોગનાં અંગ કહેવાય છે. અને તેનાં અનુષ્ટાનથી અશુદ્ધતાનો નાશ થાય છે, અહિંસા ૧, સત્ય ૨, અચોર્ય ૩,

બ્રહ્મચર્ય ૪, અને અસંગ્રહ ૫, એ પાંચને યમ કહે છે. શરીરથી પ્રાણનો વિયોગ કરવો નહીં, તે અહિંસા કહેવાય ૧, મન અને વાણીનું યથાર્થપણું તે સત્ય કહેવાય છે ૨, પરનું કાંઈ ચોરી લેવું નહીં, તે અચૌર્ય કહેવાય ૩, ઉપસ્થ ઇંદ્રિયને સંયમમાં રાખવી તે બ્રહ્મચર્ય કહેવાય ૪, અને ભોગ સાધનનો સ્વિકાર કરવો નહીં, તે અસંગ્રહ કહેવાય છે ૫, એ પાંચે યમને બરાબર પાળે તે મહાવ્રત ધારણકરનાર કહેવાય છે. શૌચ ૧, સંતોષ ૨, તપ ૩, મંત્રજપ ૪, ઈશ્વર નિષ્ટા ૫, એ પાંચને નિયમ કહે છે. હવે શૌચના પ્રકાર બે છે. એક બાહ્યશૌચ અને બીજું આભ્યંતર શૌચ ( મૃતિકા અને જલવડે શરીરના મલ ધોવા એ બાહ્ય શૌચ ૧, અને સૌહાર્દાદિકવડે રાગ દ્વેષાદિક ચિત્તના મલધોવા, તે અભ્યંતર શૌચ ૨ ) ૧, પૂર્ણપણું રાખવું તે સંતોષ ૨, સ્વધર્મ પ્રમાણે આચરણ કરવું તે તપ ૩, ઓમ્ પેહેલાં ઉચ્ચારીને વેદના મંત્ર ભણવા તે મંત્ર જપ ૪, અને ભક્તિથી સર્વ કર્મ પરમેશ્વરને અર્પણ કરવાં તે ઈશ્વર નિષ્ટા કહેવાય ૫, પદ્માસન, સ્વસ્તિકાસન અને દંડાસનાદિક આસન છે ૩, શ્વાસ પ્રશ્વાસની ગતિ રોધવાને પ્રાણાયામ કહે છે. તેના પુરક, રેચક અને કુંભક એવા ત્રણભેદ છે. અંદર શ્વાસ પુરવો તે પૂરક કહેવાય, ઘડામાં પાણીની પેઠે અંદરશ્વાસ રોકવો તે કુંભક કહેવાય અને અંદરના શ્વાસને બાહાર કાઢવો, તે રેચક શ્વાસ કહેવાય ૪, પોતપોતાના વિષયોથી ઇંદ્રિયોને પાછી ખેંચીને પોતાના સ્વરૂપમાં સ્થિર કરવી, તે પ્રત્યાહાર કહેવાય ૫, ચિત્તની પાછળ સર્વે ઇંદ્રિયો જાય છે, માટે પ્રથમ ચિત્ત વિષયો ઉપરથી પાછું લેતાં સર્વે ઇંદ્રિયો પાછીઆવે છે. પછી ચિત્તને પોતાના સ્વરૂપમાં સ્થિર કરતાં સર્વ ઇંદ્રિયો સ્થિર થાય છે. એ પ્રકારે પ્રત્યાહારનો અભ્યાસ કર્યાથી ઇંદ્રિયો વશ થાય છે, અને તે બાહ્ય વિષયો ઉપર જતી નથી. નાભી ચક્ર કે નાશાગ્ર પ્રદેશમાં ચિત્તને સ્થિર કરવું, તે ધારણા કહેવાય ૬, જે સ્થળમાં ચિત્તની ધારણા કરી હોય, તે સ્થળમાં નિરંતર ચિત્તને ઠરાવી રાખવું, તેને ધ્યાન કહેવાય ૭, ધારણા, ધ્યાન સ્થિર થતાં ચિત્ત એકાગ્ર થાય, અને કોઈપ્રકારે ડોલે નહીં, તે સમાધિ કહેવાય છે ૮, ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણ એકત્ર હોય, તે સંયમ કહેવાય છે, શબ્દના સંયમથી સર્વ પ્રાણીઓને શબ્દગ્નાન થાય છે, સંસ્કાર સંયમથી સંસ્કાર સાક્ષાત્કાર કરવાથી પૂર્વ જન્મનું ગ્નાન થાય છે, પરિચિત્માં સંયમથી પરિચિત્નું ગ્નાન થાય છે. સંયમથી યોગી શરીરના રૂપમાં અંતર્ધાન થાય છે, અને સંયમથી

પુરૂષનું જ્ઞાન થાય છે. પ્રકૃતિ ૧, બુદ્ધિ ૨, અહંકાર ૩, રૂપ ૪, રસ ૫, ગંધ ૬, સ્પર્શ ૭, શબ્દ ૮, ચક્ષુ ૯, રસના ૧૦, કર્ણ ૧૧, નાશિકા ૧૨, ત્વચા ૧૩, વાક ૧૪, પાણી ૧૫, પાદ ૧૬, પાયુ ૧૭, ઉપસ્થ ૧૮, મન ૧૯, પૃથ્વી ૨૦, જલ ૨૧, તેજ ૨૨, વાયુ ૨૩, આકાશ ૨૪, અને પુરૂષ ૨૫, એ પચીશ તત્વ છે. પ્રકૃતિથી બુદ્ધિની ઉત્પત્તિવડે અહંકાર, અહંકાર અને રૂપથી લઈને મનસુધી સોલની ઉત્પત્તિ થાય છે. ગંધથી પૃથ્વી, રસથી જલ, રૂપથી તેજ, સ્પર્શથી વાયુ અને શબ્દથી આકાશની ઉત્પત્તિ થાય છે. પોતાના નિરૂપાધિકસ્ત સ્વરૂપમાં જે સ્થિતિ તે મોક્ષ પદાર્થ છે.

## યોગશાસ્ત્રના ગ્રંથો.

૧ પાતંજલ યોગસૂત્ર.
વ્યાસભાષ્ય સમેત.
૨ પાતંજલયોગ સૂત્ર.
વ્યાસભાષ્ય વાચસ્પતિ મિશ્રકૃત ટીકા સમેત.
૩ અષ્ટાંગ યોગ.
૪ અષ્ટાંગ હૃદય સંહિતા.
૫ આચાર પદ્ધતિ.
૬ ખેચરી વિદ્યા.
૭ ગોરક્ષ શતક.
૮ દત્તયોગ શાસ્ત્ર.
૯ પવન વિજય.
૧૦ યોગ ચિંતામણિ.
૧૧ યોગ તત્વ.
૧૨ યોગ તારાવલિ.
૧૩ યોગ પ્રદીપ.
૧૪ યોગ પ્રવેશ વિધિ.
૧૫ યોગ વિચાર.
૧૬ યોગ વિષય.
૧૭ યોગ શિક્ષા.
૧૮ યોગ સિદ્ધાંત પદ્ધતિ.
૧૯ યોગ સૂત્ર.
૨૦ યોગાસન લક્ષણો.
૨૧ યોગોપદેશ.
૨૨ રાજ યોગ.
૨૩ લય યોગ.
૨૪ ષટ્ચક્ર.
૨૫ સપ્ત ભૂમિકા વિચાર.
૨૬ સમર સાર સ્વરોદય.
૨૭ સિદ્ધ ખંડ.
૨૮ હઠ પ્રદીપિકા.
૨૯ વ્યાસ પ્રભાકર.
૩૦ ષડ્વિધ સાંખ્ય.
૩૧ દત્ત ગીતા.
૩૨ યોગસાર સંગ્રહ.
૩૩ દત્તાત્રેય સંહિતા.
૩૪ ગોરક્ષાષ્ટક.
૩૫ યોગ વાશિષ્ટ સાર.
૩૬ યોગવિવરણ.
૩૭ યોગ બીજ.
૩૮ યોગ વાશિષ્ટ રામાયણ.

શ્રીમદ્ભાગવતના ૧૧ મા સ્કંધના ૧૫ મા અધ્યાયમાં ૧૮ સિદ્ધિ કહેલી છે તે,— અણિમા ૧, મહિમા ૨, મૂર્તિ ૩, લઘિમા ૪, પ્રાપ્તિ ૫, પ્રાકાશ્ય ૬, શ્રુતદૃષ્ટ શક્તિ પ્રેરણ ૭, ઈશતા ૮, એ આઠ સિદ્ધિને મુખ્ય સિદ્ધિ કહે છે. એક ભાગમાંથી બીજો ભાગ થાય નહી એવું રૂપ લેવું તેને અણિમા કહેછે૧; મોહોટું સ્વરૂપ ધારણ કરવું તેને મહિમા કહેછે ૨; જેવું જેનું સ્વરૂપ હોય તદ્રુપ બનવું તેને મૂર્તિ કહેછે ૩; મોહોટું સ્વરૂપ બદલાવીને નાનું સ્વરૂપ ધારણ કરવું તેને લઘિમા કહેછે ૪; જેજે વિષયની ઈચ્છા કરે તે તે વસ્તુ પ્રાપ્ત થાય તેને પ્રાપ્તિ કહેછે ૫, દૂર પ્રકાશ હોય તેને નજીકમાં જોવો તે પ્રાકાશ્ય કહેવાય ૬; સાંભળવા અને જોવાની શક્તિની જે પ્રેરણા કરવી, તે શ્રુતદૃષ્ટ શક્તિ પ્રેરણ ૭; અને મહત્‌પણું ધારણ કરવું તે ઈશિતા કહેવાય છે. ૮

ઈશ્વરમાં ચિત્તની એકાગ્ર વૃત્તિ કરે તેને અષ્ટાદશ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. એ શિવાય બીજી ૧૦ ગુણ હેતૂ સિદ્ધિ છે.—

અનુર્મિમત્વ ૧; દૂરશ્રવણ દર્શન ૨; મનોજવ ૩; કામરૂપ ૪; પરકાય પ્રવેશન ૫; સ્વછંદ મૃત્યુ ૬; દેવાનાં ક્રિડાનું દર્શન ૭; સંકલ્પ સિદ્ધિ ૮; અપ્રતિહતા ૯; અને આજ્ઞાપાલન ૧૦. દેહમાં છ પ્રકારની લેહેર છે, તેથી રહિત થાવું તે અનુર્મિમત્વ કહેવાય છે ૧; દૂરથી દેખાતી અથવા સંભળાતી વસ્તુ સમીપ જોવી સાંભળવી તે દૂર શ્રવણ દર્શન કહેવાય છે ૨; મનના જેવો વેગ કરી દૂર જવું આવવું તે મનોજવ ૩; જેવી ઈચ્છા કરે તેવું સ્વરૂપ ધારણ કરી શકે તે કામ રૂપ કહેવાય ૪; પારકી કાયામાં પ્રવેશ કરી તેની વાત જાણી લેવી તે પરકાય પ્રવેશ કહેવાય ૫; પોતાની ઈચ્છામાં આવે ત્યારે દેહ મૂકવો તે સ્વછંદ મૃત્યુ ૬; દેવતાઓ જેજે ક્રિડા કરતા હોય તેને પોતાની સમક્ષ જોવી તે દેવાનાં ક્રિડા દર્શન કહેવાય ૭; પોતાના મનમાં જે વસ્તુનો સંકલ્પ થાય તેવીજ વસ્તુ પ્રાપ્ત કરવી તે સંકલ્પ સિદ્ધિ કહેવાય ૮; શસ્ત્ર અસ્ત્રાદિકથી જીવજંતુથી અને વિષપ્રયોગાદિથી જે ન મરે તે અપ્રતિહત કહેવાય ૯; જેની આજ્ઞાનો કોઈ અનાદર ન કરે તે આજ્ઞાપાલન સિદ્ધિ કહેવાય ૧૦.

એ શિવાય બીજી પાંચ ક્ષુદ્ર સિદ્ધિ છે, તેનાં નામ.—ત્રિકાલજ્ઞત્વ ૧; અદ્વંદ્વ ૨; પરચિત્તાદિ અભિહતા ૩; અગ્ન્યર્કાંબુ વિષાદિનામ પ્રતિષ્ટંભ ૪; અને અપરાજય ૫; ભૂત, ભવિષ્ય, અને વર્તમાન એ ત્રણે કાળને જાણે, તે ત્રિકાલજ્ઞ ૧; પોતાથી અધિક બીજો કોઈ નથી એમ જાણવું તે અદ્વંદ્વ ૨;

પારકા ચિત્તની વૃત્તિ જાણી લેવી તે પરચિત્તાદિ અભિજ્ઞતા ૩; અગ્નિ, સૂર્ય, પાણી, વિષાદિથી મર્ણ થાય નહી તે અગ્ન્યર્કાંબુ વિષાદિનામ પ્રતિષ્ટંભ ૪; અને પરાજય ન થાય તે અપરાજય સિદ્ધિ કહેવાય છે.

---

# વેદોનાં અંગ.

---

## શિક્ષા.

વેદોનું પેહેલું અંગ શિક્ષા છે, તેમાં અક્ષરોનું નિરૂપણ કર્યું છે. શિક્ષાથી ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, હ્રસ્વ, દીર્ઘ, પ્લુત, ઈત્યાદિ ભેદ સહવર્તમાન સ્વર અને વ્યંજન રૂપિ અક્ષરોના ઉચ્ચારણોનું જ્ઞાન થાય છે. તેમાં સર્વ વેદોને મળતી આવે એવી શિક્ષા પાણિની મુનિયે રચેલી છે, અને વેદની શાખાઓની પ્રત્યેક પ્રતિશાખ્ય નામની શિક્ષાઓ બીજા ઋષિયોએ રચેલી છે.

### માતિ શાખ્યો.

| | |
|---|---|
| ૧ અગ્નિ વેશ્ય. | ૧૪ ઔર્ણવાભ. |
| ૨ આગ્નિ વેશાયન. | ૧૫ કાંડવાયન. |
| ૩ આગ્રાયણ. | ૧૬ કાણ્વ. |
| ૪ આત્રેય. | ૧૭ કાત્થકય. |
| ૫ આન્યતરેય. | ૧૮ કાશ્યપ. |
| ૬ આપિશલી. | ૧૯ કૌંડિન્ય. |
| ૭ આહ્વરક. | ૨૦ કૌત્સ. |
| ૮ ઉખ્ય. | ૨૧ કૌહલી પુત્ર. |
| ૯ ઉત્તમોત્તરીય. | ૨૨ ક્રોષુકી. |
| ૧૦ ઉદિચ્ય. | ૨૩ ગાર્ગ્ય. |
| ૧૧ ઔદુંબરાયણ. | ૨૪ ગાલવ. |
| ૧૨ ઔપામન્યવ. | ૨૫ ગૌતમ. |
| ૧૩ ઔપશિવિ. | ૨૬ ચર્મ શિરસ. |

૨૭ આક્રવર્મણુ.
૨૮ જાતુ કર્ણ્ય.
૨૯ તેતીકિ.
૩૦ તૈત્તિરીયક.
૩૧ દાલ્ભ્ય.
૩૨ પંચાલ.
૩૩ પૌષ્કર સાદી.
૩૪ પ્રાચ્ય.
૩૫ પ્લાક્ષાયણ.
૩૬ પ્લાક્ષિ.
૩૭ બાભ્રવ્ય.
૩૮ ભરદ્વાજ.
૩૯ માંડૂકેય.
૪૦ માશકીય.
૪૧ મીમાંસક.
૪૨ યાસ્ક.
૪૩ વાટભિકાર.
૪૪ વાત્સ.
૪૫ વાત્સ્ય.
૪૬ વાર્ષ્યાણિ.
૪૭ વાલ્મિકી.
૪૮ વૈદમિત્ર.
૪૯ વ્યાલી.
૫૦ શતબાલાક્ષમૌદગલ્ય.
૫૧ શાકટાયન.
૫૨ શાકપુણિ.
૫૩ શાકલ.
૫૪ શાકલસ.
૫૫ શાકલ્ય.
૫૬ શાકલ્ય પિતૃ.
૫૭ સાંખ્યાયન.
૫૮ શૈતાયન.
૫૯ શૌનક.
૬૦ સાંકૃત્ય.
૬૧ સૈનક.
૬૨ સ્થૌલષ્ઠીવિ.
૬૩ સ્ફોટાયન.
૬૪ હારીત.

## કલ્પ.

વેદોનું બીજું અંગ કલ્પ છે, તેમાં કર્મ કાંડના પ્રયોગ કહ્યા છે. વેદની શાખાઓમાં કર્મના અનુષ્ઠાનનો ક્રમ જાણવા માટે ઘણાં કલ્પસૂત્રો રચેલાં છે, તેમાં ત્રણ પ્રકારના પ્રયોગ હોય છે. હોત્ર પ્રયોગનાં પ્રતિપાદન કરનારાં કલ્પ સૂત્રો, આશ્વલાયન, સાંખ્યાયનાદિક ઋષિઓએ રચેલાં છે, અને આધ્વર્યવ પ્રયોગના પ્રતિપાદન કરનારાં કલ્પ સૂત્રો, બૌધાયન, આપસ્તંબ, કાત્યાયનાદિક ઋષિયોએ રચેલાં છે, અને ઔદ્‌ગાત્ર પ્રયોગના પ્રતિપાદન કરનારાં કલ્પસૂત્રો નાઘાયન, દ્રાહ્યાયણાદિક ઋષિયે રચ્યાં છે. આશ્વલાયન શ્રૌત સૂત્રના, પેહેલા ૭ અધ્યાયમાં પૂર્વક્રતુ અને પાછલા ૭ અધ્યાયમાં

ઊત્તરક્રતુ કહેલા છે. પૂર્વક્રતુના પાકસંસ્થા, હવિસંસ્થા, અને સોમસંસ્થા એવા ત્રણ ભેદ છે. પાકસંસ્થા એટલે અષ્ટકા, પાર્વણ, શ્રાવણી, આગ્રાયણ, અશ્વયુજિ ઈત્યાદિ. હવિસંસ્થા એટલે અગ્નિહોત્ર, દર્શપૌર્ણિમાસ, ચાતુર્માસ્ય નિરૂઢ, પશુ અને આગ્રાયણ વગેરે; સોમ સંસ્થા એટલે અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ, સોલસી, વાજપેય, અતિરાત્ર અને આપ્તુર્યામ. ઊત્તરક્રતુ એટલે પૌંડરિક, અશ્વમેધ, રાજસૂય, મહાવ્રત, અને સત્ર ઈત્યાદિ.

## સૂત્રો.

૧ આપસ્તંબ.
૨ બૌધાયન.
૩ સત્યાષાડ.
૪ માનવસૂત્ર.
૫ ભારદ્વાજ સૂત્ર.
૬ વાધુન સૂત્ર.
૭ વૈખાનસ સૂત્ર.
૮ લૌગાક્ષિ સૂત્ર.
૯ મૈત્ર સૂત્ર.
૧૦ કઠ સૂત્ર.
૧૧ વારાહ સૂત્ર.
૧૨ કાત્યાયન સૂત્ર.
૧૩ મશક આર્ષેય કલ્પ.
૧૪ લાત્યાયન સૂત્ર.
૧૫ દ્રાહ્યાયણ સૂત્ર.
૧૬ આશ્વલાયન સૂત્ર.
૧૭ સાંખ્યાયન સૂત્ર.
૧૮ શૌનક સૂત્ર.
૧૯ કુશિક સૂત્ર.
૨૦ ગહ્ય સૂત્ર.
૨૧ ધર્મ સૂત્ર.
૨૨ આર્ષેય કલ્પ.
૨૩ અનુપદ સૂત્ર.
૨૪ કલ્પ સૂત્ર.
૨૫ નિદાન સૂત્ર.
૨૬ ઉપગ્રંથ સૂત્ર.
૨૭ ક્ષુદ્ર સૂત્ર.
૨૮ તંદા લક્ષણ સૂત્ર.
૨૯ પંચવિધ સૂત્ર.
૩૦ કલ્પાનુપદ.
૩૧ અનુસ્તોમ સૂત્ર.

---

## વ્યાકરણ.

વેદોનું ત્રીજું અંગ વ્યાકરણ છે. તેમાં શબ્દોનું સાધન કહેલું છે. શિવની સહાયતાથી આઠ અધ્યાયનું વ્યાકરણ પાણિની ઋષિયે રચ્યું છે. તેના ઉપર કાત્યાયન ઋષિયે વાર્તિક રચ્યાં અને પાતંજલિ મુનિયે ભાષ્ય કર્યું છે. માટે તેને ત્રિમુનિ એવું ઉપનામ વ્યાકરણમાં કહે છે, પાણિની વ્યાકર-

ણમાં વેદના અને શાસ્ત્રના શબ્દો સાધ્યા છે, માટે એ વ્યાકરણનેજ વેદના અંગમાં ગણે છે. એ શિવાય બીજાં વ્યાકરણ છે, તેમાં કેવળ શાસ્ત્રનાજ શબ્દ સાધ્યા છે, માટે તેને વેદના અંગમાં ગણતા નથી. જે જે ઋષિયે તથા પંડિતોએ વ્યાકરણ રચ્યાં છે, તેની વિગત નિચે પ્રમાણે. વેદના અથવા શાસ્ત્ર પુરાણાદિકના અર્થ જાણવા એ વ્યાકરણનું પ્રયોજન છે.

## વ્યાકરણ ગ્રંથો.

૧ પાણિનીય.
૨ શૈવ.
૩ ઐંદ્ર.
૪ ચાંદ્ર.
૫ કૌમાર.
૬ શાકટાયન.
૭ વામન.
૮ નંદી.
૯ ભીમસેન.
૧૦ સરસ્વતિ કંઠાભરણ.
૧૧ સારસ્વત.
૧૨ ગૌડ.
૧૩ જયોત્પલ.
૧૪ વિશ્રાંત.
૧૫ જયદેવ.
૧૬ કલાપક.
૧૭ બુદ્ધિસાગર.
૧૮ જૈનેંદ્ર.
૧૯ સિદ્ધ હેમચંદ્ર.
૨૦ વિદ્યાધર.
૨૧ મુષ્ટિ વ્યાકરણ.
૨૨ સિદ્ધાંત કૌમુદી.
૨૩ અશ્વબોધ વ્યાકરણ.
૨૪ સાર કૌમુદી.
૨૫ મધ્ય કૌમુદી.
૨૬ તત્વ બોધિની.
૨૭ મનોરમા.
૨૮ લઘુશબ્દ રત્ન.
૨૯ શબ્દ કૌસ્તુભ.
૩૦ લઘુશબ્દેંદુશેખર.
૩૧ મહાભાષ્ય.
૩૨ ઉણાદિવૃત્તિ.
૩૩ પ્રબોધ ચંદ્રિકા.
૩૪ કૌસ્તુભટીકા.
૩૫ ભાવપ્રકાશિકા.
૩૬ બૃહદ્વૈયાકરણ ભૂષણ.
૩૭ સિદ્ધાંત રત્નાકર.
૩૮ કુંચિકા.
૩૯ ભાવ પ્રકાશિકા.

---

## નિરૂક્ત.

વેદોનું ચોથું અંગ નિરૂક્ત છે, વેદનો તાત્પર્ય અર્થ જાણવા માટે તેર અધ્યાયનું નિરૂક્ત યાસ્ક મુનિયે રચ્યું છે, અને પાંચ અધ્યાયનો નિઘંટ

કોશ પણ યાસ્ક મુનિયે રચ્યો છે, તે નિરૂક્તના પેટામાં ગણાય છે. હલાયુધ-કોશ, અમરકોશ, હેમચંદ્ર કોશ ઈત્યાદિ કોશોમાં શાસ્ત્ર અને પુરાણોના શબ્દ લીધા છે, માટે તેની ગણના પણ કોશોમાં થાય છે.

## કોશ ગ્રંથો.

૧ નિરૂક્ત.
૨ નિઘંટ.
૩ હલાયુધ કોશ.
૪ અમરકોશ.
૫ હેમચંદ્ર કોશ.
૬ સર્વ કોશ.
૭ રંતિદેવ કોશ.
૮ યાદવ કોશ.
૯ ભાગુરી કોશ.
૧૦ બાલ કોશ.
૧૧ નિઘંટુ ભાષ્ય.
૧૨ નિરૂક્ત ભાષ્ય.
૧૩ ન્હભસ કોશ.
૧૪ શબ્દાર્ણવ.
૧૫ ત્રિકાંડ શેષ.
૧૬ વિશ્વ કોશ.
૧૭ મેદિની કોશ.
૧૮ અનેકાર્થ કોશ.
૧૯ વ્યાડી કોશ.
૨૦ પાણીનીય શીક્ષા.
૨૧ વિશ્વપ્રકાશ.
૨૨ હારાવલિ.

## છંદ.

વેદોનું પાંચમું અંગ છંદ છે. વેદમંત્રના છંદ જાણવા માટે પિંગળ મુનિયે આઠ અધ્યાયનુ પિંગળછંદ સૂત્ર રચ્યું છે. તેનાં પેહેલા અધ્યાયમાં પરિભાષિક સંજ્ઞા; બીજા અધ્યાયમાં ગાયત્રી આદિ છંદોના અક્ષરની સંજ્ઞા; ત્રીજા અધ્યાયમાં ગાયત્રી આદિ નાનાપ્રકારના વૈદિક છંદોનાં લક્ષણો અને પદોની વ્યવસ્થા; ચોથા અધ્યાયમાં આર્યા, વૈતાલાદિક છંદોનું કથન; પાંચમા અધ્યાયમાં વિષમ અર્ધ, સમવૃત્ત કહેછે; છઠા અધ્યાયમાં યતિનો નિયમ છે. ૭ અક્ષરનાં પદથી માંડીને બાર અક્ષરનાં પાદ પર્યંતના છંદોની ગણના વિન્યાસનું વૈલક્ષણ્ય ક્રમપૂર્વક પ્રથકપણું કહ્યું છે; સાતમા અધ્યાયમાં તેર અક્ષરના પદથી માંડીને છવીશ અક્ષર પર્યંતના પદોવાળા છંદોનું પણ ક્રમે કરી જુદું વર્ણન કરયું છે; આઠમા અધ્યાયમાં ગાથાને પ્રસ્તારાદિકનું નિરૂપણ કહેલું છે. કેટલાક છંદો વેદના કહીને પછી કાવ્યાદિકના છંદ કહ્યા છે. છંદના ગ્રંથથી ગાયત્રી ત્રિષ્ટુપ, જગતી, અનુષ્ટુપ આદિક છંદોનું જ્ઞાન થાય

છે, તેથી કવિતા કરતાં આવડે છે. વૃત્તરત્નાકર આદિક તમામ છંદોના ગ્રંથો આ છંદના પેટામાં જાણવા.

### છંદના ગ્રંથ.

| | |
|---|---|
| ૧ પિંગલ નાગ. | ૬ વૃત્તરત્નાકર. |
| ૨ મહાભાષ્ય. | ૭ શ્રુતબોધ. |
| ૩ નિદાન સૂત્ર. | ૮ છંદોમંજરી. |
| ૪ યાસ્ક. | ૯ હલાયુદ્ધ વૃત્તિ સહિત પિંગલસૂત્ર. |
| ૫ સૈતવ. | ૧૦ છંદોલતા. |

---

## જ્યોતિષ.

વેદોનું છઠું અંગ જ્યોતિષ છે. આકાશના ગ્રહ નક્ષત્રાદિકની ગતિ ઉપરથી સમયનું જ્ઞાન થવા માટે આદિત્ય તથા ગર્ગાદિક ઋષિયોએ જ્યોતિષના ગ્રંથો રચેલા છે, વૈદિક ધર્માચરણમાં જ્યોતિષવડે અમાવાસ્યાદિક સમય જણાય છે, માટે એ વેદના અંગમાં ગણાય છે. જ્યોતિષશાસ્ત્ર વિષે ઘણા ગ્રંથો લખાએલા છે તેમાં મુહૂર્ત, ગણિત, અને હોરા એવાત્રણ વિભાગ છે. એ શિવાય ચોથો વિભાગ સ્વરોદય ને પાંચમો રમલ છે. યજ્ઞના મહિના ગણવામાં એ ગ્રંથ વેદને ઉપયોગી થાય છે, માટે આ નાહાનું પુસ્તક દશ ગ્રંથમાં ગણેલુ છે.

જ્યોતિષ શાસ્ત્રનો પાછળથી ઘણો વિસ્તાર થઈ અઢાર સિદ્ધાંત થયા, તેનાં નામ.— ( ૧ ) બ્રહ્મ, ( ૨ ) આર્ય, ( ૩ ) વશિષ્ટ, ( ૪ ) અત્રિ, ( ૫ ) મનુ, ( ૬ ) પૌલસ્ત્ય, ( ૭ ) લોમેશ, ( ૮ ) મરીચિ, ( ૯ ) અંગિરા, ( ૧૦ ) વ્યાસ, ( ૧૧ ) નારદ, ( ૧૨ ) શૌનક, ( ૧૩ ) ભૃગુ, ( ૧૪ ) ચ્યવન, ( ૧૫ ) યવન, ( ૧૬ ) ગર્ગ, ( ૧૭ ) કશ્યપ, અને ( ૧૮ ) પરાશર.

એ સિદ્ધાંતને સંહિતા કહે છે, એવી રીતે જ્યોતિષના સંહિતા અને સિદ્ધાંત ગ્રંથો થયા, તેમાં સંહિતા એ મૂળ ગ્રંથ છે. મુહૂર્તને ફળ ગ્રંથ અથવા તાજક પણ કહેછે. તાજક એ યવનાચાર્યે કર્યો છે, તેમાં સ્વરોદય કેરલ મત અને રમલનો પણ સમાવેશ થાય છે. ભાસ્કરાચાર્યે સિદ્ધાંત શિરોમણિ, ગણેશે ગ્રહલાઘવ અને કેશવે જાતક કર્યા, જ્યોતિષશાસ્ત્ર વિષે અમારે વિશેષ લખવાનો વિચાર છે તે આગળ લખીશું.

## જ્યોતિષ ગ્રંથો.

૧ જ્યોતિષ નક્ષત્ર વિદ્યા.
૨ ઉપજ્યોતિષ.
૩ ગોભીલીય.
૪ નવગ્રહશાંતિ પરિશિષ્ટ.
૫ નક્ષત્ર કલ્પ.
૬ જ્યોતિર્વિદાભરણ
૭ રાહુચાર.
૮ કેતુચાર.
૯ કૃતુ કેતુ લક્ષણ.
૧૦ નક્ષત્ર ગૃહોત્પાત.
૧૧ સૂર્યસિદ્ધાંત ટીકા સૌરવાસના.
૧૨ સુંદર બીજ.
૧૩ સિદ્ધાંત સર્વ ભૌમ ટીકા.
૧૪ લીલાવતી.
૧૫ બીજગણિત.
૧૬ વાસના વાર્તિક.
૧૭ નારદ સંહિતા.
૧૮ ગર્ગ સંહિતા.
૧૯ સૌરભાષ્ય.
૨૦ બૃહત્ સંહિતા ટીકા.
૨૧ રેખાગણિત.
૨૨ સમ્રાટ સિદ્ધાંત.
૨૩ રત્નમાલા.
૨૪ મુહૂર્ત દીપિકા.
૨૫ મુહૂર્ત માર્તંડ વલ્લભ.
૨૬ મુહૂર્ત કલ્પદ્રુમ મંજરી.
૨૭ જ્યોતિષ વિદ્યાભરણ.
૨૮ ગ્રહજાતક ટીપ્પણ.
૨૯ જાતક પદ્ધતિ સોદાહરણ.
૩૦ પારાશર હોરા.
૩૧ જાતક.
૩૨ હોરા મકરંદ.
૩૩ વસંતરાજ શકુનશાસ્ત્ર.
૩૪ નરપતિ જયચર્યા.
૩૫ ચૂડામણિસાર.
૩૬ નિપૃષ્ટાર્થ દૂતી.
૩૭ વાસના ભાષ્ય.
૩૮ મરીચિ.
૩૯ જ્યોત્પત્તિ વિચાર.
૪૦ અદ્ભુત સાગર.
૪૧ જન્મપત્ર પદ્ધતિ.
૪૨ રમલ રહસ્ય.
૪૩ જ્યોતિષ તત્ત્વ.
૪૪ મુહૂર્ત ચિંતામણિ.
૪૫ તત્ત્વવિવેક.
૪૬ હાયન રત્ન.

---

## વેદોનાં ઉપાંગ.

વેદોનાં ઉપાંગમાં, પૂર્વ મીમાંસા, ઉત્તર મીમાંસા, ગૌત્તમ અને વૈશેષિક ન્યાય, સાંખ્ય અને પાતંજલ શાસ્ત્ર છે. તેનો સારાંશ આગળ કહી ચુકા છીએ. ધર્મશાસ્ત્ર આદિનું જે કહેવાનું રહ્યું છે તે નિચે પ્રમાણે.

સ્મૃતિયો પણ ધર્મશાસ્ત્રમાં ગણાયછે. એના કર્ત્તા આચાર્યો ઘણા થયા છે. જે સમયમાં જે ઋષિનું આચાર્યત્વ વર્ત્તમાન થયું, તે સમયમાં તેણે ધર્મનું સ્મરણ કરીને પોતાને નામે એક એક સ્મૃતિ પુસ્તક રચ્યું છે તેનાં નામ.–મનુ, યાજ્ઞવલ્કય, વિષ્ણું, યમ, અંગીરા, વશિષ્ટ, દક્ષ, સંવર્ત્ત, શાતાતપ, પરાશર, ગૌતમ, શંખ, લિખિત, હારિત, આપસ્તંબ, ઉશના, વ્યાસ, કાત્યાયન, બૃહસ્પતિ, દેવલ, નારદ, પૈઠીનસી. એ પુસ્તકોમાં ચાર વર્ણ, અને ચાર આશ્રમના ધર્મ વિશેષે કરીને કહ્યા છે; તેજ પ્રમાણે હાલ લોકોની વર્તણુંક છે. ઘણાએક સંપ્રદાયો નવાનવા ઉત્પન્ન થયા, તોપણ સ્મૃતિ ધર્મ ઉપર લોકોની શ્રદ્ધા જેમની તેમજ રહી છે. આર્ય લોકોનું ખરૂં ધર્મતત્વ સ્મૃતિયોમાંજ મુખ્યત્વે રહેલું છે.

## પાશુપત.

પાશુપતશાસ્ત્રને ધર્મશાસ્ત્રના પેટામાં ગણે છે. પાશુપતશાસ્ત્ર પશુપતિયે રચ્યું છે, તેના પાંચ અધ્યાય છે, તેમાં એવું નિરૂપણ કરયું છે કે, કાર્ય રૂપ જીવ તે પશુ છે. એ પશુઓનું કારણ ઈશ્વર છે, તે પશુપતિ છે. એ ઈશ્વરમાં ચિત્તનું સમાધાન ( એકાગ્ર ) કરવું તેનું નામ યોગ કહ્યો છે. ત્રિકાળ શરીરે ભસ્મ ચોળવી એ વિધિ કહ્યો છે. દુઃખ નાશ થાય તેનું નામ મોક્ષ કહ્યો છે. એ પ્રકારે કાર્ય, કારણ, યોગ, વિધિ, દુઃખ નાશ, એ પાંચ પ્રકાર પાશુપતશાસ્ત્રમાં કહ્યા છે.

પાશુપતશાસ્ત્રને મળતું શૈવશાસ્ત્ર શિવયોગીએ રચ્યું છે, તે વિશેષે કરીને પાશુપતશાસ્ત્રને મળતું છે, માટે વિશેષ લખતા નથી.

વૈષ્ણવશાસ્ત્રના પ્રવર્તક નારદમુનિયે નારદ પંચરાત્ર રચ્યું છે અને શાંડિલ્ય મુનિયે ભક્તિ સૂત્ર રચ્યું છે, તેમાં વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, એ નામે ચાર પદાર્થો નિરૂપ્યા છે. ભગવાન વાસુદેવ તે સર્વનું કારણ પરમેશ્વર છે, તે થકી સંકર્ષણ નામનો જીવ ઉત્પન્ન થયો છે, તે થકી મન એ પ્રદ્યુમ્ન થયો છે. તે થકી અહંકાર એ અનિરૂદ્ધ થયો છે. એ સર્વે વાસુદેવ ભગવાનના અંશો છે. ભગવાન વાસુદેવનું મન, વાણી, અને કાયાવડે આરાધન કરી કૃતકૃત્ય થવું એ આ શાસ્ત્રનું પ્રયોજન છે. વૈષ્ણવશાસ્ત્ર ધર્મશાસ્ત્રના પેટામાં ગણાય છે. વૈદિક માર્ગથી ભ્રષ્ટ થએલા

પુરૂષોએ નામ આગમ તથા કૌલ આગમ ઉભાં કર્યાં છે, માટે એને વેદ બાહ્ય કહે છે.

---

## ઉપાંગ.

વેદનું ચોથું ઉપાંગ પુરાણ છે. એ પુરાણ અઢાર છે, તે વ્યાસજીએ રચ્યાં છે.

પુરાણ ઉપપુરાણોમાં પ્રકૃતિના ત્રણ ગુણના પરિણામથી સૃષ્ટિની ઉત્પતિ તથા તેનો નાશ અને આદિપુરૂષ જે બ્રહ્મા, તેના સમયથી વંશાવળી, રાજાઓ તથા ઋષિયોનાં ચરિત્ર ઈત્યાદિક વિષયો ઉપર નવ રસ તથાઅલંકાર યુક્ત કથાઓ કરી છે.

પુરાણનાં દશ લક્ષણ ભાગવતમાં કહ્યાં છે.—સર્ગ ૧, વિસર્ગ ૨, સ્થાન ૩, પોષણ ૪, ઉતિ ૫, મન્વંતર ૬, ઈશાનુકથા ૭, નિરોધ ૮, મુક્તિ ૯, અને આશ્રય ૧૦. પ્રથમ સર્ગ લક્ષણ—પંચમહાભૂત આકાશાદિ તનમાત્રા, પંચ શબ્દાદિ દશ ઈંદ્રિય, મહતત્વ, અહંકાર એ સર્વનું બ્રહ્મથી ગુણ વૈશમ્ય પણાએ કરીને જે પરિણામ થાય, તેથી વિરાટ રૂપ જે જન્મ, તેનું નામ સર્ગ ૧; વિરાટથી જે ચરાચરનો જન્મ થયો તે વિસર્ગ ૨; ભગવાનના વિજય પૂર્વક સૃષ્ટિની મર્યાદા પાલન કરવાથી ઉત્કર્ષ તે સ્થાન ૩; પોતાના ભકત ઉપર અનુગ્રહ તે પોષણ ૪; કર્મની વાસના અને વર્ણાશ્રમ કૃપા તે ઉતિ ૫; પોત પોતાના કાળ પર્યંત એક એક મનુ સત્ધર્મનું પાલન કરે તે મન્વંતર ૬; ઈશ ભગવાનની જે અનુચરિત તેજ ઈશાનુ કથા, અથવા ઈશ જે સૂર્ય ચંદ્ર વંશના રાજાઓની કથા તેજ ઈશાનું કથા કહેવાય છે ૭; દુષ્ટોને મારવા, હરિની નિદ્રાને શક્તિ સહિત જીવનનો લય તે નિરોધ ૮; આરોપિત કર્તૃત્વાદિક ત્યાંગીને શુદ્ધ બ્રહ્મ સ્વરૂપથી જે સ્થિતિ તે મુક્તિ ૯; જગતની ઉત્પત્તિ અને વિનાશ જેથી જ્ઞાત થાય છે તે આત્મા પરબ્રહ્મ સર્વનો આશ્રય ૧૦.

પુરાણનાં બીજાં જે પંચ લક્ષણ કહ્યાં છે, તે આ દશ લક્ષણની અંતર્ગત છે અને એ દશ પાંચેને અંતર્ગત છે. તે પાંચનાં નામઃ—સર્ગ ૧, વિસર્ગ ૨, વંશ ૩, મન્વંતર ૪, વંશાનુચરિત ૫.

## પુરાણો.

| | |
|---|---|
| ૧ બ્રહ્મપુરાણ, ૧૦૦૦૦. | ૧૦ બ્રહ્મવૈવર્તપુરાણ, ૧૮૦૦૦. |
| ૨ પદ્મપુરાણ, ૫૫૦૦૦. | ૧૧ લીંગપુરાણ, ૧૧૦૦૦. |
| ૩ વિષ્ણુપુરાણ, ૨૩૦૦૦. | ૧૨ વારાહપુરાણ, ૨૪૦૦૦. |
| ૪ વાયુપુરાણ, ૧૦૦૦. | ૧૩ સ્કંદપુરાણ, ૮૧૦૦૦. |
| ૫ શ્રી ભાગવતપુરાણ, ૧૮૦૦૦. | ૧૪ વામનપુરાણ, ૧૦૦૦૦. |
| ૬ ભવિષ્યોત્તરપુરાણ, ૧૪૦૦૦. | ૧૫ કૂર્મપુરાણ, ૧૭૦૦૦. |
| ૭ માર્કંડેયપુરાણ, ૯૦૦૦. | ૧૬ મત્સ્યપુરાણ, ૧૪૦૦૦. |
| ૮ અગ્નિપુરાણ, ૧૫૦૦૦. | ૧૭ ગરૂડપુરાણ, ૧૯૦૦૦. |
| ૯ નારદીયપુરાણ, ૨૦૦૦૦ | ૧૮ બ્રહ્માંડપુરાણ, ૧૨૦૦૦. |

એ શિવાય બીજાં અઢાર ઉપપુરાણ છે અને તે બાદરાયણે રચ્યાં નથી, પણ બીજા મુનિયોએ રચેલાં છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ સનત્કુમારપુરાણ. | | | ૧૦ બ્રહ્માંડ, ” | ૧૨૦૦૦. |
| ૨ નારસિંહ, ” | ૬૦૦૦. | | ૧૧ વારૂણ, ” | |
| ૩ નંદી, ” | | | ૧૨ કાલિકા, ” | ૧૦૦૦૦. |
| ૪ શિવધર્માખ્ય, ” | ૨૪૦૦૦. | | ૧૩ મહેશ્વરપુરાણ. | |
| ૫ દૌર્વાસસ, ” | | | ૧૪ સાંખ્ય ” | |
| ૬ નારદીય, ” | ૨૫૦૦૦. | | ૧૫ સૌર, ” | |
| ૭ કાપિલપુરાણ. | | | ૧૬ પારાશર, ” | |
| ૮ વામન, ” | | | ૧૭ ભાગવત, ” | |
| ૯ ઔસનસ, ” | | | ૧૮ કૂર્મપુરાણ, ” | ૧૭૦૦૦. |

---

## આયુર્વેદ.

આયુર્વેદ એટલે વૈદકશાસ્ત્ર, તે ઋગ્વેદનો ઉપવેદ છે. વૈદકના ગ્રંથો રચનારા મુખ્ય ઋષિયો બ્રહ્મા, પ્રજાપતિ, અશ્વિનીકુમાર, ધન્વંતરિ, ભરદ્વાજ, આત્રેય, અને અગ્નિવેશ ઈત્યાદિ. તેઓના ગ્રંથોનો ચરક મુનિયે સંક્ષેપ કરી એક ચરક નામનો ગ્રંથ બાંધ્યો છે. શુશ્રુત પંડિતે શુશ્રુત ગ્રંથ કરચો છે, વાગ્ભટ પંડિતે અષ્ટાંગ હૃદય નામનો ગ્રંથ કરચો છે. એ પ્રમાણે ઘણા પંડિતોએ વૈદક ઉપર ઘણા ગ્રંથો રચ્યા છે. ગયા સમયમાં વૈદ્ય વિદ્યા ભણાવ

નારા ગુરૂઓ, રોગી, તથા ઔષધિ, અને વનસ્પતિ, આદિને પ્રત્યક્ષ રાખીને તેના ગુણ દોષ ઉપર વ્યાખ્યાન કરતા. કેટલીએક ઔષધિ હાલ આપણા દેશી વૈદો પાસે ભારે ચમત્કારીક છે, તેથી ધારેલું કામ બરાબર પાર ઉતરે છે. વૈદ્યક વિદ્યાની પાઠશાલાઓ ચાલતી નથી, તેથી સારી રીતે શિખવવાને બનતું નથી. જે વૈદ્યો કિંમતી ઔષધિ જાણતા હોય તે પોતાના શિષ્યોને બતાવતા નથી, તેથી આપણી વિદ્યા કાલે કરી ઘટી જવાનો સંભવ છે. રોગ મટાડી શરીરે સુખ ઉપજાવવું એ આયુર્વેદનુ પ્રયોજન છે.

## આયુર્વેદના ગ્રંથો.

૧ ચરક સંહિતા.
૨ શુશ્રુત.
૩ ચક્રદત્ત.
૪ ચિકિત્સા સંગ્રહ.
૫ ભાવપ્રકાશ.
૬ રસાયણપ્રકાશ.
૭ સારસંગ્રહ.
૮ નાડીજ્ઞાન દીપિકા.
૯ પર્યાય રત્નમાળા.
૧૦ રોગ વિનિશ્ચય.
૧૧ રાજવલ્લભ.
૧૨ રસેંદ્ર ચિંતામણિ.
૧૩ જ્વરાદિ ચિકિત્સા.
૧૪ વૈદ્યરહસ્ય પદ્ધતિ.
૧૫ સંજ્ઞાસમુ.
૧૬ વિદ્યાપ્રકાશ ચિકિત્સાસાર.
૧૭ ચિકિત્સાસાર.
૧૮ અષ્ટાંગ હ્રદય સંહિતા.
૧૯ ગદનિગ્રહ.
૨૦ ગ્રહનિગ્રહ.
૨૧ ચિકિત્સા કાલિકા.
૨૨ ચિકિત્સામૃત.
૨૩ દશપરીક્ષા.
૨૪ ધાતુરત્નમાલા.
૨૫ બાલચિકિત્સા.
૨૬ બાલતંત્ર.
૨૭ યોગ ચિંતામણિ.
૨૮ યોગેશ્વર.
૨૯ રસમણિ.
૩૦ રસશંકર.
૩૧ રસસંકેત.
૩૨ વૈદ્યજીવન.
૩૩ વૈદ્ય વલ્લભ.
૩૪ વૈદ્યામૃત.
૩૫ શતશ્લોકી ચંદ્રકળા.
૩૬ સારંગધર સંહિતા.
૩૭ નિઘંટ.
૩૮ માધવનિદાન.

## ધનુર્વેદ.

ધનુર્વેદ એટલે યુદ્ધશાસ્ત્ર તે યજુર્વેદનો ઉપવેદ છે. ચારપાદનો ધનુર્વેદ વિશ્વામિત્ર ઋષિયે રચ્યો છે. પહેલા દીક્ષાપાદમાં ધનુષાદિક આયુધનાં લક્ષણ તથા અધિકારીનું નિરૂપણ કરયું છે. આયુધ ચાર પ્રકારનાં છે. મુક્ત, અમુક્ત, મુક્તામુક્ત અને યંત્રમુક્ત, તેનાં નામ. તેમાં ચક્રાદિક મુક્તઆયુધમાં ગણાય છે અને તરવારાદિક અમુક્ત આયુધ ગણાય છે. બરછી આદિ તે મુક્તામુક્ત આયુધમાં ગણાય છે. બાણ આદિ યંત્ર મુક્ત આયુધમાં ગણાય છે. મુક્ત આયુધને અસ્ત્ર કહેછે અને અમુક્ત આયુધને શસ્ત્ર કહેછે. આયુધો બ્રાહ્મ, વૈષ્ણવ, પાશુપત, પ્રજાપતિ, આ-ગ્નેય, આદિ ભેદવડે અનેક પ્રકારનાં થાયછે. પાળા, રથ, હાથી, ઘોડા ઈત્યા-દિક વાહન ઉપર બેસવાની દીક્ષા, અભિશેક, શકુન, મંગળકરણ સર્વ પહેલા પાદમાં કહ્યાંછે. સર્વે શસ્ત્રનો સંગ્રહ પ્રકાર બીજા પાદમાં કહ્યો છે. ગુરૂ સંપ્રદાય વડે સિદ્ધ થએલાં શસ્ત્રોનો ફરી ફરીને અભ્યાસ કરવો અને મંત્ર દેવતા સિદ્ધ કરવા ત્રીજા પાદમાં કહ્યું છે. દેવનું પુજન તથા અભ્યાસ સિદ્ધ થએલા અસ્ત્રોનો પ્રયોગ ચોથા પાદમાં કહ્યો છે. ધનુર્વેદ ભણવો એ ક્ષત્રિયોનું સ્વધર્માચરણ છે. દુષ્ટ ચોરાદિકનો નાશ કરીને પ્રજાનું પાલન કરવું, એ ધનુર્વેદનું પ્રયોજન છે.

---

## ગાંધર્વ વેદ.

ગાંધર્વવેદ એટલે સંગીત શાસ્ત્ર, એ સામવેદનો ઉપવેદ છે. એમાં ગીત નૃત્ય વાદિત્રાદિકના બહુ પ્રકાર વિસ્તાર્યા છે. આ વિદ્યા વિસ્તારનારા વામદેવ, નારદ, તુંબરૂ, વિશ્વાવસુ, હાહા, હૂ હૂ, સારંગદેવ, આદિ પુરૂષો થયા છે. તેમણે સાતસ્વર, ત્રણગ્રામ, એકવીશ મૂર્છનાઓ, છ રાગ, છત્રીશ રાગણીઓ, વગેરે ગાનના ભેદ નિરૂપ્યાછે. નાટક, કાવ્ય, રસ, અલંકારાદિક ગાંધર્વવેદના પેટામાં ગણાય છે ગાંધર્વવેદવડે દેવના આરાધનમાં ઘણો આનંદ ઉત્પન્ન થાયછે, તથા નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થાયછે. એ ગાંધર્વ-વેદનું પ્રયોજન છે.

---

## અર્થશાસ્ત્ર.

અર્થશાસ્ત્ર એટલે ધન મેળવવાનું શાસ્ત્ર, એ અથર્વવેદનો ઉપવેદ છે. એને આલૌકિક શાસ્ત્ર પણ કહેછે. આ શાસ્ત્રના પ્રત્યેક ભેદ ઉપર નવાનવા ગ્રંથો થએલાછે. કેટલાક ઋષિયોએ નીતિશાસ્ત્રના ગ્રંથો રચ્યાછે. વિશ્વકર્મા આદિ પુરૂષોએ શિલ્પ એટલે સલાટ, સુતાર, લુવાર, સોની વગેરેના કસબ ઉપર શિલ્પશાસ્ત્રના ગ્રંથો રચ્યા છે. કેટલાએક પુરૂષોએ ખેતીના ઉદ્યોગ ઉપર કૃષિ કર્મના ગ્રંથો કર્યા છે. નળ ભીમાદિક પુરૂષોએ રસોઈની વિદ્યા ઉપર પાકશાસ્ત્રના ગ્રંથો રચ્યાછે કેટલાએક પુરૂષોએ ચોસઠ કળા ઉપર ચતુઃષષ્ટિકળા શાસ્ત્રના ગ્રંથો રચ્યાછે. ઘોડા, હાથી, વગેરે પશુ પરીક્ષાને ઉદ્દેશીને ગ્રંથો બાંધ્યાછે. કેટલાક પુરૂષોએ નવ પ્રકારના રત્નને ઉદ્દેશીને ગ્રંથો કર્યા છે. નીતિથી ધન કમાવું એ અર્થશાસ્ત્રનું પ્રયોજન છે.

---

## ચોવીશ અવતાર.

પૂર્વે વેદ અને વેદને લગતાં સૂત્રાદિ પુસ્તકાનુસાર ધર્મ ચાલતો હતો, તેમાં ઈશ્વરના અવતારની વાત કોઈ ઠેકાણે જોવામાં આવતી નથી.

ગર્ગ સંહિતા વગેરે કેટલાક ગ્રંથમાં અવતાર વિષે વર્ણન કરેલું છે. તેમાના કોઈ અવતારને ઈશ્વરનો અંશ, કોઈ અવતારને ઈશ્વરના અંશાંશ, કોઈ અવતારને ઈશ્વરની વિભૂતિ, કોઈ અવતારને ઈશ્વરનો આવેશ અને કોઈ અવતારને ઈશ્વરનો પૂર્ણાવતાર ગણેલો છે.

ભગવાન, શિવ, શક્તિ, અને ચાર વ્યૂહના ઘણા અવતાર થયા છે, તેમાંથી ફક્ત ભગવાનના ચોવીશ અવતારમાંનો દરેક અવતાર, કયા ગામમાં, કયા સંવત્સરમાં, શા પ્રયોજન સારૂ અને કોણ માતાપિતાને ઘેર થયો, તે પુરાણાદિ જુદાજુદા પુસ્તકોમાંથી લીધેલું છે, તે નિચે પ્રમાણે.

૧ પેહેલો મત્સ્ય અવતાર શંખાસુરને મારવા માટે થયો, તે શ્રી મદ્ભાગવતના ૮ મા સ્કંધના ૨૪ મા અધ્યાયના ૧૨ મા શ્લોકમાં લખેલું છે. એ મત્સ્યના સત્યવ્રતનામે પિતા શંખાવતી નામે માતા, અને ઉમાધાતા નામે ગુરૂ હતા. તે મછલી પટનમાં વિભવ નામના સંવત્સરમાં ચૈત્ર શુદ ૩ ને સોમવારને રોજ જન્મ્યા હતા.

૨ બીજો કૂર્મ અવતાર કૃતયુગમાં મંદરાચલ ધારણ કરવા માટે થયો, તે

વિષે શ્રીમદ્ભાગવતના ૮ મા સ્કંધના ૭ મા અધ્યાયના ૮ મા શ્લોકમાં લખેલું છે. એ કૂર્મના કાશ્યપ પિતા, વરાહ રૂપ માતા, અને વીર લોચન ગુરૂ હતા. વિભવ સંવત્સરના વૈશાક શુદ ૧૫ ને બુધવારને રોજ કિષ્કિંધા ગામમાં તે જન્મ્યા હતા.

૩ ત્રીજો વરાહ અવતાર કૃતયુગમાં હિરણ્યાક્ષનો નાશકરવા માટે, કોલ્હાપુરમાં શુક્લ સંવત્સરના ભાદરવા શુદ ૩ ને રવિવારે થયો. તેના બ્રહ્મા પિતા, પદ્મામાતા, અને દેષણ ગુરૂ હતા. એ શ્રીમદ્ભાગવતના ૩ જા સ્કંધના ૧૩ મા અધ્યાયના ૧૮ મા શ્લોકમાં છે.

૪ ચોથો નૃસિંહ અવતાર, કૃતયુગમાં હિરણ્ય કશ્યપુનો વધ કરવામાટે, નૃસિંહપુર નામના ગામમાં અંગિરા સંવત્સરના વૈશાક શુદ ૧૪ શનિવારે થયો, તેના સ્થંભપિતા મંદિરમાતા અને હંસરાજ ગુરૂ હતા. તે વિષે શ્રીમદ્ભાગવતના ૭ મા સ્કંધના ૮ મા અધ્યાયના ૧૮ મા શ્લોકમાં છે.

૫ પાંચમો વામન અવતાર, ત્રેતાયુગમાં બળીને પાતાળમાં ઘાલવા માટે, વિજયપુરમાં ધાતા સંવત્સરના ભાદરવા શુદ ૧૨ ને ભોમવારે થયો. તે વામનજીના કાશ્યપ પિતા, અદિતિ માતા અને અગસ્તિ ગુરૂ હતા. એ શ્રીમદ્ભાગવતના ૮ મા સ્કંધના ૧૮ મા અધ્યાયના ૧ લા શ્લોકમાં છે.

૬ છઠો પરશુરામ અવતાર, ત્રેતાયુગમાં દુષ્ટ ક્ષત્રિયોનો નિઃપાત કરવા સારૂ માતાપુર ગામમાં પ્રમાદી સંવત્સરના વૈશાક શુદ ૩ ને શનિવારે થયો. તે પરશુરામના જમદગ્નિ પિતા, રેણુકા માતા, અને શિવ ગુરૂ હતા. એ શ્રીમદ્ભાગવતના નવમસ્કંધના ૧૫ મા અધ્યાયના ૧૩ મા શ્લોકમાં છે.

૭ સાતમો રામા અવતાર, ત્રેતાયુગમાં રાવણ કુંભકર્ણને મારવા માટે, અયોધ્યામાં તારણ સંવત્સરના ચૈત્ર શુદ ૯ ને રવિવારે થયો. એ રામચંદ્રના દશરથપિતા, કૌશલ્યામાતા, અને વશિષ્ટ ગુરૂ હતા. એ વિષે ભાગવતના નવમાસ્કંધના ૧૦ મા અધ્યાયના બીજા શ્લોકમાં છે.

૮ આઠમો કૃષ્ણાવતાર, દ્વાપરયુગમાં શિશુપાલ અને દંતવકૄત્રનો વધ કરવા માટે, મથુરામાં વિરોધી નામ સંવત્સરમાં શ્રાવણ વદ ૮ ને બુધવારને રોજ થયો. એ શ્રીકૃષ્ણના વસુદેવ પિતા અને દેવકી માતા હતાં, તેમજ સંદીપન ગુરૂ હતા. તે વિષે ભાગવતના દશમસ્કંધના ત્રીજા અધ્યાયના ૮ મા શ્લોકમાં છે.

૯ નવમો બૌધાવતાર, કલિયુગમાં મૌન ધારણ કરવા માટે, ગયા ગા-

ષમાં ૫૫ર સંવત્સરના અશ્વિન શુદ ૧૦ ને રવિવારે થયો. તેના પિતા વત્સ, માતા સાવિત્રી અને ગુરૂ ગૌતમ હતા. તે વિષે ભાગવતના બીજા સ્કંધના સાતમાઅધ્યાયના ૩૭ મા શ્લોકમાં છે.

૧૦ દશમો કલ્કિ અવતાર, કલિયુગમાં પુનઃધર્મ સ્થાપન કરવા સારૂ કરવીર ક્ષેત્રમાં દુર્મુખ સંવત્સરના શ્રાવણ શુદ ૬ ને શનિવારે થશે. તેના વિષ્ણું પિતા, બ્રહ્માણી માતા, અને બ્રહ્મા ગુરૂ થશે. તે શ્રીમદ્ભાગવતના બીજા સ્કંધના ૭ મા અધ્યાયના ૩૮ મા શ્લોકમાં તેનું ભવિષ્ય કહ્યું છે.

શ્રીમદ્ભાગવતના પેહેલા સ્કંધના ત્રીજા અધ્યાયમાં અને બીજા સ્કંધના સાતમા અધ્યાયમાં ચૌદ અવતારનું વર્ણન કરેલું છે, તે નિચે પ્રમાણે.

૧ બ્રહ્મચર્ય રાખવા માટે સનક સનકાદિક ચાર અવતાર થયા.
૨ યોગસૃષ્ટિના કારણ માટે યજ્ઞ અવતાર થયો.
૩ બ્રહ્મના ઉપદેશ માટે નારદનો અવતાર થયો.
૪ ગુરૂમાર્ગ પ્રગટ કરવા માટે દત્તાત્રેયનો અવતાર થયો.
૫ માતાને સાંખ્ય યોગ કહેવા માટે કપિલમુનિનો અવતાર થયો.
૬ તપસ્યા માર્ગ સ્થાપન કરવા માટે નરનારાયણનો અવતાર થયો.
૭ નક્ર અને ગજેંદ્ર ને મોક્ષ આપવા માટે હરિ અવતાર થયો.
૮ પૃથ્વી સારી કરવા અને તેનું દોહન કરવા માટે પૃથુનો અવતાર થયો.
૯ પરમહંસ માર્ગ સ્થાપન કરવા માટે ઋષભ દેવનો અવતાર થયો.
૧૦ હયમુખ રાક્ષસનો વધ કરવા માટે હયગ્રીવ અવતાર થયો.
૧૧ બ્રહ્મદેવને ઉપદેશ કરવા માટે હંસ અવતાર થયો.
૧૨ દિવ્ય ઔષધિ નિર્માણ કરવા ધન્વંતરી અવતાર થયો.
૧૩ મોહ દેખાડવા માટે મોહિની અવતાર થયો.
૧૪ પુરાણ દ્વારાએ ભગવત કીર્તિ પ્રસિદ્ધ કરવા માટે વ્યાસનો અવતાર થયો.

---

## રસ વિષે.

પ્રીતિ, હાસ્ય, શોક, ક્રોધ, ઉત્સાહ અને ભય ઈત્યાદિ, જે મનોવૃત્તિ ઉત્કટ અવસ્થામાં આવે તેને રસ કહે છે.

વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવના યોગે કરીને વ્યંજિત થએલો જે સ્થાયીભાવ તેને રસ કહેછે. એવી રીત શાસ્ત્રીય પરિભાષાથી રસનું લક્ષણ જાણવું.

શૃંગાર ૧, હાસ્ય ૨, કરૂણ ૩, વીર ૪, રૌદ્ર ૫, ભયાનક ૬, બીભત્સ ૭, અદ્ભુત ૮, અને શાન્ત ૯, એ નવ રસ કહેવાય છે.

વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવના યોગે વ્યક્તતા આવવાથી જે મનોવિકાર થાય, તેને રસ કહેછે; તેજ મનોવિકાર તે સ્થાયીભાવ છે. તેના રતિ ( પ્રીતિ ) ૧, હાસ ૨, શોક ૩, ક્રોધ ૪, ઉત્સાહ ૫, ભય ૬, જુગુપ્સા ( કંટાળો ) ૭, વિસ્મય ( આશ્ચર્ય ) ૮, શમ ( શાંતિ ) ૯. એવા નવ પ્રકાર છે. તેમાંથી એક એક રસને એકએક સ્થાયીભાવ છે. એ પ્રમાણે નવરસના નવ સ્થાયીભાવ છે. કયા રસનો કયો સ્થાયીભાવ તે આગળ કહેવામાં આવશે.

ઉપર કહેલા નવરસ શિવાય એક દશમો રસ છે, તેને વત્સલ રસ કહેછે. તેનો સ્થાયીભાવ વગેરે પછી કહેવામાં આવશે.

રસની ઉત્પત્તિ વિષેનાં જે વિશેષ કારણો, તે વિભાવ કહેવાય છે અને તેનો એક આલંબન વિભાવ અને બીજો ઊદ્દીપન વિભાવ એવા બે પ્રકાર છે.

જેને આલંબીને રસની ઉત્પત્તિ થાય છે, તેને આલંબન વિભાવ કહેછે. જેમકે, શૃંગાર રસમાં નાયક નાયિકા ઈત્યાદિ; હાસ્ય રસમાં વિદૂષક ઈત્યાદિ.

જેના યોગે રસનું ઉદ્દીપન થાય છે, તે ઉદ્દીપન વિભાવ કહેવાય છે. જેમકે શૃંગાર રસમાં ચંદ્રોદય, ઉદ્યાન, કોકિલશબ્દ અને સ્રી વિલાસ; હાસ્ય રસમાં વિદૂષકની ચેષ્ટા વગેરે.

મનોગત એટલે મનના ભાવને સૂચવનારો જે કટાક્ષ અને ભ્રુજક્ષેપ ઈત્યાદિ કાર્યરૂપ જે શરીરચેષ્ટા, તેને અનુભાવ કહેછે.

રસની ઉત્પત્તિના સહાય્યકારી જે નિર્વેદ, ગ્લાનિ, શંકા, અસૂયા ઈત્યાદિ તેત્રીશ વ્યભિચારીભાવછે. તેને સંચારીભાવ પણ કહેછે.

સ્તંભ ૧, પ્રલય ૨, રોમાંચ ૩, સ્વેદ ૪, વૈવર્ણ્ય, વેપથુ ૬, અશ્રુ ૭, અને વૈસ્વર્ય ૮. એવી રીતે આઠ સાત્વિક ભાવ છે. સુખ્યાદિ ભાવે ભાવિત જે અંતઃકરણ તે સત્વ છે, તેથી એ ભાવ ઉત્પન્ન થાય છે, માટે તેને સાત્વિક ભાવ કહેછે. તે સાત્વિક ભાવનો અંતર્ભાવ ઘણુંકરીને અનુભાવમાંજ કરેછે.

વિભાવ અને અનુભાવના યોગે કરી વ્યક્ત થએલા જે નિર્વેદાદિક વ્યભિચારી ભાવ, અને દેવ, ગુરૂ, રાજા ઈત્યાદિ વિષયક રતિ રૂપ જે સ્થાયી ભાવ તેને ભાવ કહેછે.

૧૦

અનુચિતપણે પ્રવૃત્ત જે રસ અને ભાવ તેને ક્રમે કરી રસાભાસ અને ભાવાભાસ કહેવા. જેમ નીચ મ્લેચ્છાદિક કિંવા પશુ પક્ષ્યાદિકના શૃંગારનું વર્ણન કર્યું હોય, તો ત્યાં શૃંગાર રસાભાસ થાય છે. એજ પ્રમાણે બીજા રસાભાસ પણ અનુચિતપણાથી થાય છે, એમ જાણવું. સારાંશ.—ઉચિત્ નાયકાદિક હોય તો રસની પુષ્ટિ થાય છે, તેજ અનુચિત હોય તો અપુષ્ટિ થઈને રસાભાસ થાય છે. એજ પ્રમાણે ભાવનું પણ જાણવું.

ઉપર કહેલા નવરસ માંહેના પહેલા શૃંગાર રસના સંયોગ અને વિપ્રલંભ વિયોગ એવા બે મુખ્ય ભાગ છે. સંયોગ શૃંગારમાં નાયક અને નાયકાનો વિયોગ ન થતાં તેમનો વિલાસ વર્ણવેલો હોય છે. વિપ્રલંભ શૃંગારમાં નાયક નાયકાનો વિયોગ હોવાથી પરસ્પર વિરહના સંબંધથી મદનની વ્યથા થાય છે, તેનું વર્ણન કરેલું હોય છે.

## દરેક રસનો સ્થાયી, આલંબન, અને ઉદ્દીપન વિભાવ.

૧ શૃંગાર રસનો સ્થાયીભાવ રતિ; આલંબન વિભાવ નાયક નાયકા; ઉદ્દીપન વિભાવ આલંબનની ચેષ્ટા, ચંદ્ર, ચંદન, કોકિલાસ્વર, ભ્રમર ગુંજાર ઈત્યાદિ; અનુભાવ, ભ્રૂવિક્ષેપ, કટાક્ષપાત, સંચારીભાવ ઈત્યાદિ. ઉગ્રતા, આલસ, મરણ અને જુગુપ્સા એ વર્જેકરી બાકીના નિર્વેદાદિ સર્વે.

૨ હાસ્ય રસનો સ્થાયીભાવ હસવું; આલંબન વિભાવ જેને જોઈને હસવું આવે તે એના વિકૃતાકાર વિદૂષક ઈત્યાદિ; ઉદ્દીપનભાવ વિદૂષકાદિ જે આલંબનની ચેષ્ટા; અનુભાવ.—નેત્ર સંકુચિત થવાં, મુખ વિકસિત થવું ઈત્યાદિ; અને વ્યભિચારી ભાવ નિદ્રા, આલસ્ય ઈત્યાદિ.

૩ કરૂણા રસનો શોક સ્થાયીભાવ; શોચ્ય એ આલંબન વિભાવ; શોચ્યની દાહાદિક અવસ્થા એ ઉદ્દીપન વિભાવ; દૈવની નિંદા કરવી, જમીન ઉપર પડવું, શોક કરવો ઈત્યાદિ તે અનુભાવ; નિર્વેદ, મોહ, અપસ્માર, વ્યાધિ, ગ્લાનિ, સ્મૃતિ, ભ્રમ, જડતા, વિષાદ, ઉન્માદ, ચિંતા ઈત્યાદિને વ્યભિચારી ભાવ કહે છે.

૪ રૌદ્ર રસનો ક્રોધ એ સ્થાયીભાવ, શત્રુ એ આલંબન વિભાવ; શત્રુની ચેષ્ટા તે ઉદ્દીપન વિભાવ; ભમર ચડાવવી, દાંત, હોઠ ડસવા, લાકડી ઠોકવી, શસ્ત્ર પ્રહાર કરવો ઈત્યાદિને અનુભાવ કહે છે; ઉગ્રતા, મોહ, અમર્ષ, આવેશ ઈત્યાદિને વ્યભિચારી ભાવ કહે છે.

૫ વીર રસનો ઉત્સાહ એ સ્થાયીભાવ; જે જીતી લેવાનું અથવા જેના ઉપર ઉપરીપણું કરવું હોય તે આલંબનવિભાવ; આલંબનની ચેષ્ટા તે ઉદ્દીપન વિભાવ; સહાયતાનું અન્વેષણ ઈત્યાદિને અનુભાવ; અને ધૈર્ય, ગર્વ, તર્ક ઈત્યાદિને વ્યભિચારી ભાવ કહેછે.

૬ ભયાનક રસનો ભય એ સ્થાયીભાવ; જેનાથી ભય ઉતપન્ન થાય તે આલંબન વિભાવ; આલંબનની ચેષ્ટા તે ઉદ્દીપન વિભાવ; વૈવર્ણ્ય, ગદગદ ભાષણ, ભયથી ગભરાઈ ચારે તરફ ટગટગ જોવું, તે અનુભાવ; અને આવેગ, મોહ, શંકા, ગ્લાની, દૈન્ય, ભ્રાંતિ ઈત્યાદિને વ્યભિચારી ભાવ કહે છે.

૭ બીભત્સ રસનો જુગુપ્સા એ સ્થાયીભાવ; રક્ત, માંસ, હાડકાં ચામડી, પરૂ, ઈત્યાદિ દુર્ગંધ પદાર્થ તે આલંબન વિભાવ; પરૂ ઈત્યાદિમાં કીડા પડીને કચબચાટ થવો તે ઉદ્દીપન વિભાવ ; થંકવું, મો ફેરવવું, નાક આડું લુગડું રાખવું, ઈત્યાદિને અનુભાવ ; અને મોહ, આવેગ, સંભ્રમ, હર્ષ, વિતર્ક, ઈત્યાદિને વ્યભિચારી ભાવ કહે છે.

૮ અદ્‌ભુત રસનો વિસ્મય એ સ્થાયીભાવ ; લોકોત્તર વસ્તુ તે આલંબન વિભાવ ; લોકોત્તર વસ્તુનો મહિમા તે ઉદ્દીપન વિભાવ ; શરીર ઉપર કાંટા જેવાં રોમાંચ, ઘામ અને ગદગદ સ્વર ઈત્યાદિ અનુભાવ ; અને આવેગ, સંભ્રમ, હર્ષ, વિતર્ક, ઈત્યાદિને વ્યભિચારી ભાવ કહે છે.

૯ શાન્ત રસનો શાંતિ એ સ્થાયીભાવ ; સંસારની નિઃસારતા, અથવા પરમાર્થ સ્વરૂપ તે આલંબન વિભાવ ; પુણ્યાશ્રમ, તીર્થ, ક્ષેત્ર, દેવતાસ્થાન, રમણીય અરણ્ય, સત્પુરૂષ સમાગમ, તે ઉદ્દીપન વિભાવ; શરીર ઉપર રોમાંચ થવાં તે અનુભાવ ; નિર્વેદ, હર્ષ, સ્મરણ, ભૂતદયા ઈત્યાદિને વ્યભિચારી ભાવ કહે છે.

૧૦ વત્સલરસનો વત્સલતા ( સ્નેહ ) એ સ્થાયીભાવ ; પુત્ર કન્યા ઈત્યાદિ આલંબન વિભાવ ; આલંબનની ચેષ્ટા તે ઉદ્દીપન વિભાવ ; આલિંગન કરવું, માથું સુંઘવું ઈત્યાદિ અનુભાવ ; હર્ષ, શોક, ગર્વ ઈત્યાદિને વ્યભિચારી ભાવ કહે છે.

## રત્યાદિક સ્થાયી ભાવનાં લક્ષણ.

૧ રતિ.—સંયોગ વિષયક જે ઈચ્છા વિશેષ તે.

૨ હાસ્ય.—વિકૃત વેષ વગેરેના જોવાથી જે મનો વિકાર થાય તે.

૩ શોક.—ઈષ્ટનો નાશ અને અનિષ્ટની પ્રાપ્તિથી થતી જે ચિત્તવૃત્તિ વિશેષ તે.

૪ ક્રોધ.—શત્રુ ઈત્યાદિકોએ કરેલા અપકારથી મનનું પ્રજ્વલન થાય છે તે.

૫ ઉત્સાહ.—લોકોત્તર કાર્યમાં ઉત્સુકતા થાય તે.

૬ ભય.—રૌદ્ર દર્શનાદિથી અનર્થ શંકા થાય તે.

૭ જુગુપ્સા.—અર્થનો દોષ દેખાવાથી ગર્હણા થાય તે.

૮ વિસ્મય.—અપૂર્વાર્થ દર્શનથી ચિત્તનો વિસ્તાર થાય છે તે.

૯ શમ.—વૈરાગ્યાદિકે ચિત્તનું નિર્વિકાર પણું થાય તે.

## સ્થંભાદિક સાત્વિક ભાવનાં લક્ષણો.

૧ સ્તંભ.—અનુરાગ, ભીતિ ઈત્યાદિથી અંગનું ક્રિયા શૂન્ય પણું થાય છે તે.

૨ પ્રલય.—સુખ દુઃખાદિથી ઇંદ્રિયોનું ગાઢ મૂર્છન થાય છે તે.

૩ રોમાંચ.—સુખાદિકના અતિશયથી શરીર ઉપર જે રૂવાડાં ઉભાં થાય છે તે.

૪ વેપથુ.—અનુરાગ, દ્વેષ, ભીતિ આદિથી જે અંગમાં કંપ થાય છે તે.

૫ સ્વેદ.—રતિ, ઉષ્મા, શ્રમ ઈત્યાદિથી જે અંગમાંથી પાણી નિકલે છે તે.

૬ વૈવર્ણ્ય.—વિષાદ, મદ, રોષ, ઈત્યાદિથી મુખનો વર્ણ ફરી જાય છે તે.

૭ અશ્રુ.—દુઃખ, રોષ, પ્રહર્ષ ઈત્યાદિથી નેત્રમાં પાણી આવે છે તે.

૮ વૈસ્વર્ય.—હર્ષાદિકના યોગે થાય છે જે કંઠનું ગદ્ગદિતત્વ તે.

નિર્વેદ ઈત્યાદિક જે ૩૩ વ્યભિચારી અથવા સંચારી ભાવ છે, તેનાં નામ અને લક્ષણો નીચે કહું છું.

૧ નિર્વેદ.—દુઃખ, ઈર્ષ્યા, તત્ત્વજ્ઞાન, ઈત્યાદિના યોગે જે નિષ્ફલ બુદ્ધિ થાય છે તે, તેમાં ચિંતા, અશ્રુ, નિશ્વાસ, અને દૈન્ય થાય છે.

૨ ગ્લાનિ.—બલની ક્ષીણતા થાય છે તે, તેનાથી વૈવર્ણ્ય અરતિ થાય છે તે.

૩ શંકા.—અનિષ્ટ પ્રાપ્ત થશે શું એવી ઉત્પ્રેક્ષા. તેમાંથી રોષાદિ થાય છે.

૪ અસૂયા.—પરના ઉત્કર્ષનું અસહન પણું.

૫ મદ.—મદ્યાદિકના યોગે મોહ, હર્ષ ઈત્યાદિક કરનારો જે મનોવિકાર તે.

૬ શ્રમ–રતે, માર્ગ ક્રમણ ઈત્યાદિથી જે થાક થાયછે તે એનાથી સ્વેદાદિક થાયછે.

૭ આલસ્ય.—કર્તવ્ય વિષે ઉદ્યોગનું મંદપણું થાય છે તે.

૮ દૈન્ય.—સત્વના નાશથી કાર્પણ્ય પ્રાપ્ત થતાં જે દીનતાનું ઉદ્‌ભૂતત્વ તે.

૯ ચિંતા.—ઈષ્ટની અપ્રાપ્તિને લીધે શૂન્ય પણું અને તાપ કરનારૂં જે ધ્યાન તે.

૧૦ મોહ.—ભય, દુખ, આવેશ અને ચિંતનના યોગે જે મૂર્છા થાય છે તે.

૧૧ સ્મૃતિ.—પૂર્વે અનુભવ કરેલા વિષયનું જ્ઞાન.

૧૨ ધૃતિ.—ઈષ્ટ પ્રાપ્તિ ઈત્યાદિકથી જે ચિત્તની નિસ્પૃહતા થાય છે તે.

૧૩ વ્રીડા.–કામ, સ્તુતિ ઈત્યાદિને લીધે જે ચિત્તમાં સંકોચ થાય છે તે.

૧૪ ચપલતા.–રાગ દ્વેષાદિને લીધે જે ચિત્તનું અનવસ્થાન થાય છે તે.

૧૫ હર્ષ.–ઉત્સવાદિને લીધે જે ચિત્તમાં આનંદ થાય છે તે. તેમાંથી સ્વેદ. અશ્રુ અને કંપ થાય છે.

૧૬ આવેગ.–ઈષ્ટ અને અનિષ્ટના યોગે જે ચિત્ત સંભ્રમ થાય છે તે.

૧૭ જડતા.–ઈષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિ થકી જે જાડ્ય આવે છે તે.

૧૮ ગર્વ.–બળાત્કારાદિયે કરી પરનો ધિક્કાર કરવાથી જે આત્મોત્કર્ષ થાય છે તે.

૧૯ વિષાદ.–ઉપાય અને અપાય ચિંતનથી જે મનો ભંગ થાય છે તે.

૨૦ ઔત્સુક્ય.–મનસ્તાપ, ત્વરા, ઇત્યાદિ જે કરનારૂં કાલાક્ષમત્વ તે.

૨૧ નિદ્રા.-ચિત્તનું નિમીલન.

૨૨ અપસ્માર.–દુઃખ મોહાદિકે કરી અંગતાપ કરનારો જે આવેશ થાય છે તે.

૨૩ સુપ્તિ, સ્વપ્ન.– નિદ્રાનો અતિરેક.

૨૪ વિબોધ –બગાસાં, નેત્રના ઉઘડવાથી જે ચેતના પ્રાપ્તિ થાય છે તે.

૨૫ અમર્ષ,–અપરાધિવિષે જે ચિત્તનું પ્રજ્વલન થવું તે.

૨૬ અવહિથ્થા–હર્ષાદિ આકારનું ગોપન કરવું તે.

૨૭ ઉગ્રતા.—તર્જનાદિ કરનારાં અપરાધી વિષે જે મોટું દંડદાતૃત્વ તે.

૨૮ મતિ.—તત્વમાર્ગાનું સંધાને કરી જે અર્થ નિર્ધારણ થાય છે તે.

૨૯ વ્યાધિ.—મનસ્તાપાદિક અભિભવ અને તેથી થતા જ્વરાદિ તે.

૩૦ ઉન્માદ.—ચેતન અચેતન આદિવિષે જે સમાન વૃત્તિ ભાવ તે.

૩૧ મરણ—મરણને માટે જે પ્રયત્ન તે.

૩૨ ત્રાસ.—આકસ્મિક ભાવથી જે ચિત્ત વિક્ષેપ થાય છે તે.

૩૩ વિતર્ક.—સંશયથી અન્ય કલ્પના કરવી તે.

## રસના વિરોધી.

૧ શૃંગાર રસના કરૂણ, બીભત્સ, રૌદ્ર, વીર અને ભયાનક એ વિરોધી રસ છે. અને હાસ્ય રસ અનુકૂળ છે.

૨ હાસ્ય રસના ભયાનક અને કરૂણ રસ વિરોધી છે.

૩ કરૂણ રસના હાસ્ય અને શૃંગાર રસ વિરોધી છે.

૪ રૌદ્ર રસના હાસ્ય અને શૃંગાર, ભયાનક, અને અદ્દ્ભુત રસ વિરોધી છે અને કરૂણ રસ અનુકૂળ છે.

૫ વીર રસથી ભયાનક અને શાન્ત રસ વિરૂદ્ધ છે; અને અદ્દ્ભુત રસ અનુકૂળ છે.

૬ ભયાનક રસથી શૃંગાર, વીર, રૌદ્ર, હાસ્ય અને શાંતરસ વિરૂદ્ધ છે.

૭ બીભત્સ રસથી શૃંગાર રસ વિરૂદ્ધ છે અને ભયાનક રસ અનુકૂળ છે.

૮ અદ્દ્ભુત રસથી રૌદ્ર રસ વિરૂદ્ધ છે.

૯ શાંત રસથી વીર, શૃંગાર, રૌદ્ર, હાસ્વ અને ભયાનક રસ વિરૂદ્ધ છે.

શૃંગાર બીભત્સ, વીર ભયાનક, રૌદ્ર અદ્દ્ભુત, હાસ્ય કરૂણ, એ પરસ્પર વેરી એટલે વિરોધી છે. એવું પણ શૃંગારતિલકમાં કહેલું છે.

## રસને અનુકૂળ અને પ્રતિકૂળ વૃત્તો.

શૃંગાર રસને શાર્દૂલવિક્રીડિત, વસંત તિલકા, પૃથ્વી, હરિણી, શિખરિણી, મંદાક્રાંતા, માલિની સ્રગ્ધરા, ઈંદ્રવજ્રા, ઉપેંદ્રવજ્રા, રથોદ્ધતા, દ્રુતવિલંબિત, ઈત્યાદિ છંદો અનુકૂળ છે અને પથ્યા ઈત્યાદિક છંદ પ્રતિકૂળ છે.

હાસ્ય રસને દોધક, તોટક, ભુજંગપ્રયાત, ઈત્યાદિ જે પ્રતિપદે વિચ્છેદ પામે છે તે અનુકૂળ વૃત્તો છે અને પૃથ્વી ઈત્યાદિક પ્રતિકૂળ વૃત્તો છે.

કરૂણ રસને મંદાક્રાંતા, પુષ્પિતાગ્રા, માલિની, દ્રુતવિલંબિત ઈત્યાદિ વૃત્તો અનુકૂળ છે અને દોધક ઈત્યાદિ વૃત્તો પ્રતિકૂળ છે.

રૌદ્ર રસને હરિણી, શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરા, રથોદ્ધતા, અનુષ્ટુપ્ ઈ-ત્યાદિ વૃત્તો અનુકૂળ છે અને શિખરિણી ઈત્યાદિક વૃત્તો પ્રતિકૂળ છે.

વીર રસને ઈંદ્રવજ્રા, ઉપેંદ્રવજ્રા, વંશસ્થ, શાર્દૂલવિક્રીડિત, શિખરિણી, સ્રગ્ધરા, ઈત્યાદિ વૃત્તો અનુકૂળ અને પ્રહર્ષિણી, માલિની ઇત્યાદિ વૃત્તો પ્રતિકૂળ છે.

ભયાનક રસને સ્રગ્ધરા, શાર્દૂલવિક્રીડિત, શક્વરી; પથ્યા ઈત્યાદિ વૃત્તો અનુકૂળ છે.

બીભત્સ, રસને શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરા, વંશસ્થ, રથોદ્ધતા, ઈત્યાદિ વૃત્તો અનુકૂળ અને મંદાક્રાંતા ઈત્યાદિ વૃત્તો પ્રતિકૂળ છે.

અદ્‌ભુત રસને શાર્દૂલવિક્રીડિત, નંદિની, કુસુમવિચિત્રા, શાલિની, સ્વાગતા, ઉપચિત્ર, વસંત તિલકા, ઈંદ્રવજ્રા, ઈત્યાદિ અનુકૂળ અને શિખ-રિણી ઇત્યાદિ પ્રતિકૂળ વૃત્તો છે.

શાંતરસને શિખરિણી, મંદાક્રાંતા, શાર્દૂલવિક્રીડિત ઈત્યાદિ વૃત્તો અનુ-કૂળ છે. અને કુસુમ વિચિત્રા ઈત્યાદિ પ્રતિકૂળ છે.

## અક્ષર છંદો.

ઉક્તા ૧, અત્યુક્તા ૨, મધ્યા ૩, પ્રતિષ્ઠા ૪, સુપ્રતિષ્ઠા ૫, ગાયત્રી ૬, ઉષ્ણીક ૭, અનુષ્ટુપ્ ૮, બૃહતી ૯, પંક્તિ ૧૦, ત્રિષ્ટુપ્ ૧૧, જગતી ૧૨, અતિજગતી ૧૩, શક્વરી ૧૪, અતિશક્વરી ૧૫, અષ્ટિ ૧૬, અત્યષ્ટિ ૧૭, ધૃતિ ૧૮, અતિધૃતિ ૧૯, કૃતિ ૨૦, પ્રકૃતિ ૨૧, આકૃતિ ૨૨, વિકૃતિ ૨૩, સત્કૃતી ૨૪, અભિકૃતિ ૨૫, અને ઉત્કૃતિ ૨૬, એ છવીશ પ્રકારના અક્ષર છંદો છે.

## તંત્ર શાસ્ત્રનો સારાંશ.

તંત્રશાસ્ત્રના કર્ત્તા મહાદેવ છે. તેમાં અનેક છંદ અને દેવતા સહિત મંત્ર યંત્રાદિક શબ્દાર્થ સૃષ્ટિ પ્રતિપાદન કરવી, તે વિષય છે. ધર્મ ૧, અર્થ ૨, કામ ૩, અને મોક્ષ ૪, એ પ્રયોજન છે. ફલ કામના યુક્ત તેનો અધિકારી છે. શિવના નિર્ગુણ અને સગુણ સ્વરૂપના જ્ઞાનથી મોક્ષ થાય છે. પ્રકૃ-

તિથી પર તે નિર્ગુણ છે ૧, અને પ્રકૃતિથી યુક્ત તે સગુણ છે ૨. સૃષ્ટી બે છે. અકાર ૧, ઉકાર ૨, મકાર ૩, રૂપિ નાદ બિંદુ એ શબ્દ સૃષ્ટિ છે ૧, રૂદ્રાદિ અનેક દેવતા અને ચરાચર જગત એ અર્થ સૃષ્ટિ છે. તેનો ક્રમ કહું છું. પરબ્રહ્મથી શક્તિ થઈ, શક્તિથી નાદ થયો અને નાદથી બિંદુ થયું. શિવશક્તિથી સૂક્ષ્મ શબ્દ થાય છે તેનેજ શબ્દ બ્રહ્મ કહે છે. પરાશક્તિ પણ શરીરમાં કુંડલીની નાડી રૂપે શબ્દ બ્રહ્મરૂપ થઈને, પરા ૧, પશ્યંતી ૨, મધ્યમા ૩, અને વૈખરી ૪, એ ચાર પ્રકારની વાણી થાય છે. અકારાદિ અને ક્ષકારાંત, પચાસ વર્ણ કુંડલિનિ રૂપ છે, તેથી પરાશક્તિ થાય છે. શિવ શક્તિથી મહતત્વ ૧, મહતત્વથી અહંકાર ૨, સાત્વિક આદિ ભેદથી અહંકાર ત્રણ પ્રકારનો છે. સાત્વિક અહંકારથી દશ ઇંદ્રિયોના દશ દેવતા છે, તેનાં નામ.—દિશા, ૧, પવન ૨, સૂર્ય ૩, વરૂણ ૪. આદિ. રાજસ અહંકારથી દશ ઇંદ્રિય થઈ છે. તામસ અહંકારમાં તનમાત્રાદ્વારા પાંચ મહાભૂત થાય છે, શબ્દથી આકાશ ૧, સ્પર્શથી વાયુ ૨, રૂપથી તેજ ૩, રસથી જલ ૪, ગંધથી પૃથ્વી ૫. આકાશ સ્વચ્છરૂપ છે ૧, વાયુ શ્યામ છે ૨, તેજ લાલ છે ૩, જલ શુકલ છે ૪, અને પૃથ્વી પીતવર્ણ છે ૫. પાંચ ભૂતોનાં પાચ મંડલ છે, તે નીચે પ્રમાણે. ષટબિંદુ યુક્ત ગોલ મંડલ આકાશનું. વાયુનું ત્રિકોણ સ્વતિનાં ચિન્હ યુક્ત ૨. અગ્નિનું અર્ધ ચંદ્રાકાર ૩. જલનું કમલના આકારે ૪. પૃથ્વીનું વજ્ર ચિન્હ યુક્ત ચોરસ ૫. પાંચ ભૂતોની પાંચ કલા. નિવૃતિ; ૧ પ્રતિષ્ટા, ૨ વિદ્યા, ૩ શાંતિ, ૪ અને શાંત્યતીતા ૫. ચરાચર જગત પાંચ રૂપે છે. અચર પર્વત વૃક્ષાદિ ભેદથી અનેક વિધ છે. તેમાં ચરના ક્રમી કીટાદિ સ્વેદજ ૧, સર્પ પક્ષી આદિ અંડજ ૨, અને મનુષ્યાદિ જરાયુજ ૩, એવા ત્રણભેદ છે. માતૃકાના અક્ષરથી સર્વ મંત્રોની ઉત્પતિ થાય છે. મંત્રના પ્રકાર ત્રણ કરેલા છે. પુરૂષ ૧, સ્ત્રી, ૨ અને નપુંસક. વલી મંત્રના ભેદ ચાર છે. સિદ્ધ ૧, સાધ્ય ૨, સુસિદ્ધ ૩, અરિ ૪. મંત્રના દોષ ૫ છે.—છિન્ન ૧, રૂદ્ધ ૨, શક્તિહીન ૩, પરાંગમુખ ૪, બધિર ૫. નેત્રહીન આદિ દોષ યુક્ત મંત્રથી ફલ થાતું નથી. મંત્રના સંસ્કાર ૧૦ છે. જનન ૧, જીવન ૨, તાડન ૩, બોધન ૪, અભિષેક ૫, વિમલિકરણ ૬, આપ્યાયન ૭, તર્પણ ૮, દીપન ૯, ગુપ્તિ ૧૦. માતૃકાથી મંત્રનો ઉદ્ધાર તે જનન ૧, પ્રણવ યુક્ત જપ તે જીવન ૨, મંત્રાક્ષર લખી તેને ચંદન જલથી છેકવો નહીં તે તાડન ૩, ઇત્યાદિ. દશ સંસ્કારથી મંત્ર અવશ્ય સિદ્ધ

થાય છે, એવું એ મતવાળા માને છે. કૂર્મ ચક્રથી સિદ્ધ અથવા સાધ્યાદિ ભેદનો વિચાર કરવો. મંત્ર જપના સ્થાન,—તીર્થ, નદીતીર, પવિત્રવન, દેવાલય આદિ છે. ગુરૂનાં લક્ષણ.—કુલીન, સર્વ આગમશાસ્ત્રનાં તત્ત્વ જાણનાર, જિતેંદ્રિય, સત્યવાદી વગેરે. શિષ્યનાં લક્ષણ.—કુલીન, શુદ્ધમન, પુરૂષાર્થ યુક્ત જિતેંદ્રિય ઈત્યાદિ. તંત્રશાસ્ત્રની મુખ્ય દિક્ષાનું ગ્રહણ. ઈષ્ટ દેવતાનો ગુરૂથી મંત્રોપદેશ તે દિક્ષા કહેવાય છે, અને તે પાપ નાશ કરી દિવ્ય જ્ઞાન દેછે, તેથી દિક્ષા નામ થયું. તેના ભેદ ચાર છે.—ક્રિયામયી, ૧ વર્ણમયી ૨. કલામયી ૩, વેધમયી ૪, એ ચારેના કર્ત્તા નિત્ય કર્મકુંડ મંડપાદિ કરવા, તેને ક્રિયામયી દિક્ષા કહે છે ૧. શિષ્યના દેહમાં વર્ણાદિ ન્યાસ તેને મંત્રમયી દિક્ષા કહે છે ૨. નિવૃત્યાદિ પાંચ કલા, તેનો તે તે અંગોમાં યોજક તેને કલામયી કહે છે ૩. શિષ્યના શરીરમાં ચેતન શક્તિનું વ્યાપક ધ્યાન તેને વેધમયી દિક્ષા કહે છે ૪. અધ્વા છ છે. કલાધ્વા ૧, તત્વાધ્વા ૨, ભુવનાધ્વા ૩, વર્ણાધ્વા ૪, પદાધ્વા ૫, મંત્રાધ્વા ૬. અધ્વા એટલે રસ્તા. ગુરૂને એ છ અધ્વાનું શોધન ઉચિત્ છે. દેવતા પૂજાનાં સાત અથવા પાંચ આવરણ છે. એ સર્વ રસ્તાથી જીવને મોક્ષ થાય છે.

---

## શંકરાચાર્ય.

શંકરાચાર્યને કેટલાં વર્ષ થયાં એવિષે જુદા જુદા પંડિતોના જુદાજુદા વિચાર છે. કેટલાક બાવીશસો, કેટલાક બેહજાર અને કેટલાક એક હજાર વર્ષ પણ કહે છે. શંકરમતાનુસારી તથા એ ધર્મના શિક્ષક જે કુડાળી બ્રાહ્મણ તેઓના કહેવામાં એમ છે કે, આચાર્ય જન્મ્યાને બે હજાર વર્ષ થયાં. કાંગદેશના રાજાના હાથના લખેલા ઈતિહાસોમાં એવા લેખ મળી આવે છે કે, દક્ષિણમાંના સ્કંદપુરના ચક્રવર્તિ રાજા ત્રિવિક્રમદેવની વખતમાં આચાર્ય હતા. બીજું એવું કહે છે કે, આચાર્યે પશ્ચિમઘાટને કાંઠે વસાવેલું શૃંગેરી નામનું એક સંસ્થાન મ્હેસૂરના રાજ્ય નીચે છે. ત્યાં તેમણે સ્થાપેલું વિદ્યાલય અદ્યાપિ ચાલે છે અને તેનો હિંદુસ્થાનમાં સર્વ સ્માર્ત બ્રાહ્મણો ઉપર ધર્મ સંબંધી મુખ્ય અધિકાર છે. તે લેખ ઉપરથી તો

આચાર્ય જન્મ્યાને ૧૬૦૦ વર્ષ થયાં, એવું બેશક માલમ પડેછે. ઈતિહાસના બીજા ગ્રંથોમાં તે ઘણા આણીમેર હોવા જોઈએ એવું જણાય છે. શંકરાચાર્યનો ગુરૂ ગોવિંદયતિ એ વિક્રમનો બાપ હતો, એ ઉપરથી આચાર્ય વિક્રમની વખતે હતા, એમાં સંશય નથી. વળી તેઓ એવું ઠરાવી આપે છે કે, કેરલદેશમાં પૂર્ણાનદીને કાંઠે પોરીચલ બ્રાહ્મણોના વંશમાં વિક્રમ શકને પંચાણુંમે વર્ષે વિલંબી સંવત્સરમાં આચાર્ય જન્મ્યા.

શંકરાચાર્ય કાશીમાં રહ્યા તે વખતે તેનું અગ્યાર વર્ષનું વય હતું. સંપૂર્ણ શાસ્ત્રોમાં તેમની એક સરખી ગતિ છે, એવું જાણીને ક્ષેત્રમાંના વિદ્વાન્ લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું. કાશીના પંડિતોને શંકરાચાર્યનું મહાત્મ્ય અને યોગ્યતા જણાયાં. એ વખતે કાશી ક્ષેત્રમાં વેદશાસ્ત્રોનો ઘણોજ ઉત્કર્ષ થયો.

શંકરાચાર્યે વ્યાસ સૂત્ર ઉપર ભાષ્ય કરયું છે, ભગવત્ગીતા અને ઈષ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડ, માંડુક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, બૃહદારણ્યક, એ દશ ઉપનિષદો ઉપર ભાષ્ય રચ્યાં.

શંકરાચાર્ય દિગ્વિજય કરવા નિકળ્યા ત્યારે દેશાટન કરતાં જુદા જુદા પંથોના વિદ્વાન લોક તેમની સાથે વાદ કરવા આવ્યા. તે કયા કયા પંથના અને કયાં રહેતા હતા. તેમનાં ચિન્હો તથા નામો શાં હતાં તેની યાદ નીચે લખું છું.

જંગમમતી.—તેના શૈવ, ઉગ્ર, રૌદ્ર, ભક્ત, જંગમ, અને પાશુપત એવા છ ભેદ છે. તે સર્વે શિવના ઉપાસક છે, મુદ્રા અને લિંગ ધારણ કરે છે. રજસ્વલા, સુવાવડી, વૃદ્ધિસુતક અને અશૌચ એઓથી અભડાવા વિગેરેની છોત તે મતવાલા બિલકુલ માનતા નથી. લિંગાંક, મહાકાલ, ગણિકાપાલ, વિદ્વેષિવીર, એ તેઓના નામ. અને તેઓ સેતુબંધરામેશ્વર પાસેના રહેનાર.

પીઠોપાસક.—શૈવમતી તે જંગમનો એક ભેદ છે એ લોકો લિંગ, ત્રિશૂલ, ડમરૂ ધારણ કરેછે, તપ્ત મુદ્રાલેછે અને શરીર ઉપર શુભ્ર ભસ્મ અને રૂદ્રાક્ષ માળા ઘાલે છે. ભાણામાં પીરસેલું બધું ખાઈ જવું એ તેમનો નિયમ. પ્રચંડ ભૈરવ, પરમત, કાલાનલ, ઈત્યાદિ તેમનાં નામ. રામેશ્વર તરફ રહેનારા.

વૈષ્ણવમત વાલા.—ભક્ત, ભાગવત, વૈષ્ણવ, પંચરાત્ર, વૈખાનસ, અને કર્મહીન એ તેના છ ભેદ છે. તેઓ અનંતશયનના રહેવાસી છે. કૌંડિન્ય મુનિ, અનંત હૃદય, પ્રસન્ન વિષ્ણુ, ભદ્રપાત, ઈત્યાદિ તે મતના પ્રખ્યાત પુરૂષો હતા. એમના બે પંથછે એક ક્રિયાપંથ અને બીજો જ્ઞાનપંથ. તેમાં વિષ્ણુશર્માદિ કર્મ પક્ષવાળા, અને નામતીર્થ, વ્યાસદાસ, બ્રહ્મગુપ્તાદિક એ જ્ઞાની. એઓમાં કેટલાક તપ્તમુદ્રા અને કેટલાક ચંદનમુદ્રા ધારણ કરેછે.

હિરણ્ય ગર્ભોપાસક.—એઓ સુબ્રહ્મણ્ય ક્ષેત્રના રહેવાસી. હાથમાં કમંડલુ અને દર્ભની ઝુડી રાખનારા.

અગ્નિમતી.—એમના બે પંથ છે. હોત્રાવીતિ અને કવ્યવાહન, અગ્નિનું ચિન્હ ધારણ કરનારા. હીરા અને માણેક અગ્નિના અંશમાં છે, એવું જાણીને તેની પૂજા કરેછે.

સૌર.—એમના છ પંથ છે. સૌર, પ્રભાકર, તાપન, મંડલસેવી, કાલાનુસંધાન, ભાનવ, દૈવાકર, દિવાકર, ભાનુવલ્લભ, અને કીર્તિચંદ્ર એઓ એ મતના વાદી.

ગાણપત્ય.—એઓ ગણપુરના રહેવાસી તેના છ પંથ છેઃ—મહાગણપતિ, હરિદ્રાગણપતિ, ઉચ્છિષ્ટગણપતિ; નવનીતગણપતિ, સુવર્ણગણપતિ, અને સંતાનગણપતિ. એઓ ગણપતિમંત્રોનો જપ અને વક્રતુંડ તથા દંતની મુદ્રા ધારણ કરેછે. તેઓમાંથી ગિરિજાપુત્ર, હેરંબનાથ, ગણકુમાર, ઢુંઢિરાજ, ઈત્યાદિ એ પંથના ઉપાસક હતા.

શક્તિઉપાસક.—તેઓ તુળજાપુરના રહેવાસી એમનાં ચિન્હ, કપાળે કંકુ અને બાહુ ઉપર સોનાની પાવડિયો એ પંથમાંના ઉપાસક, ત્રૈપુર, ત્રિપુરકુમાર, બિન્દુભક્ત, પૂર્ણાનંદ, પૂર્ણાભાવ, એઓ હતા.

મહાલક્ષ્મી ઉપાસક.—એઓ કવલયપુર અને આદિ પદ્દનના રહેવાસી તેના મુખ્ય ભક્ત ગંગાકીર્તિ, પ્રસન્ન લક્ષ્મી, વિલાસાનંદ, અને આદિજગન્નાથ. તેના ગળામાં પદ્માક્ષમાળા, કપાળે કંકુ અને દંડ ઉપર કમળમુદ્રા.

શારદોપાસક.—નિગમસાવિત્ર, પરાગમ, સુવાક, સર્વવાક, એ આ પંથના ઉપાસક. પુસ્તક, કમળ, કલમ અને પુંડ્ર ( તિલક ) ધારણ કરનારા.

વામમાર્ગી.—એ મદ્યમાંસનું સેવન કરનારા, દુગમુનિ, અભિષિક્ત અને ભારતી એઓ આ પંથમાંના ઉપાસક.

ભૈરવોપાસક.—બટુકનાથ, વિશ્વરૂપ, વિશ્વલય, એઓ એ પંથના મુખ્ય ઉપાસક.

કાપાલિક.—એઓ ઈંદ્રપ્રસ્થ નગરના રહેવાસી, એમના છ પંથ છેઃ—ચણ્ડભૈરવ, કાળભૈરવ, સંહારભૈરવ, ઉગ્ર ભૈરવ, ભીમભૈરવ અને કપાલ ભૈરવ. તેઓનાં ચિન્હ. ભસ્મ, વ્યાઘ્રચર્મ, નરકપાલ, ત્રિશૂલ અને મદ્યપાત્ર. એઓ મહાક્રૂર કર્મી હોય છે અને મનુષ્યનું બલી આપે છે. બટુક નાથ, ભદ્રબાહુ, અસિતાંગ, શબર, અહંમતી, દંડજીત ઈત્યાદિ એ પંથના ઉપાસક. કાપાલિકમાંજ ચાર્વાક, ક્ષપણક, બૌદ્ધ તથા જૈન એઓને ગણે છે.

વાયુના ઉપાસક.—ધજાનું ચિન્હ ધારણ કરનારા.

નિરાલંબમતી.—એઓ આકાશના ઉપાસક.

આદિ વરાહોપાસક.—એ વરાહનું ચિન્હ ધારણ કરનાર.

લોકોપાસક.—શરીર ઉપર ચૌદ લોકની મુદ્રા ધારણ કરનાર. કાલકર્મા નામા તથા કર્મનામ વગેરે તેના ઉપાસક.

ગુણોપાસક.—એઓ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોના ઉપાસક. શ્વેત, રક્ત અને નીલ એવો વેષ ધારણ કરનારા, કૃતવિલાસ, જીવવિલાસ, લયવિલાસ, એઓ તે માર્ગના ઉપાસક.

સાંખ્યમતી.—ચોવીશ તત્વના ઉપાસક.

પિલ્લુસાસક.—પરમાણુઓને જગતૂ કારણ માનીને મરણ વખતે પિલવ પિલવઃ પિલવઃ એવું કહેવાથી મોક્ષ થાય છે. ધીરશિવ, ભદ્રશિવ, અને લિંગનાથ એઓ એમાંના મુખ્ય ઉપાસક છે.

કર્મોપાસક.—અગ્નિહોત્રાદિ ક્રિયાઓ કરવાથી મુક્તિ થાય છે, એવું કહેનારા કનકગિરિ અને તુંગનાથ એઓ તેના ઉપાસક.

નવગ્રહોપાસક.—એઓ નવગ્રહની દરરોજ પૂજા કરેછે. અનૃણ, સુવિધ, કૃતવિદ્ય, શર્મિષ્ટ, કલ્માષ, અને ક્રૂરવદન એ તેના ઉપાસક.

કાલોપાસક.—એઓ વર્તુલાકાર ભૂગોળ નિર્માણ કરીને તે ઉપરથી સૂર્યની ગતિથી કાલનું પ્રમાણ પરિપૂર્ણ જાણે છે, અને તે થકીજ મોક્ષ છે, એવું માને છે.

પિતરોપાસક.—તેઓ પિતૃના ઉદ્દેશથી છન્નું શ્રાદ્ધ કરેછે.

ગરૂડોપાસક.—એના શંખપાલ, કુબ્જ, અને રીઢ એ ઉપાસક છે.

સિદ્ધમતી.—એઓ મણિમંત્ર ઓષધીને યોગે કરીને અદ્ભુત ક્રિયાઓ

દેખાડનારા શ્રી શૈલાદિક પર્વત ઉપર વાસકરે છે. મારણ મોહનાદિ ક્રિયાઓ કરનારા. પોતાના મંત્રાદિકોના યોગે કરીને પૃથ્વી વિગેરે ભૂતોને વશકરવાનું લોકોને કહી ઠગે છે. વિષ, પારો, તેલ, લોઢાનો કાટ અને સોમલ ખાય છે. સ્ત્રી, પુરૂષોને પશુઓના વેષ લેવરાવે છે, કિમિયા કરેછે. સિંહ, શરભ, તથા વાઘ વગેરે દુષ્ટ પશુઓને બાંધે છે. નિત્યાનંદ, પરાર્જુન, ચિરાકીર્તિ એ તેના મુખ્ય ઉપાસક.

તેમજ કુબેરોપાસક, વરૂણોપાસક, ઇંદ્રોપાસક, શેષોપાસક એવાં અનેક પ્રકારના સર્વ મતોનું ખંડન કરીને આચાર્ય કાશીક્ષેત્રમાં આવીને શિષ્ય ભણાવવા લાગ્યા.

મહામ્નાય નામનો એક નાનો ગ્રંથ આચાર્યે કર્યો છે, તેમાં તેમણે પોતાના મઠોની વ્યવસ્થા ઘણી સારી લખી છે. તે નીચે પ્રમાણેઃ—

શારદામઠ—એ દ્વારકામાં છે, ત્યાંના સંપ્રદાયનું નામ કીટવાર, દેવતા સિદ્ધેશ્વર, આચાર્ય વિશ્વસ્વરૂપ, અને તીર્થ ગોમતિ.

ગોવર્દ્ધન મઠ.—એ જગન્નાથમાં છે, સંપ્રદાય ભોગવાર, દેવતા જગન્નાથ, આચાર્ય પદ્મપાદ, તીર્થ મહોદધિ.

જોશીમઠ.—એ બદ્રિકાશ્રમમાં છે. સંપ્રદાય આનંદવારી, દેવતા નારાયણ, આચાર્ય નરત્રોટક, તીર્થ આલકનંદા.

શૃંગેરીમઠ.—એ શૃંગેરીમાં છે. સંપ્રદાય ભૂરીવારી, દેવતા આદિવારાહ, આચાર્ય પૃથ્વીધરાચાર્ય, તીર્થ તુંગભદ્રા.

સુમેરૂમઠ.—એ કાશીમાં છે. સંપ્રદાય કાશી, દેવતા નિરંજન, આચાર્ય માયાદેવીશ્વર, તીર્થ માનસસરોવર.

પરમાત્મમઠ.—સંપ્રદાય સત્યતોષ. દેવતા માનસીમાયા. આચાર્ય ચેતનાચાર્ય. તીર્થ ત્રિકુટી.

સહસ્રાર્કજ મઠ.—સંપ્રદાય સચ્ચિછષ્ય, દેવતા વિશ્વરૂપ, આચાર્ય સદ્ગુરૂ, તીર્થ સચ્છાસ્ત્ર શ્રવણ.

શંકરાચાર્યે દશપ્રકારના સન્યાસીની સ્થાપના કરી તેનાં નામ.—તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગિરિ, પર્વત, સાગર, સરસ્વતી, ભારતી, અને પુરી.

શંકરાચાર્યે જૈનધર્મનું ખંડન કર્યું અને વૈદિક ધર્મનો ઉદ્ધાર કર્યો, તે સર્વે વેદમતાનુયાયી જાણે છે. તેમજ દિગ્વિજય વગેરે ગ્રંથમાં એ વિષે લખેલું છે, તેથી અત્રે વિશેષ લખતા નથી.

## શંકરાચાર્યના ગ્રંથો.

| | |
|---|---|
| સંક્ષેપ શારીરક. | શિવમાનસ પૂજા. |
| ઉપદેશ સહસ્રી. | શિવ સર્વોત્તમ. |
| અધ્યાત્મ પ્રકાશિકા શતશ્લોકી, | વિષ્ણુ સહસ્રનામ ભાષ્ય. |
| સૌંદર્ય લહરી. | તત્વાનુસંધાન. |
| કામાક્ષિ અષ્ટક. | અદ્વૈતકૌસ્તુભ. |
| નક્ષત્રમાળા. | વેદાંતમુક્તાવલી. |
| લલિતાસ્તવરાજ. | શિવસ્તોત્ર. |
| | અપરોક્ષાનુભૂતી. |

---

## રામાનુજાચાર્ય.

રામાનુજ શાલિવાહન શકના અગિયારમા શૈકામાં દોરાસમુદ્ર નામના શૈહેરના રાજા બેટાવર્દ્ધનની વખ્તમાં શ્રી પેનુમુતૂર ગામમાં જનમ્યા. એ ગામ મદ્રાસથી ચોવીશ મૈલ ઉપર કાંચી કિંવા જેને કંજેવરમ્ કહેછે, તેના રસ્તા ઉપર છે. એના બાપનું નામ કેશવાચાર્ય અને માનું નામ કાન્તિમતિ. એને આઠમે વર્ષે જનોઈ દીધા પછી પોતાના મામા યાદવપ્રકાશ પાસે વેદ-શાસ્ત્રોનું અધ્યયન કર્યું. એ મહાબુદ્ધિમાન હતો. એણે પ્રથમ પેનુમુ-તૂર ગામમાં એક આંબલીના ઝાડ હેઠલ બેસીને રામચંદ્રની ઉપાસના કરી. પછી એણે જીવ અને ઈશ્વર વચ્ચેના ભેદની તકરારોનું નવું મત વિશિષ્ટા દ્વૈત કહાડીને શંકરમતનું ખંડન કર્યું. સીતારામની પૂજા અને ઉર્ધ્વ ત્રિપુંડ્ર કરવા વગેરે પોતાના સંપ્રદાયના લોકોને ઉપદેશ કરવા લાગ્યો. કેટલાક દિવસ પછી એણે દેશપર્યટન કર્યું, અને મલ્લુકોટ શૈહેરમાં જઈને ત્યાના બ્રાહ્મણોને બોધ કર્યો. તેઓને શૈવ મત છોડાવી શ્રી વૈષ્ણવ કર્યા. તેઓને પોતાના મત પ્રમાણે ચાલવા વિષે રીત બાંધી આપી, પછી એ તાનોર પ્રાંતમાં થઈને દોરા સમુદ્રમાં ગયો. ત્યાં તેણે ત્યાંના રાજાને પણ વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કર્યો. પછી એ જુદે જુદે ઠેકાણે જઈને ત્યાના બ્રાહ્મણોને સર્વકાલ શુદ્ધ વૈષ્ણવ માર્ગનો બોધ કરતો. એણે પોતાના શિષ્ય યમદુનાચાર્યને સાથે લઈને ત્રિપતિ, જગન્નાથ, કાશી, અને જયપુર એ ક્ષેત્રોમાં વૈષ્ણવ ધર્મ દ્દઢ સ્થાપીને કેટલાએક મઠ બાંધ્યા. આ આચાર્યનાં

વૈષ્ણવ ધર્મ સંબંધી વ્યાખ્યાનો સાંભળીને જયપુરનો રાજા ઘણોજ ખુશિ થયો. આચાર્યે જયપુરમાં એક મઠ બાંધ્યો, અને પછી બદ્રિનારાયણની જાત્રાકરી છેલીવારે પોતાના દેશમાં પાછો આવ્યો. ત્યાં તેણે પોતાના મતના કેટલાએક ગ્રંથ કર્યા, તે આ પ્રમાણે.–વ્યાસસૂત્રભાષ્ય, એનેજ શ્રી ભાષ્ય કહેછે, ગીતા ભાષ્ય, તર્કભાષ્ય, વેદાર્થસંગ્રહ, ન્યાયામૃત, વેદાંતપ્રદીપ, વેદાન્તતત્વસાર, શ્રૌતભાષ્યશતદૂષણી, ચંડમારૂતી, ત્રિશતધ્યાન, વિષ્ણુ-પૂજા અને વિષ્ણુપ્રબોધન.–વિષ્ણુપ્રબોધનમાં વિષ્ણુની સ્તુતિરૂપે પ્રાતઃસ્મરણ છે. રંગનાથસ્તોત્રમાં ત્રિચિનાપલી કિંવા શ્રીરંગ પટ્ટણમાંની મૂર્તિ-નું સ્તવન છે. સિદ્ધાંત એ ગ્રંથમાં પોતાના મતનું સ્થાપન કર્યું છે. વિ-ષ્ણુસહસ્રનામ એમાં વિષ્ણુની સ્તુતિ, સંધ્યાવંદન, સ્નાનવિધિ, ઉર્ધ્વ પુંડ્ર ધારણ ઈત્યાદિ, રામાનુજ મતના આચાર તથા સંપ્રદાય વિષે કહ્યું છે. ત્રિગદ્ય, એમાં ત્રણ ગદ્યોનો સંગ્રહ છે. પેહેલું વિષ્ણુલોક ગદ્ય, એમાં વૈકુંઠ લોકની રચના તથા પદાર્થ અને ત્યાંનું ઐશ્વર્ય, એઓનું નિરૂ-પણ છે. બીજું શ્રીરંગ ગદ્ય, એમાં વિષ્ણુની સ્તુતિ છે અને ત્રીજું શર-ણગદ્ય એમાં વિષ્ણુની પ્રાર્થના અને તેને અનન્યભાવે કરીને શી રીત શરણ જવું, એ પ્રકાર છે. પોતાના મત પ્રમાણે ચાલનારા વૈષ્ણવ લોકોને સારૂ એણે એક ધર્મસંહિતાનો ગ્રંથ કરવામાં પોતાનું ઉત્કૃષ્ટ બુદ્ધિકૌશલ્ય દેખાડ્યું છે. જ્યારે એ પચાશ વર્ષનો થયો ત્યારે તેણે સર્વ સંસારનો પરિ-ત્યાગ કરીને ચતુર્થાશ્રમ લીધો, અને પોતાનું બાકી રહેલું બધું આયુષ્ય ભગવચ્ચિંતન, ન્યાય અને વેદાંતનાં પુસ્તકો વાંચવામાં કહાડ્યું.

રામાનુજાચાર્ય શ્રી પેનુમૂતુરમાં સમાધિસ્થ થયો. એ શેષનો અવતાર હતો, એવું તે મતના વૈષ્ણવ લોકો માને છે. તે લોકોએ આચાર્યની આ-બેહુબ ધાતુની મૂર્તિ કરાવીને ત્યાંના મઠમાં સ્થાપી. મુખ્ય બાર અવતારોમાં-નો એ એક છે, એવું તેઓ અદ્યાપિ માને છે. રામાનુજાચાર્યની એક ગાદી તોતાદ્રિમાં છે તેનું નામ તિંગળ. બીજી ગલતામાં છે. શિવાય અ-હોબળ મઠમાં એક ગાદી છે, એ વડગળ. વડગળ અને તિંગળ એઓમાં કંઈ સંપ્રદાય ભેદને લીધે વારે વારે કજીઆ થાય છે.

રામાનુજની પેઢીના કેટલાક પુરૂષ થઈ ગયા પછી રામાનુજ સંપ્રદાયના દ્રવિડ આચાર્યોમાં રામ નામનો એક સાધુ ઉત્પન્ન થયો. તેણે આનંદ સંપ્રદાય કહાડ્યો, તે રામાનુજ મતને મળતો છે, તેનું નામ રામાનંદી.

હિંદુસ્તાનમાં રામાનંદ સંપ્રદાયના હજારો વેરાગી છે. વેરાગીઓમાં પણ સંયોગી, નિહંગી વગેરે ઉપસંપ્રદાય નિકળ્યા છે. કબીર એ રામાનંદનો શિષ્ય, તેણે આનંદસંપ્રદાયમાં કંઈ કલ્પિત આચારની ભેળ કરીને એક નવોજ પંથ કહાડ્યો, તેનું નામ કબિરપંથ. પછી તે પંથમાંથી પણ બાર ઉપદેશક નિકળ્યા. હાલમાં શકે ૧૬૭૩ માં રામાનુજ સંપ્રદાયની ગલતાની ગાદીના આચાર્યોમાં એક રામાચરણ નામનો સાધુ ઉત્પન્ન થયો, તેણે મૂર્તિપૂજા, ઉપવાસ, ઈત્યાદિ નિયમ ઘણાજ વધાર્યા. રજપુતસ્થાનમાં રામાચરણની એક ગાદી છે. રામાચરણ સંપ્રદાયમાંથી નિરંજન અને રામસ્નેહી એ સંપ્રદાય નિકળ્યા.

રામાનુજાચાર્યનો ગુરૂ શઠકોપ એ જાતે શૂદ્ર હતો. એ રામાનુજાચાર્યે જીવ ઈશ્વરના ભેદ વિષે વિશિષ્ટા દ્વૈત મત સ્થાપ્યો.

---

## વિષ્ણુ સ્વામી.

વિષ્ણુ સ્વામી દ્રાવિડ બ્રાહ્મણ હતા. તેમણે ૨૫૦૦ વર્ષ ઉપર દ્રાવિડ દેશમાં જન્મધારણ કર્યો હતો. તેનાં માબાપ તેની નાની વયમાં મરણ પામ્યાં હતાં, તેથી તેને તેનો મામો જે, રાજાનો કરભારી હતો, તેણે ઉછેરી મોટા કર્યા. વિષ્ણુ સ્વામીએ થોડા વખતમાં વિદ્યાભ્યાસ કર્યો, તેથી તેના મામાએ તેને રાજકારભારમાં નાખ્યો. વિષ્ણુસ્વામી કારભાર ચલાવવા લાગ્યા. થોડા દિવસ પછી તે મોટા રાજાના કારભારી થયા, તેને થોડા દિવસ વિત્યા એટલે તે રાજા મરણ પામ્યો, તેથી તેણે વિચાર્યું જે, આવા મોટા રાજાની ચાકરી કરેલી વ્યર્થ. ગઈ, માટે હવે તો કોઈ દેવની ચાકરી કરવી. એવું ધારી દેવ વિષે વિચાર કરતાં વિષ્ણુની ભક્તિ કરવાનું સૂઝ્યું. ત્યારે તેમણે વિચાર્યું જે, ગુરૂના ઉપદેશ વિના આપેજ ભક્તિ કરવાની શાસ્ત્રમાં મના છે, તેથી કોઈ નિર્દોષ મહાત્મા પુરૂષ ગુરૂ કરવા. તે સમે શુકદેવજી ત્યાં આવ્યા. તેમણે વિષ્ણુ સ્વામીને મંત્રોપદેશ કર્યો; ને કહ્યું કે, મંદિર કરાવો, અને ભગવાનની સેવા વેદ વિધિ પ્રમાણે કરીને પ્રસાદલ્યો. તેથી વિષ્ણું સ્વામીએ મંદીર કરાવ્યું, ગુરૂવચને વેદ વિધિપ્રમાણે સેવા કરવાની સામગ્રી તઈયાર કરીને બેઠા, અને બોલ્યા જે, જ્યારે ભગવાન આવશે, ત્યારે પ્રસાદ લઈશું. (કારણ કે, મૂર્તિ વિષે તેમના ગુરૂએ કાંઈપણ

ઉપદેશ કર્યો નહોતો) તેથી તેમને સાત ઉપવાસ થયા. ત્યારે ભગવાન આપ પ્રગટ થયા ને કહ્યું જે, મારી સેવા કરીને તમે પ્રસાદ લ્યો, ત્યારે તેમની સેવા કરીને પ્રસાદ લીધો.

ત્યાર પછી ભગવાને કહ્યું કે, તમે મારા સ્વરૂપ જેવી મૂર્તિ કરાવીને હમેશ તેની સેવા કરીને પ્રસાદ લેજો. ત્યારે વિષ્ણુસ્વામી બોલ્યા જે, મારા ગુરૂએ મૂર્તિ પૂજવાની મને આજ્ઞા આપી નથી, પણ વિષ્ણુની સેવા કરવાની આજ્ઞા આપી છે. આવી રીતનો તેનો આગ્રહ અને ગુરૂના વચન ઉપર વિશ્વાસ જોઈને, ભગવાન હમેશાં તેમને દર્શન દેતા; અને વિષ્ણુસ્વામી તેમની સેવા કરીને પ્રસાદ લેતા. પછી જ્યારે વિષ્ણુસ્વામી ભગવાનના ધામમાં ગયા, ત્યારથી ભગવાનની આજ્ઞાથી તેમણે તેમના વંશજોને મૂર્તિ પૂજવાની આજ્ઞા કરી.

વિષ્ણુસ્વામીનું નામ પહેલાં તો વિષ્ણુ હતું, પણ તે જ્યારે ત્રિદંડી સન્યાસી થયા, ત્યારથી વિષ્ણુસ્વામી કહેવાય છે. ત્યાર પછી વિષ્ણુસ્વામીની ગાદીએ જ્ઞાનદેવ બેઠા તેણે ભગવદ્ગીતા ઉપર જ્ઞાનેશ્વરી ટીકા કીધી છે. તે પછી તેના શિષ્ય કેશવાચાર્ય ગાદીએ બેઠા,તેના વંશજોને ગોસ્વામીની પદવી મળી, તેના પુત્ર હીરાલાલ થયા, તેને છ પુત્ર થયા. તેમાંના શ્રીધરે પ્રેમામૃત ગ્રંથ કર્યો. તેમાં તેની વંશાવળી અને ગોલોકના વિહારની કથા લખી છે. તે પછી તેની કેટલીએક પેઢીએ દ્રાવીડ દેશમાં બિલ્વમંગળ થયા, તેણે વિષ્ણુસ્વામીના વૈષ્ણવ મતનો ભારે ફેલાવો કર્યો, ત્યાર પછી તેના શિષ્ય વલ્લભાચાર્ય થયા, તેને મંત્રોપદેશ બિલ્વમંગળે કર્યો તે વિષ્ણુસ્વામીની ગાદીએ બેઠા. તે પછી કાંઈ ખટપટ થવાથી વિષ્ણુસંપ્રદાય વાળાઓએ વલ્લભાચાર્યને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યા. તેથી વલ્લભાચાર્યે એજ સંપ્રદાયને અનુસરીને તેમાં કેટલેક અંશે ફેરફાર કરી પોતાનો સંપ્રદાય ચલાવ્યો. વિષ્ણુસ્વામીના સંપ્રદાયી હમણાં પણ જયપુર તરફ છે.

---

## વલ્લભાચાર્ય.

તેલંગદેશના કાંકરવડ ગામમાં નારાયણભટ્ટ નામે યજુર્વેદી તૈત્તિરિયશાખી ભારદ્વાજ ગોત્રના વેલ્લનાડીજાતનાં બ્રાહ્મણ હતા, તેમના પુત્ર ગંગાધરભટ્ટ

થયા; તે શિવનો અવતાર હતા. ત્યાર પછી તેના દીકરા ગણપતિભટ્ટ થયા, તે ગણપતિનો અવતાર હતા. તેમના પુત્ર વલ્લભભટ્ટ થયા, તે સૂર્યનો અવતાર હતા. તેના પુત્ર લક્ષ્મણભટ્ટ થયા, તે શેષજીનો અવતાર હતા. તેમની પત્નીનું નામ ઈલ્લમાગારૂ હતું. લક્ષ્મણભટ્ટે સોમયાગનો આરંભ સંવત ૧૫૩૨ ના ચૈત્ર શુદ ૯ ને સોમવારે પુષ્ય નક્ષત્રમાં મધ્યાન્હકાલે કર્યો. યજ્ઞની સમાપ્તિને સમયે યજ્ઞકુંડમાંથી અલૌકિક વાણી થઈ કે, તમારે ત્યાં ત્રણ દિકરાઓ થશે; તેમાં બીજો પુત્ર તે મારો અવતાર થશે. પછી લક્ષ્મણભટ્ટની સ્ત્રી ઈલ્લમાગારૂને પેટ પહેલો પુત્ર થયો, તેનું નામ રામકૃષ્ણભટ્ટ પાડ્યું. પછી લક્ષ્મણભટ્ટ કુટુંબ સહિત તીર્થ કરવા નિકળ્યા તે પ્રયાગમાં થઈ કાશી જઈને રહ્યા. એવામાં કાશીમાં મુસલમાનોને અને સન્યાસીઓને મોટી લડાઈ થઈ, તેથી ત્યાંની વસ્તી નાશી ગઈ. તે વખતે લક્ષ્મણભટ્ટ પણ કુટુંબ સહિત નાઠા, તે ચંપારણ્યમાં (દરમગા) આવ્યા. તે સમે ઈલ્લમાગારૂને આઠ માસનો ગર્ભ હતો તે શકે ૧૪૦૦, સંવત ૧૫૩૫ ના વૈશાખ વદ ૧૧ રવિવારને રોજ પડી ગયો. તે ગર્ભને એક ખીજડાના ઝાડ હેઠલ પાંદડામાં વીંટીને રાખ્યો અને પોતે ચૌડા નગરમાં જઈને રહ્યા. પછી કેટલાક માસ જતાં કાશીમાં લડાઈનું સમાધાન થયું, તે સાંભળીને પાછા કાશીની વાટે ચાલતાં ચંપારણ્યમાં આવ્યા. ત્યાં ઈલ્લમાગારૂ જોવા લાગ્યાં કે, આ ઠેકાણે મેં ગર્ભ મૂક્યો હતો, ત્યાં ચોફેર અગ્નિ વચ્ચે બાલક રમતો દીઠો! તેને લેઈ કાશીમાં જઈ રહ્યાં.

વલ્લભાચાર્યની ઈશ્વરતા વિષે એમના ગ્રંથોમાં જુદી જુદી વાતો લખી છે. એક ઠેકાણે પરમેશ્વરના મુખારવિંદનો અવતાર લખ્યો છે. બીજે ઠેકાણે અગ્નિ અવતાર લખ્યો છે. ત્રીજે ઠેકાણે સ્વામીનીજીનો અવતાર લખ્યો છે. ચોથે ઠેકાણે યજ્ઞનારાયણનો અવતાર લખ્યો છે. સર્વોત્તમમાં વલ્લભાચાર્યને એકસો આઠ નામ આપ્યાં છે. તેમાં પૂર્ણ પુરૂષોત્તમ ભગવાનનો અવતાર ગણેલો છે; અને દ્વાદશ કુંજમાં એમ લખ્યું છે જે શ્રી ગોલોકના જીવો જે વીછર્યા છે, તેનો ઉદ્ધાર કરવા સારૂ શ્રીસ્વામીનીજીને તથા શ્રીનાથજીને ભારે તાપ કલેશ થયો, તેથી શ્રીસ્વામીનીજી તથા શ્રીનાથજીના મુખમાંથી અગ્નિની જવાલા નિકલી, તેમાંથી એક પુરૂષ ઉત્પન્ન થયો, તેણે શ્રીસ્વામીજીની તથા શ્રી નાથજીને વિનંતી કરી શું આજ્ઞા છે? ત્યારે આજ્ઞા થઈ જે, દૈવી જીવ વિછર્યા છે તેનો ઉદ્ધાર કરવા સારૂ ભૂતલ ઉપર જાઓ, તેથી વલ્લભાચાર્યે જન્મ ધારણ કર્યો. જનોઈ લીધા પછી એમના ગુરૂ

માધવાનંદ સ્વામીપાસે વિદ્યાભ્યાસ કરવા બેઠા, વલ્લભાચાર્યના પિતા લક્ષ્મણભટ્ટ સંવત ૧૫૪૬ ના ચૈત્ર વદ ૯ ને રોજે ગુજરી ગયા. વલ્લભાચાર્યે બ્રહ્મચર્યવ્રત લીધું. પોતાની મા એલ્લમાગારૂને તેના ભાઈ વિદ્યાભૂષણને ઘેર રાખી, પોતે પૃથ્વી પ્રદક્ષિણા કરવા નિકળ્યા. દામોદરદાસ હરસાણી, કૃષ્ણદાસ મેઘન, માધવભટ્ટ કાસ્મીરી ( તેને છકડો કહેતા ) અને ગોવિંદદેવ એમની સાથે હતા. પોતે એક ધોતિયું પેહેરતા અને એક ધોતિયું ઓઢતા. એ પ્રમાણે ત્રણવાર પૃથ્વી પ્રદક્ષિણા ભક્તિભાવથી કરી વિષ્ણુ સ્વામીની સંપ્રદાયના આચાર્યનો મંત્રોપદેશ લઈને તેમની ગાદીએ બેસી વિષ્ણુસ્વામીનો મત ચલાવવા લાગ્યા. પાછલથી તેમની સાથે અણબનાવ થયો, તેથી તેમને વિષ્ણુસ્વામીની ગાદીએથી ઉઠાડી મેલ્યા. વિષ્ણુસ્વામીના સંપ્રદાયની રીતમાં કેટલેક અંશે ફેરફાર કરીને પોતાનો સંપ્રદાય જુદો ચલાવવા માંડ્યો. વિષ્ણુસ્વામીનો શુદ્ધાદ્વૈતમત હતો તેજ પોતાનો મત રાખ્યો અને પોતાના સંપ્રદાયને પુષ્ટિમાર્ગ નામ આપ્યું. વલ્લભાચાર્યની હયાતીમાં તેમના થોડા સેવકો થયા. પહેલાં અષ્ટાક્ષર મંત્ર એટલે ( શ્રીકૃષ્ણઃ શરણંમમ ) એ મંત્રનો ઉપદેશ કરતા તેને નામ નિવેદન કહેછે. શ્રાવણ શુદ ૧૧ તે ગુરૂવારે મધ્યરાત્રીએ પરમેશ્વરે આજ્ઞા કરી જે, દૈવી જીવોને બ્રહ્મ સંબંધ આપો એટલે તેમનો ઉદ્ધાર થશે. એટલું કહી પરમેશ્વર અંતર્ધાન થઈ ગયા. જે વખતે બ્રહ્મસંબંધ આપે છે, તે વેળા નીચે લખેલું ગદ્ય વૈષ્ણવને મોહોડે બોલાવે છે.

## બ્રહ્મસંબંધનું ગદ્ય.

ओंश्रीकृष्णः शरणंमम सहस्रपरिवत्सरमितकालजात कृष्ण वियोग जनिततापक्लेशानंद तिरोभावोहं भगवते कृष्णाय देहेंद्रिय प्राणांतःकरणतद्धर्मांश्च दारागार पुत्राप्त वित्तेहपराण्यात्मनासह समर्पयामि दासोहंकृष्ण तवास्मि ॥ १ ॥

મારૂં રક્ષણ કરનાર શ્રીકૃષ્ણ છે. હજાર સંવત્સરે માપેલા કાળમાં થએલા કૃષ્ણના વિયોગ થકી ઉત્પન્ન થએલા કલેશોએ કરીને જેનો આનંદ લય પામી ગયોછે. એવો હું દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ, અને તેના ધર્મ, સ્ત્રી, ઘર, પુત્ર, કુટુંબ, દ્રવ્ય, જેમાં મુખ્ય છે એવું સર્વ આત્માએ સહિત અર્પણ કરૂંછું. હે કૃષ્ણ તારો હું દાસ છું.

વલ્લભાચાર્ય કૃતસિદ્ધાંતરહસ્યમાં બ્રહ્મસંબંધ વિષે લખ્યું છે. જેને બ્રહ્મ-સંબંધ થાય, તેના દોષ નિવૃત્ત થાય.

**શ્લોક.**

ब्रह्मसंबंध करणा सर्वेषांदेहजीवयोः ।
सर्वदोषनिवृत्तिर्हि दोषाःपंचविधामताः ॥ १ ॥

અર્થ,—બ્રહ્મ સંબંધ કર્યાથી દેહના તથા જીવના પાંચ પ્રકારના દોષ મટી જાય છે ॥ ૧ ॥

વલ્લભાચાર્યકૃત કૃષ્ણાશ્રયમાં લખ્યું છે જે.—

म्लेच्छाक्रांतेषु देशेषु पापैकनिलयेषुच ॥
सत्पीडाव्यग्रलोकेषु कृष्णएवगतिर्मम ॥ १ ॥

અર્થ.—મુસલમાનોએ દેશો ઘેરી લીધા અને પાપના સ્થાનક જેવા કરી મુક્યા. સત્પુરૂષ પીડાયા. તેથી લોકોનાં ચિત્ત ગભરાયલાં છતાં, એવા વખતમાં કૃષ્ણ મહારી સહાય કરજો ॥ ૧ ॥

गंगादितीर्थवर्येषु दुष्टैरेवावृतेष्विह ॥
तिरोहिताधिदेवेषु कृष्णएवगतिर्मम ॥ २ ॥

અર્થ.—ગંગાદિ મોટાં તીર્થ દુષ્ટોએ ઘેરીલીધાં. તે તીર્થોના અધિપતિ દેવતાઓ અદૃશ્ય થયા. એવા વખતમાં કૃષ્ણ માહારી સહાય કરજો. ॥૨॥

એ ઉપર વિચાર કરશો તો ખાત્રી થાશે જે તે ખરેખર ભક્ત હતા.

**વલ્લભાચાર્યના કરેલા ગ્રંથો.**

૧ અણુ ભાષ્ય, ૨ તત્વદીપનિબંધ, ૩ ભાગવતના દશમસ્કંધ ઉપર સુબોધિની ટીકા, ૪ પત્રાવલંબન, ૫ જૈમિની સૂત્રભાષ્ય, એ સિદ્ધાંતના ગ્રંથો છે. સિદ્ધાંતમુક્તાવલી, ૨ પુષ્ટિપ્રવાહમર્યાદા, ૩ બાલબોધ, ૪ સિદ્ધાંત રહસ્ય, ૫, અંતઃકરણપ્રબોધ ૬ નવરત્ન, ૭, વિવેક ધૈર્યાશ્રય ૮ કૃષ્ણાશ્રય, ૯ ભક્તિવર્દ્ધિની, ૧૦ જલભેદ, ૧૧, સન્યાસનિર્ણય એ સ્તોત્રગ્રંથ છે. અને ૧૨ પુરૂષોત્તમસહસ્રનામ, ૧૩ શૃંગારરસમંડન, ૧૪ વાસવિરોધલક્ષણ, ૧૫ ચિત્તપ્રબોધ, ૧૬ ચતુઃશ્લોકી નિરોધલક્ષણ.

ઉપર લખેલા સિદ્ધાંતના પાંચ ગ્રંથો વિષ્ણુસ્વામીવાળાના કરેલા છે, તેજ ગ્રંથો વલ્લભાચાર્યવાળા વલ્લભાચાર્યના કરેલા માને છે. એ એમાં ખરૂં શું છે તે કહેવાને અમો અશક્ત છીએ. વલ્લભાચાર્યવાળાના સંસ્કૃત તથા પ્રાકૃત જે ગ્રંથોછે તેજ ગોડીઆ ગુસાંઈ વાળાનાછે. તેમાંના કેટલાએક ગ્રંથો વલ્લભાચાર્યના જન્મથી આગળના લખેલા જોયાછે. તે ઉપરથી ખાત્રી થાયછે જે, ઘણે દરજે સેવાની તથા ઓચ્છવ અને કીર્તનની રીતિ ગોડીઆ ગુસાંઈની અને વલ્લભાચાર્યની એક જ છે.

વલ્લભાચાર્યને સંવત ૧૫૬૮ ના ભાદરવા વદ ૧૨ ને દિવસે પ્રથમ પુત્ર ગોપીનાથજી જનમ્યા, તેને બળદેવજીનો અવતાર ઠેરવ્યા છે. સંવત ૧૫૭૨ ના માગશર વદ ૯ ને શુક્રવારને દિવસે બીજા પુત્ર વિઠ્ઠલનાથજી થયા. તેમને પૂર્ણ પુરૂષોત્તમ ભગવાનનો અવતાર ઠેરવ્યા છે. અને વિઠ્ઠલેશ-અષ્ટોત્તરમાં વિઠ્ઠલનાથજીનાં એકસો આઠ નામ છે, તેમાં વિઠ્ઠલનાથજી પૂર્ણ પુરૂષોત્તમ છે એવું લખ્યું છે. અને નિજવાર્તાના પુસ્તકોમાં એક ઠેકાણે લખેછે જે શ્રી મહાપ્રભુજી પંઢરપુર પધાર્યા, તેવેળા શ્રીવિઠ્ઠલનાથજીની મૂર્તિયે કહ્યું જે, તમે પરણો, અમે તમારે ઘેર જનમશું, બીજે ઠેકાણે લખે છે જે, શ્રી વલ્લભાચાર્ય જે વખત શ્રીનાથજીને મળ્યા, તે વેળા શ્રીનાથજીએ કહ્યું જે તમે પરણો અમે તમારે ઘેર જનમશું. વલ્લભાચાર્યની ઈશ્વરતા વિષે લખેછે તેને વિઠ્ઠલનાથજીની ઈશ્વરતા સાથે મુકાબલો કરતાં ઘણું વિરૂદ્ધ આવેછે. જે વલ્લભાચાર્યનાં લખેલાં પુસ્તકો ઉપરથી તથા તેમણે જે તીર્થયાત્રા શુદ્ધ ભાવથી કરી, તે ઉપરથી તેમનો ભક્તિ ભાવ સિદ્ધ થાય છે. તે ઉપર કહ્યા પ્રમાણે ખરા ભક્ત હતા. તેમજ વિઠ્ઠલનાથજી વિષે એમનાં પુસ્તકોમાં નીચે પ્રમાણે લખેછે.

દામોદરદાસના બાપનું શ્રાદ્ધ સરાવવાસારૂ વિઠ્ઠલનાથજી ગયા. તે વેળા ગુસાંઈજીએ દક્ષિણા માગી ત્યારે દામોદરદાસે કહ્યું જે, દક્ષિણા પછી આપીશ. તે પછી કેટલેક દિવસે ગુસાંઈજીએ દામોદરદાસને કહ્યું જે, તમારા હૃદયમાં મહાપ્રભુજી પુષ્ટિ માર્ગનો સિદ્ધાંત સ્થાપન કરી ગયા છે તે મને કહો. દામોદરદાસે જે પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત કહ્યો, તે દ્વાદશ કુંજમાં છે. અને નિજવાર્તામાં લખેછે જે, ગુસાંઈજીને શ્રીનાથજીનાં દર્શન કૃષ્ણદાસ અધિકારીએ છ મહીના બંધ રાખ્યાં હતાં. બેઉ ભાઈઓ વચ્ચે એ બાબત વાંધો પડયો હતો. ગુસાંઈજીએ પણ ભક્તિભાવથી તીર્થ યાત્રાઓ

સારી રીતે કરી, તે ઉપરથી સિદ્ધ થાય છે, કે તે પરમેશ્વરના ખરા ભક્ત હતા.

એ વિઠલનાથજીને બે સ્ત્રીઓ થઈ, તેમાં એકનું નામ રૂકમિણી અને બીજીનું નામ પદમાવતી. વિઠલનાથજીને સાત દિકરા થયા. તેમાં સહુથી મોટા ગિરધરજી, તેનો જન્મ સંવત ૧૫૯૭ ના કાર્તિક શુદ ૧૧ મંગળવારે થયો. તેની સ્ત્રીનું નામ ભામિની વહુજી હતું. અને તે પુત્ર ઐશ્વર્ય ગુણનો અવતાર હતો. ત્યાર પછી બીજા પુત્ર સંવત ૧૫૯૯ માં ગોવિંદરાયજી જનમ્યા, તેની વહુજીનું નામ રાણીજી હતું. અને તે વીર્ય ગુણનો અવતાર હતો. ત્યાર પછી સંવત ૧૬૦૬ માં બાલકૃષ્ણજી જનમ્યા, તેની વહુજીનું નામ કમલાજી હતું, અને તે સગુણનો અવતાર હતા. સંવત ૧૬૦૮ માં ગોકુલનાથજી જનમ્યા. તેની વહુજીનું નામ જાનકીજી હતું. અને તે ધર્મ ગુણનો અવતાર હતા. પછી સંવત ૧૬૧૩ માં યદુનાથજી જનમ્યા. તેની વહુજીનું નામ મહારાણી હતું. અને તે વૈરાગ્ય ગુણનો અવતાર હતા. પછી સાતમા પુત્ર સંવત ૧૬૧૮ માં ઘનસ્યામજી જનમ્યા, તેની વહુનું નામ કૃષ્ણાજી હતું, અને તે જ્ઞાન ગુણનો અવતાર હતા. વિઠલનાથજીને ચાર પુત્રીઓ થઈ, શોભા, યમુના, કમળા, દેવકા. એ સાત પુત્રોમાં જે એક એક ગુણ વિશેષ પણે લખ્યો છે, તે સઘળા ગુણ વિઠલનાથજીમાં સંપૂર્ણ હતા, એમ લખ્યું છે.

સંવત ૧૬૧૬ ના માહાવદ ૧૩ ને દિને વિઠલનાથજી શ્રીજગન્નાથજી પધાર્યા હતા. ત્યારે ગિરધરજી તથા રૂકમણીજી તથા શોભાજી વગેરે સહુ સાથે હતાં. વિષ્ણુસ્વામીના સંપ્રદાયને મળતો ચૈતન્ય નામના ઉપસંપ્રદાયનો આચાર્ય, કૃષ્ણચૈતન્ય નામનો પુરૂષ હતો, તેની સાથે વિઠલનાથજીને ધર્મચર્ચા ખુબ થઈ. સંવત ૧૬૨૧ માં વિઠલનાથજીએ ગોકુલમાં રહેવાનો ઠરાવ કર્યો, પણ કેટલાક દિવસ ત્યાં રહીને પાછું મથુરામાં રહેવું પડયું હતું. પછી સંવત ૧૬૨૯ ના ફાગણ વદ ૭ ને દિને ગોકુલમાં આવીને રહ્યા. એ આજ સુધી ગોકુલી ગુસાંઈ કહેવાય છે. વિઠલનાથજીએ કેટલાક ગ્રંથો નવા બનાવ્યા, તથા કેટલાએક જુના ગ્રંથો ઉપર ટીકા કરી. તેમાં શુદ્ધાદ્વૈતમાર્તંડ અને વિદ્વન્મંડન નામના ગ્રંથમાં શંકરસ્વામીને ગાળો દીધી છે, તે એવી કે,—'त्वद्दय शून्यो भासि,' 'भ्रांतोसि,' 'प्रच्छन्नबौद्धोसि.' ઈત્યાદિ. તેનો અર્થ, તું 'હૃદયશૂન્ય દેખાય છે,' તું દિવાનો છું,' તું છાનો

બૌદ્ધ છું,' વિગેરે લખ્યું છે. વિઠ્ઠલનાથજીએ કેટલાએક શ્રાવકોને પોતાના ધર્મમાં લીધા હતા.

સંવત ૧૬૪૨ ના મહાવદી ૭ ને દિવસે ગોવર્દ્ધન પર્વત ઉપર શ્રી વિઠ્ઠલનાથજીએ લીલા વિસ્તારી. તેમણે વર્ષ ૭૦ દિન ૨૯ નું આયુષ્ય ભોગવ્યું. ત્યાર પછી તેમના જે સાત દીકરા હતા, તેમણે પોતાની ગાદીઓ સ્થાપી અને પોતપોતાના શિષ્યો વધારવા સારૂ જુદા જુદા દેશાવરોમાં ફરવા-લાગ્યા. તેમાં ચોથા ગોકુલનાથજી બીજા કરતાં ઘણા પરાક્રમી થયા, એવું માળા પ્રસંગ વગેરે ગ્રંથોમાં લખેલું છે.

વલ્લભાચાર્યના સંપ્રદાયના મોટા મોટા વૈષ્ણવ થયા, તે કઈ કઈ સખીનો અવતાર હતા તે નીચે પ્રમાણે.

| વૈષ્ણવોના નામ. | કઈ સખીનો અવતાર. |
|---|---|
| ૧ દામોદરદાસ હરશાણી. | ૧ લલીતાજી. |
| ૨ કૃષ્ણદાસ. | ૨ વિશાખાજી. |
| ૩ દામોદરદાસ શભરવાલા. | ૩ ચિતરામણિજી. |
| ૪ પદ્મનાભદાસ. | ૪ ચંપકલતા. |
| ૫ પદ્મનાભદાસજીની દીકરી તુલસીઆ. | ૫ મણીકુંડલીજી. |
| ૬ પદ્મનાભના દીકરાની વહુ પાખની. | ૬ રૂપવિલાસીનીજી. |
| ૭ પદ્મનાભનો દીકરો રઘુનાથ. | ૭ ગુણઅભિરામાજી. |
| ૮ રાજેબાઈ ક્ષત્રીણ. | ૮ રતિકલાજી. |
| ૯ કાશીના શેઠ પુરૂષોત્તમદાસ. | ૯ ઈંદુલેખાજી. |

એ રીતે વલ્લભાચાર્યના મુખ્ય ચોરાશી વૈષ્ણવોનાં નામો તથા વિઠ્ઠલનાથજીના બસેને બાવન વૈષ્ણવોનાં નામો લખ્યાં છે. વળી તે એક એકની વાતો જુદી જુદી તરાહની બનાવીને લખીછે.

વલ્લભાચાર્યના ભાઈઓ સન્યાસી થયા તેમણે વલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ માન્ય કર્યો નહીં.

---

## નાનકપંથ.

આ ધર્મ હિંદુસ્તાનમાંથી ઉત્પન્ન થયો. તેનો કર્ત્તા નાનક નામે એક હિંદુ હતો, તે સન ૧૪૬૯ ની સાલમાં પંજાબમાં જનમ્યો હતો. તે પહેલાં

હિંદુધર્મ પ્રમાણે ભક્તિ કરવાને ઘણો તત્પર હતો. અને હિંદુસ્તાનનાં સર્વ પવિત્ર સ્થાન તરફ જઈને ભજન કરતો હતો. તે બીજા દેશોમાં પણ ફર્યો. એક વખત તે મક્કે મદીને ગયો. ઘણા દેશ ફર્યા પછી છેવટે તેણે એવો નિશ્ચય કર્યો કે, હિંદુધર્મ અને મહમદના ધર્મ કરતાં કાંઈક જુદો એવો એક નવો ધર્મ પોતેજ ચલાવવો. તેણે હિંદુધર્મમાંથી ઘણીક વાતો અને મુશલમાન ધર્મમાંથી કાંઈ વાત કાઢીને પોતાનો નવો ધર્મ પ્રગટ કર્યો. દેવ એકજ છે, એવું તેમનું મત છે. મૂર્તિ પૂજા કરવી નહીં, પણ દેવનું ધ્યાન કરવું, તે ઉપર ઘણી પ્રીતિ કરવી, અને સર્વ પ્રાણીમાત્ર ઉપર દયા કરવી એમ કરવાથી દેવ તમારામાં વસ્તી કરશે, એવું તેણે પોતાના શિષ્યને શિખવ્યું અને ઘણી સારી વાતો તે શિખવતો હતો. નાનક, રાવી નદીને કાંઠે ડહેરા નામે એક ગામ છે ત્યાં મરણ પામ્યો. ત્યાં તેના નામનું એક મંદિર છે. અને કેટલાએક તેના વંશજો ત્યાં રહે છે, તે મરણ પામ્યા પછી બીજા તેર ગુરૂ અનુક્રમે તેની ગાદી ઉપર બેઠા, તેનાં નામ,—અંગદ, અમરદાસ, રામદાસ, અર્જુન, હરિગોવિંદ, હરિરાય, હરિકૃષ્ણ, તેગબહાદુર અને ગુરૂગોવિંદ. અર્જુને શીખલોકોનો આદિ ગ્રંથ નામે એક ધર્મપુસ્તક પ્રસિદ્ધ કર્યું. તેમાં નાનકે કરેલાં કેટલાંક ગાયનો અને બીજા ગુરૂએ કરેલા કેટલાક ગ્રંથ સર્વ મેળવીને પ્રસિદ્ધ કર્યું. રામદાસે રામપુર નામે ગામ ઘણું વધારી ત્યાં એક મોટું તળાવ બાંધ્યું, તેનું અમૃતસર નામ પાડયું. તે ઉપરથી તે ગામને પણ અમૃતસર કહેવા લાગ્યા. એ તળાવમાં ચારે તરફથી શીખ લોકો આવીને સ્નાન કરેછે.

ગોવિંદસિંઘ, જે શીખ લોકોનો છેવટનો ગુરૂ તેણે શીખ લોકોનું મત કાંઈક ફેરવ્યું. ઘણું કરીને તેણે મૂર્તિપૂજા કરવા કહ્યું. તે કેવળ ગુરૂ હતો એવું નથી. પરંતુ શીખ લોકોનો આગેવાન થઈ તેણે પોતાની મેહેનતથી મોટો અધિકાર મેળવ્યો. તેના કેટલાક લોક મોટા સરદાર થયા. સંકટની વખતે તે સઘળાએ મળીને પોતાના શત્રૂ સાથે લડવું, એવો નિયમ ગોવિંદસિંઘે કર્યો. કેટલેક દિવસે શિખ લોક અને દિલ્લીના બાદશાહ વચ્ચે લડાઈ ઉત્પન્ન થઈ, તે વખતે ઘણા શિખ લોક મારયા ગયા, તેથી તે લોકોએ મુસલમાન લોકોનો મોટો દ્વેષ કીધો, અને છેવટે તમણે બાદશાહના સર્વ સરદારને પંજાબમાંથી હાંકી કહાડી પોતેજ રાજ્ય કરવા લાગ્યા. શીખ લોક પોતાના ધર્મપુસ્તકનું ભજન કરેછે ભજન કર્યા શિવાય તે ધર્મપુસ્તક

ઉઘાડતાજ નથી. તેઓ રોજ રોજ વારંવાર કેટલુંક વાંચે છે અને થોડી પ્રાર્થના કરેછે. જેને વાંચતાં ન આવડે તે નાનક કે ગોવિંદના નામનો જપ દરરોજ એક અથવા બે વખત કરેછે. હિંદુશાસ્ત્રના બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ વિષેની વાતો અને સર્વ અવતારની વાતો શીખ લોક માન્ય કરેછે, તોપણ નારાયણ એ એકજ દેવ છે, એવું તેઓ કહેછે. તેનું નામ અકાલ પુરૂષ, એવું ગોવિંદસિંહે કરેલા પુસ્તકમાં રાખ્યું છે. તે ઉપરથી તેની ભક્તિ કરનારા અકાલી કહેવાય છે. અકાલી એવો શીખ લોકોમાં એક પંથ છે. મનુષ્ય ઘણીવાર જન્મ લેછે, એવું શીખ લોકોનું મત છે. જે દેવનું ધ્યાન કરીને જન્મ મરણથી મુક્ત થાયછે, તેને સર્વ કરતાં ધન્ય છે. કારણ કે, જે કોઈ સ્વર્ગમાં જાયછે, તે કેટલાક વખત પછી પાછો જન્મે છે અને દુઃખ ભોગવે છે એવું તેમનું મત છે. આ બધી વાતો ઉપરથી એવું દેખાય છે કે, શીખ લોકોનો ધર્મ એ ઘણુંકરીને હિંદુધર્મ જેવોજ છે.

ગોવિંદસિંહે દુર્ગાદેવીની પૂજા ચાલુ કીધી. બીજા કોઈ પણ દેવની પૂજા કરવા તેણે કહેલું નથી. જે શીખ લોકો નાનકના મત પ્રમાણે ચાલે છે તેઓ ‘ ખાલસા ’ કહેવાય છે. ખાલસા લોક પંજાબમાં ઘણા છે.

મુસલમાન અને હિંદુ કદી કદી શીખ લોકોના ધર્મમાં જાયછે. ત્યારે તેને ધર્મમાં લેવાનો તેનો એક સંસ્કાર છે. જ્યારે કોઈ મુસલમાન તે ધર્મમાં જાય, ત્યારે ગાયનું માંસ ખાવું નહીં, એવું તેને કહેછે. શીખ લોકોમાં જાતિના ભેદ માનતા નથી. સર્વ જાતિના લોક એક પંથમાં હોય તો એકજ પંક્તિમાં બેસી જમે છે. પરંતુ લગ્ન કરવામાં તે પોતાની જાતિ જુવે છે. બહારનો કાંઈ વટાળ છે નહીં એવું નાનકે શિખવ્યું છે. અંતઃકરણની દુર્વાસના એજ વટાળ છે. જે દેવને વિસારે છે, તેજ ભ્રષ્ટ થાય છે તેને શાસન થાશે એવું કહેલું છે. દેવની પૂજા બાહેર કરવી, તેમાં કાંઈ સુકૃત નથી, પરંતુ મને કરી તેની ભક્તિ કરવી એટલે મોક્ષ થાશે.

સતી થવાની રીત શીખ લોકમાં ચાલી હતી, પરંતુ અંગ્રેજી સરકારના કહેવા ઉપરથી તે સર્વે પંજાબમાં બંધ થઈ.

નાનક પંથના સુથરા નામે ભિક્ષુકો દેશદેશ ફરેછે અને લડાઈના કીસ્સા ગાય છે. ઉદાસી નામના તે પંથના સાધુઓ એક ઠેકાણે બેસી ભિક્ષા લેછે અને પુસ્તકો વાંચે છે.

# બૌદ્ધ ઉર્ફે શાક્યસિંહ.

મગધદેશની પાસે કપિલવસ્તુ નામે એક શેહેર હતું. ત્યાં શાક્ય જાતિનો શુદ્ધોદન નામે એક પ્રસિદ્ધ રાજા રાજ્ય કરતો હતો. શાક્ય એ ક્ષત્રિયમાંની એક જાતિ છે. તે શુદ્ધોદનની સ્ત્રીનું નામ માયાદેવી. તેને એક પુત્ર શાક્યસિંહ ઉત્પન્ન થયો. માટે એને શૌદ્ધોદનિ અને માયાદેવીસુત એવાં નામ કોશકારોએ આપ્યાંછે. શુદ્ધોદન રાજાએ પોતાને પુત્ર થવાથી સર્વ અર્થ પારપાડ્યો એમ જાણીને એને સર્વાર્થસિદ્ધ એવું નામ આપ્યું, અને તે શાક્ય જાતિમાં શ્રેષ્ઠ પુરૂષ થયો; માટે એને શાક્યસિંહ પણ કહેતા હતા. એ સાત દિવસનો થતાં સુધી રાજાએ પોતાના નગર પાસેના લુંબિનિ નામના વનમાં તેને રાખ્યો હતો. ત્યાં સર્વ શાક્યલોકોએ આવીને તેનો જનમોત્સાહ મોટા સમારંભથી કર્યો. પુષ્કળ દાન આપ્યાં, પ્રતિદિવસે બત્રીશ હજાર બ્રાહ્મણોને જમાડયા. શાક્યસિંહની મા માયાદેવી શાક્યસિંહ જનમ્યા પછી સાતમે દિવસે મરણ પામી. તે પછી ગૌતમી નામની સ્ત્રી એનું પાલણ કરતી હતી.

શુદ્ધોદન રાજાએ છેક બાળપણથીજ શાક્યસિંહને નિશાળે મૂકયો ત્યાં તે શીખ્યો. અને બીજા છોકરાઓને પૂર્ણપણે લેખનવિદ્યા શીખવી. ગણિતવિદ્યા, ધનુર્વિદ્યા અને કળાકૌશલ્યમાં થોડા વખતમાંજ પ્રવીણ થયો. પછી કપિલવસ્તુ નગરમાં રહેનારા દંડપાણી નામના શાક્ય ક્ષત્રિયની ગોપા નામની કન્યાસાથે એને પરણાવ્યો. તે એની મુખ્ય સ્ત્રી હતી. એ શિવાય બીજી અનેક જાતિમાંથી કરેલી ઘણી સ્ત્રીઓ એની હતી. પણ જ્યારથી શાક્યસિંહ પોતાના અંતઃપુરમાં રહેતો ત્યારથીજ પૂર્વ સિદ્ધ બૌદ્ધોના ઉપદેશથી, અને એના જન્માંતરના સંસ્કારથી એને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેને લીધે સંસાર એ અનેક ઉપદ્રવ અને ભયનું મૂળસ્થાન છે, એવું એના મનમાં આવ્યું. અને લોકો આવા સંસારદુઃખમાંથી શી રીતે છુટશે એવો વિચાર કરવા લાગ્યો. પ્રાણીમાત્રની દયા એના અંતઃકરણમાં ઘણીજ ઉત્પન્ન થઈ અને નિર્વાણપ્રાપ્તિ વિષે એનું ચિત્ત અત્યંત આસક્ત થઈ રહ્યું. બૌદ્ધ ધર્મ તરફ એનું ચિત્ત છેક વળી ગયું. સર્વ ત્યાગ કરીને બૌદ્ધ ધર્મનો સંન્યાસ લેઈને નિકળી જવું એવો વિચાર કરવા લાગ્યો. લોકોના અર્થ, હિત, સુખ, યોગ ક્ષેમ હોવાં જોઈએ, એ વિષયનો વિચાર એના. અંતઃકરણમાં ઉત્પન્ન થયો; તેથી લોકોતરફ પ્રેમદૃષ્ટિએ જોવા લાગ્યો. વસ્તુ માત્રની ઈચ્છા

એના અંતઃકરણમાંથી નિકળી ગઈ. લોકોનાં દુષ્ટ ભાષણોથી, કિંવા તેમના મારથી, કિંવા ગોંધી મૂકવાથી, કિંવા તેઓ કોઈ પ્રકારનું દુઃખ દે તોપણ તેથકી એના ચિત્તને તલભર પણ વિકાર થાય નહીં એમ થયું અને એ જલદીજ ઘર છોડી જવાનો વિચાર કરવા લાગ્યો.

એ સર્વ હકિકત કેટલાંએક કારણ ઉપરથી રાજા શુદ્ધોદનને માલમ પડી તેથી તેણે શાક્યસિંહના રક્ષણસારૂ ઘણા ચાકર મૂકયા. તેનું અંતઃકરણ વિષયસુખ ઉપરજ આસક્ત થઈ રહેવામાટે આ લોકના સુખ વિષેના સર્વ ઉપાયો કીધા. એક તો એ રાજાનું રાજ્ય ઘણું મોટું અને તેને આ એક પુત્ર, તેથી તેના ઉપર પ્રેમ પણ અતિશય અને તે દીક્ષા લઈ જશે એ વિષે રાજાના મનમાં ભય પેદા થયો. એ ઉપરથી તે રાજાએ એને સંસારસુખમાં રમણ કરવા સારૂ જે ઉપાયો કર્યા તે જુવો.

શુદ્ધોદન રાજાએ એને સારૂ ત્રણ મોહોટા મહેલ બંધાવ્યા. એકનું નામ ગ્રૈષ્મિક, બીજાનું નામ વાસંતિક, અને ત્રીજાનું નામ વાર્ષિક. ગ્રૈષ્મિકમાં રહેવાથી ગ્રીષ્મ ઋતુના, વાસંતિકમાં વસંત ઋતુના, અને વાર્ષિકમાં શિત ઉષ્ણ ઋતુના ધર્મ ભાસતા હતા. જોકે શુદ્ધોદન રાજાએ એવા અનેક પ્રકારના સુખનાં સાધન કર્યાં, તોપણ તે સર્વ વ્યર્થ ગયાં, કેમકે શાકયસિંહનું મન કોઈ વિષયસુખ દેખીને ડગે નહીં એવા વૈરાગ્યથી દૃઢ થયું હતું.

શાકયસિંહને અલ્પ વયમાં સાંસારિક વિષય વિષે અતિ તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેથી તેણે પોતાનો પરિવાર છોડી દઈને પ્રવ્રજ્યા લેવાની તૈયારી કરી. તે વખતે એના બાપ વગેરે સગાંવાહાલાંએ એને પ્રવ્રજ્યા લેતો અટકાવવા સારૂ ઘણો પ્રયત્ન કર્યો. પરંતુ એના દૃઢ વૈરાગ્યના વેગથી એકે પણ પ્રયત્ન સફળ થયો નહીં. પછી એણે થોડાજ વખતમાં સર્વ સંગ પરિત્યાગ કરીને પ્રવ્રજ્યા લીધી. (ત્યાર પછીનું એનું ચરિત્ર મળતું નથી.) એણે જાતિભેદની અડચણ દૂર કરીને લાખો લોકોને ઉપદેશ કરી સન્માર્ગે લગાડયા. આ ઉદાર મહાન સાધુ પુરૂષે પોતાના ધર્મનો પાયો, દયા, ક્ષમા અને શાંતિએ ધર્મના મુખ્ય ત્રણ ભેદ છે તે થકી દૃઢ કર્યો. એના ઈતિહાસથી મન ઉપર એવી અસર થાય છે કે, જગકર્ત્તા પરમેશ્વરે એ ત્રણ સદ્ગુણ ભાગીને તેઓનો મૂર્તિમંત શાક્યસિંહ ઉત્પન્ન કર્યો હશે. અને એવુંજ જાણીને ભરતખંડના પ્રાચીન ગ્રંથકારોએ એને ધર્મરાજ એવું નામ આપેલું છે; અને કેટલાએક તત્ત્વવેત્તી નિરભિમાની અંગ્રેજ પણ એના ધર્મનું ઉત્ત-

માયણું વર્ણવેછે. તે આસરે ૨૫૦૦ વર્ષ ઉપર થઈ ગયો. એનો ધર્મ શંકરાચાર્યની પહેલાં આ ભરતખંડના બ્રાહ્મણો શિવાય સર્વ લોકોએ સ્વીકાર્યો હતો. હાલ સિલોન, બ્રહ્મદેશ, સિયામ, તિબેટ, ચીન, જાપાન અને નેપાલ વગેરે ઘણે ઠેકાણે ચાલેછે.

બોદ્ધધર્મ ઘણી વાતોમાં હિંદુધર્મના જેવો છે. બુદ્ધના દશ અવતાર કહેલા છે, તેમાંથી ચાર અવતાર આ કલ્પમાં થઈ ગયા. એક એક અવતાર ૫૦૦૦ વર્ષ પર્યંત અધિકાર કરેછે, તે પછી બીજો અવતાર ગાદીએ બેસેછે. એવું તે લોકોનું મત છે. બુદ્ધ એ દેવ નથી. પણ સાધુ છે એવું તે ધર્મના લોકો સમજે છે. તોપણ તેઓની મૂર્તિ કરીને તેની પુજા કરેછે. બોદ્ધનો સવિસ્તર ઈતિહાસ લલિતવિસ્તર ગ્રંથમાં લખેલો છે.

અશોક જે ખ્રિસ્તિ શક પહેલાં ૩૦૦ વર્ષ ઉપર આખા ભરતખંડનો સાર્વભૌમ રાજા હતો. તે બૌદ્ધ ધર્મનો હતો. તેણે આખા દેશમાં એવો હુકમ કરચો કે, કોઈ પણ પશુને જાનથી મારવું નહીં. અને કોઈ પણ અપરાધીને મરણ દંડ ઠરાવવો નહીં. એ હુકમ સર્વને જાહેર થવા અને સર્વકાળ ચાલવા માટે તેણે મોટા મોટા સ્થંભ ઠેકેઠેકાણે બાંધીને તે ઉપર તે હુકમ કોર્યો. તેમાંના કેટલાક સ્થંભ કટક દેશમાં, ગુજરાત દેશમાં, દિલ્લી શેહરમાં, અલાહબાદ ( પ્રયાગ ) માં અને બીજે ઠેકાણે પણ આજ સુધી રહેલા છે. તે ઉપરના અક્ષરો આ તરફના કેટલાક વિદ્વાન લોકોએ ઘણો શોધ કરી વાંચ્યા છે. તેમાંના એક સ્થંભ ઉપર વેદ ખરાબ છે એમ લખેલું છે, અને વેદોના કર્ત્તાએ પશુયજ્ઞ કરવા કહેલું છે પણ તે કોઈએ માન્ય કરવું નહીં. હિંદુસ્તાનમાં સુમારે સન ૭૦૦ માં બ્રાહ્મણ લોકોએ આ દેશના રાજાને પોતાના પક્ષમાં આણ્યા ત્યારથી બૌધ લોકોનો ઘણો પરાજય થયો અને તે ધર્મ ઉત્તરોત્તર ડૂબતો ગયો. છેવટે સન ૧૧૦૦ કે ૧૨૦૦ માં તે આ દેશમાંથી તદન ન જેવો થયો પણ લંકામાં તો હજી ચાલુ છે. ત્યાં બુદ્ધનો એક દાંત આજપર્યંત દેખાડે છે. તે જોવા સારૂ બૌદ્ધ ધર્મના લોકો દૂર દેશથી ત્યાં યાત્રા કરવા જાય છે.

બ્રહ્મદેશ, સ્યામદેશ, તિબેટ, ચીન અને જાપાનમાં બૌદ્ધ ધર્મ હિંદુસ્તાનમાંથી પ્રસિદ્ધ થઈને જલદી સ્થાપિત થયો અને આજપર્યંત તે દેશના લોકો ઘણું કરીને એજ ધર્મ પાલે છે. એમ છતાં આખા જગતના અર્ધા લોકો એ બૌદ્ધ ધર્મ માને છે એવું કહેવાને સારો આધાર છે.

બૌદ્ધ ધર્મનાં પુસ્તકો પાલી ભાષામાં લખેલાં છે તે પુસ્તકો લંકામાં, નેપાલમાં અને બ્રહ્મદેશમાં હજી મળે છે, અને બૌદ્ધ ધર્મના ઉપાધ્યા તે વાંચે છે. પાલી ભાષા અને સંસ્કૃત ભાષામાં ઘણો તફાવત નથી. તે એમાં-થી કઈ પ્રાચીન તે કહેવાતું નથી. પણ પાલી ભાષામાં ઘણાક કોરેલા લેખ સંસ્કૃત ભાષામાં કોઈ પણ કોરેલા લેખ કરતાં ઘણા પ્રાચીન મળેલા છે.

બૌદ્ધ ધર્મનું મત એવું છે જે એક પરમાત્મા છે. તે બીજા કોઈ પણ દેવને કે અવતારને માનતા નથી. બુદ્ધ દેવ નથી, પણ તે મોટો સાધુ હતો. એવું જાણી તે તેનું સન્માન કરે છે. અને તેની મૂર્તિ કરીને પૂજા કરે છે. બુદ્ધની મૂર્તિ હાથ જોડી ધ્યાન ધરતો બેઠો હોય તેવા માણસના જેવી કરે છે. બુદ્ધ ઘણા થઈ ગયા છે અને જે હમણાં છે તેનો વખત પૂરો થયા પછી તે પણ જશે, અને બીજો બુદ્ધ થશે, એવું તેમનું મત છે. આ પૃથ્વી અને પૃથ્વી ઉપરના સર્વ પદાર્થ અનાદિ છે, એવું બૌદ્ધ ધર્મવાળા માને છે. પુન્ય કર્મ કરવાં, ઘણા જન્મ થવા, પ્રારબ્ધ પ્રમાણે બધી વાત બનવી, નરકમાં દંડ મળવો, સ્વર્ગમાં જઈને સુખ ભોગવવું અને છેવટે પરમાત્માને વિષે મોક્ષ પામવો એ સર્વે વાતો વિષે બૌદ્ધ ધર્મનું અને હિંદુધર્મનું મત સરખુંજ છે. સર્વ સંસાર છોડીને મનુષ્યથી દૂર રહી ઈશ્વરનું ધ્યાન કરવું, એ સર્વ કરતાં મોટું પુણ્ય કર્મ છે, એવું તે ધર્મનું મત છે. તે ધર્મના ઉપાધ્યાને લગ્ન કરવાની મના છે. તેણે જુદા જુદા મઠમાં રહી પોતા પાસે ત્રણજ વસ્ત્ર, એક ભીક્ષાપાત્ર, એક કંબરકસ, એક અસ્ત્રો, એક સોઈ અને પાણી ગળવા એક નાહાનું ગરણું એટલાં માત્ર રાખવાં અને ભીખ-માગી ખાવું. તેને રહેવા માટે રાજાઓ મોટા મઠ બાંધતા હતા. વેરૂળ, કારલે, જુન્નર, કનેરી ઈત્યાદિ ઘણે ઠેકાણે બૌદ્ધ ધર્મના ઉપાધ્યાને રહેવા માટે મોટી ગુંફાઓ ડુંગરમાં ખોદી હતી તે આજ પર્યંત જોવામાં આવે છે. તેમાં હજારો મનુષ્યોને રહેવા જોગી જગા છે. તે જગા બનાવવાને હમણાં સુમારે ૨૦૦૦ વર્ષ થયાં છે.

બૌદ્ધ ધર્મમાં મુખ્ય પાંચ આજ્ઞા છે, તે આવી કે– કોઈ પણ પ્રાણીની ઘાત કરવી નહીં, ચોરી કરવી નહીં, જારકર્મ કરવું નહીં, લબાડી કરવી નહીં, અને દારૂ પીવો નહીં. યજ્ઞને માટે પણ પશુને મારવાં નહીં, એ વિષે બૌદ્ધધર્મી અને વેદ ધર્મના લોકોનો વિશેષ વાદ થયો. તેથી બૌદ્ધ ધર્મના લોકો વેદોને વખોડવા લાગ્યા. આગળ જ્યારે બ્રાહ્મણધર્મ હિંદુસ્તાનમાં જયપામી

પાછો પ્રવૃત્ત થયો, ત્યારે બૌદ્ધ ધર્મનો આ સિદ્ધાંત હિંદુધર્મના લોકોએ અંગિકાર કર્યો.

બૌદ્ધ ધર્મમાં કાંઈ જુદી જુદી જાતી નથી. સર્વ મનુષ્ય સરખાંજ છે. જેને જોઈએ તેણે ઉપાધ્યાય થવું, એવી તેમની ચાલછે. ઉરિયા દેશમાં જગન્નાથનું સ્થાન અને પંઢરપુર તરફ જાતિભેદ ગણતા નથી. એ ઉપરથી તે સ્થાન મૂળનાંજ બૌદ્ધ ધર્મનાં હતાં, એવું ઘણાક હિંદુ લોકો માને છે.

---

## જૈનધર્મ.

જૈનધર્મ ઘણે પ્રકારે બૌદ્ધ ધર્મના જેવો છે, પણ બૌદ્ધને બદલે બીજા ગુરૂ જૈન લોકોએ માનેલા છે. પ્રથમ કાશીના ઋષભદેવ નામે એક બ્રાહ્મણે જૈનધર્મ પ્રસિદ્ધ કીધો એવું કહેલું છે. ચોવીશ તીર્થંકર એટલે મહાયોગી જૈન લોકોમાં કહેલા છે. તેમાં પારસનાથ અને મહાવીર એ છેવટે થયા, તેનું ઘણું સન્માન જૈન લોક કરે છે અને તેની મૂર્તિ કરીને પૂજે છે.

જૈન લોકોનું મત ઘણે પ્રકારે હિંદુધર્મના મત જેવું છે. તે હિંદુઓની પેરે અનેક જાતિ માને છે અને તેમના જેવા સંસ્કાર અને ક્રિયા કરેછે, પણ શ્રાદ્ધ કરતા નથી. તેઓ વેદને માનતા નથી કારણકે, તેમાં પશુયજ્ઞ કહેલો છે. કોઈ પણ પ્રાણીને મારવાં નહીં, એવો તેમનો મુખ્ય સિદ્ધાંત છે.

પૃથ્વી સહજ ઉત્પન્ન થઈ. જેમ ઝાડ પોતાની મેળે ઉત્પન્ન થાય છે, તેમ સર્વ પદાર્થ ઉત્પન્ન થાય છે, એવું તેમને લાગે છે. આત્મા બે પ્રકારના એટલે એક શરીરમાં ગુંતાએલો અને બીજો શરીરથી મુક્ત છે. અને મનુષ્યને પોતાનો આત્મા મુક્ત કરવામાટે મોટું તપ કરવું જોઈએ સર્વ સ્ત્રીયોથી દૂર રહેવું જોઈએ. ભીખ માગી ખાવું, તીર્થંકરનું સ્મરણ કરવું, તેનું નામ જપવું, તેની પ્રાર્થના કરવી, અને પોતે રસ્તે ચાલતાં જે જીવ જંતુ મારેલા હોય તે પાપથી મુક્ત થવા માટે મંત્ર બોલવો અને પ્રાયશ્ચિત્ત લેવું, એવો તેનો મત છે. જે પાંચ આજ્ઞા બૌદ્ધ ધર્મના લોકોને છે તેજ જૈન લોક પણ માને છે. પાણીમાં કંઈ જીવડા ન રહેવા માટે પોતાના ઉપયોગમાં લાવતાં પહેલાં બધું પાણી તે ગાળે છે. કોઇ કોઈ પાણી ઉનું કરી પછી તે પોતાના ઉપયોગમાં લેછે. પોતાના મોંમા ઝીણા જીવ

ન પેસે એટલામાટે તે પોતાના મો ઉપર મુમતી બાંધે છે. તેઓ પોતાની પાસે ચમરી રાખે છે. અને જે ઠેકાણે બેસવું હોય ત્યાં ઝાડ્યા સિવાય બેસતા નથી. એવી રીતે બહુજ સંભાળ રાખવાથી પોતે સર્વ પાપથી શુદ્ધ થાય, અને મોટા પુન્યવાન થઈ મુક્તિ પામે એવું તેમને જણાય છે. તેના ઉપાધ્યાને યતિ અથવા જતી કહે છે.

જૈન ધર્મ એ બૌદ્ધ ધર્મની વખતે ઉત્પન્ન થયો હોય એવું જણાય છે અને તે સર્વ હિંદુસ્તાનમાં પસરેલો છે. તે ધર્મમાં ઘણા લોક કદી મળેલા નથી. તોપણ ઠેકઠેકાણે તે ઠીકજ ચાલેલો છે.

જૈનનો છેલો તીર્થંકર મહાવીર સ્વામી છે.

---

## મહાવીરસ્વામી.

મગધદેશમાં ક્ષત્રિયકુંડ નામે નગર છે. ત્યાં જ્ઞાત નામના ક્ષત્રિય કુળનો સિદ્ધાર્થ રાજા રાજ્ય કરતો હતો, તેની સ્ત્રીનું નામ ત્રિશલા; તેનાથી મહાવીર સ્વામીની ઉત્પત્તિ થઈ. એના મોટાભાઈનું નામ નંદીવર્દ્ધન, બેહેનનું નામ સુદર્શના, અને તેની સ્ત્રીનું નામ યશોમતિ હતું. એણે અઠ્ઠાવીશ વર્ષનું વય થતાં સુધી ગૃહસ્થાશ્રમ પાળ્યો. પછી અઠ્ઠાવિશમે વર્ષે દીક્ષા લેવાનો ઉદ્યોગ કરતો હતો, એટલામાં તેના મોટા ભાઈ નંદીવર્દ્ધને અને કહ્યું કે, હજુ બે વર્ષ દીક્ષા લઈશ નહીં. એવી રીતે પોતાના ભાઈની આજ્ઞા પાળવાસારૂ એણે પોતાનું આયુષ્ય ત્રીશવર્ષ સુધી ગૃહસ્થાશ્રમમાં ગાળ્યું. પછે લોકાન્તિક દેવોએ ( એટલે જૈનોએ માનેલા દેવગણોએ ) તેને તીર્થપ્રવૃત્તિ કરવાવિષે આજ્ઞા કરી. ત્યારથી એક વર્ષ સુધી એણે સુવર્ણદાને કરીને લોકોને દુઃખમાંથી છોડાવી અનેક જગાએ પર્યટન કર્યું અને કેટલાએક પ્રકારનું તપ કરીને ચંદ્રપ્રભા નામની પાલખીમાં બેસી જ્ઞાનખંડ નામના વનમાં ગયો. ત્યાં સર્વસંગ પરિત્યાગ કરીને માગસર શુદ ૧૦ ને દિવસે ચોથે પહોરે દીક્ષા લીધી. બીજે દિવસે કોલાગાર ગામમાં જઈને બહુલ નામના બ્રાહ્મણને ઘેર પાયસ ( ખીર ) ખાઈને પારણાં કર્યાં. પછી ઘાત કરનારાં ચાર પ્રકારનાં સર્વેકર્મોનો સમૂળો નાશ થવાસારૂ એણે ઋજુવાલુકા નદીને તીરે સાલ નામના વૃક્ષની નીચે તપ કરવા માંડ્યું. ત્યાં એને ગોવાળિયા,કૌશિક, શૂલપાણી ઈત્યાદિ અનેક જાતિ-

ના લોકોએ ઘણુંજ દુઃખ દીધું. પણ તે સર્વ સહન કરીને બાર વર્ષ, છમહીના ને પંદર દહાડા સુધી પોતે એકાગ્ર ચિત્તે તપ કરચું. ત્યારે તેનું સત્પરિણામરૂપ ફળ પ્રાપ્ત થવાનો સમય થયો. અને સર્વ ઘાતક કર્મોનો નાશ થઈને એને વૈશાખ શુદ ૧૦ ને દિવસે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. તેવખતે દેવોએ મોહોટો ઉત્સાહ કર્યો અને પુષ્પવૃષ્ટિ કરી. કેવળજ્ઞાન થયા પછી મહાવીર સ્વામી લોકોને સદ્ધર્મનો ઉપદેશ કરવાસારૂ પૃથ્વીને વિષે પર્યટન કરતો હતો. હજારો વખત એણે લોકોના સમૂહ વચ્ચે બેસીને ઉપદેશ કરચો. તેનો સંક્ષિપ્ત સારાંશ. " અહો લોકો! સાંભળો, આ સંસાર અપાર છે, જેમ સમુદ્રનો પાર નથી, તેમ આનો પાર નથી. જેમ વૃક્ષનું મૂળ બીજ છે, તેમ આ અતિ વિકટ સંસારવૃક્ષનું મૂળબીજ રૂપિ કર્મ છે. ઉત્તમગતિ કિંવા અધમગતિ પ્રાપ્ત થવાનું કારણ કર્મજ છે. માટે નિરંતર સત્કર્મ કરવાં. તમે કદી કોઈના પ્રાણનો નાશ કરશો નહીં. અને તમે તમારા પ્રાણનું રક્ષણ કરવા સારૂ જેવો યત્ન રાખોછો, તેવોજ બીજા પ્રાણીનું રક્ષણ કરવા તરફ લક્ષ રાખો. તમે કહીંપણ ખોટું બોલશો નહીં. ખરૂં હોય ને જે પ્રિય હોય તેજ બોલજો. બીજાને કોઈપણ રીતની પીડા કરશો નહીં. કોઈ પણ વસ્તુ તેના માલિકે આપ્યાવગર લેશો નહીં. સ્ત્રીસંગની ઈચ્છા કરશો નહીં. અને પોતાની પાસે કંઈપણ વસ્તુ રાખશો નહીં. ઈત્યાદિ એવા અનેક વિષયો ઉપર વારંવાર ઉપદેશ કરીને એણે હજારો લોકોને જ્ઞાનસંપન્ન કરીને સંસારસમુદ્રમાંથી પાર પાડ્યા. ઈંદ્રભુતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યક્ત, સુધર્મા, પંડિત, મૈર્યપુત્ર અવકંપિત, અચલભ્રાત, મેતાર્ય, પ્રભાસ, અને ગૌતમ વગેરે એના અગ્યાર મ્હોટા શિષ્ય હતા. તે ગણધર કહેવાતા. એસિવાય ૧૪,૦૦૦ સાધુ, ચંદના આદિ લેઈને ૩૬,૦૦૦સાધ્વી ; ૧,૫૯,૦૦૦ શ્રાવક, અને ૩,૧૮૦૦૦ શ્રાવિકા, એટલાં એનાં શિષ્ય થયાં હતાં. સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકા એ ચાર પ્રકારને જૈન લોક સંઘ અથવા તીર્થ કહે છે. તેની જે સ્થાપના કરે છે, તેને તીર્થંકર કહેછે. તેપ્રમાણે એણે એ તીર્થોની સ્થાપના કરચાથી એ તીર્થંકર કહેવાયો.

જૈનલોકોના જે ચોવીશ તીર્થંકર કહેવાયછે તેમાં છેલ્લો તીર્થંકર મહાવીરસ્વામી થયો. જૈનધર્મ જો કે પુરાતન કાળથી ચાલતો આવેલો છે તોપણ તે એના થકી ઘણો પ્રસાર પામ્યોછે.

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી એ પહેલું ચોમાસું અસ્થિક ગામમાં રહ્યો

હતો. પછી ત્રણ ચોમાસાં ચંપા અને પૃષ્ટચંપા એ નગરોમાં થયાં. એપ્રમાણે વૈશાલી, રાજગ્રહ, નાલંદાપાટક, મિથિલા, મદ્રિકા, આલંભિકા, શ્રાવસ્તી, અને પાપાપુરી વગેરે શહેરમાં એણે અનેક ચોમાસાં ગાળ્યાં. તેમાંનું છેલ્લું ચોમાસું હસ્તિપાલ રાજાની રાજધાની પાપાપુરીમાં થયું. તેવારે પોતાનું આયુષ્ય સમાપ્ત થયું છે એવું મનમાં આણીને લોકોઉપર કૃપા કરવાસારૂ એણે સોળ પોહોર સુધી એકસરખો ધર્મોપદેશ કરયો, તે વખતે ત્યાં મહાવીર સ્વામીને નમસ્કાર કરવાસારૂ પૂણ્યપાલ રાજા આવ્યો હતો, તેને આગળ થવાનું (ભાવી) કાળચરિત્ર કહ્યું. પછી આસોવદ અમાસને દિવસે સ્વાતિ નક્ષત્રમાં પાછલી ચારઘડી રાત્ર બાકી રહી તે વખતે યોગબળે મહાવીર સ્વામી નિર્વાણ પામ્યા. એવો એ જ્ઞાનદીપ પરલોક ગયો, એવું જાણીને તે વખતે કેટલાએક મોટા ભક્તિમાન રાજાઓએ મોટો દીપોત્સાહ કર્યો. તે ચાલ હજુ પણ આખા ભરતખંડમાં ચાલેછે, જેને આપણે દીવાળી કહીએછીએ.

મહાવીર સ્વામીએ પોતે કંઈ ગ્રંથ કર્યા નથી, તોપણ એણે કરેલાં ભાષણમાંના અર્થ લઈને ગણધરોએ (એના પાટવી શિષ્યોએ) ઘણા સૂત્રગ્રંથો કર્યા છે કે જે ગ્રંથોને જૈન લોકો આગમ કહે છે. તે આગમ કોઈ ૩૨, કોઈ ૪૫, ને કોઈ ૮૪ છે એમ કહેછે. તે ગ્રંથો જૈન ધર્મનો મુખ્ય આધાર છે.

એ સુમારે ૨૫૦૦ વર્ષ ઉપર થઈ ગયો એવું કહેવાય છે.

---

## વૈષ્ણવ મતના ચાર સંપ્રદાયોની ઉત્પત્તિ.

સંપ્રદાયપ્રદીપમાં લખ્યું છે કે, એક સમે ગુજરાતમાં અણહીલવાડ પાટણમાં સિદ્ધરાજ જયસિંહ નામનો રાજા રાજ કરતો હતો. તેનો ત્રીજો કુમારપાલ ગાદીએ હતો. તેવામાં જૈન ધર્મનું જોર ઘણું વધ્યું. અને હિમાચાર્ય નામના યતિયે એ રાજાને પણ જૈન ધર્મી કરયો. તે એવી રીત કે, સિદ્ધરાજ જીવતાં હિમાચાર્યે કુમારપાલને કહ્યું હતું કે, આજથી સાતદહાડામાં તને રાજ મળે તો મારા કહેવા પ્રમાણે ચાલવું, પછી તેણે કબૂલ કરયું અને એટલીજ મુદતમાં રાજ મળ્યું તેથી તે જૈનધર્મી થયો, અને આખા ગુજરાતમાં જૈનધર્મ ઘણોજ ચલાવ્યો, તેમાં બ્રાહ્મણો તથા જૈન

ધર્મીને ઘણી તકરારો આવતી હતી. એવામાં રાજાએ ધર્માભિમાનથી આખા ગુજરાતમાંના બ્રાહ્મણોનાં પુસ્તકો લાવીને તેનો નાશ કર્યો. અને પોતાસુધાં પોતાની નાતના ક્ષત્રીઓની તથા વાણીઆ વગેરે વૈશ્ય વર્ણની જનોઈ ત્રોડાવીને શ્રાવક કર્યા. બ્રાહ્મણ તથા ભાટોની જનોઈ જુલમથી તોડાવતાં કેટલાક આપઘાત કરી મુવા, તેમાંથી કેટલાક નાસી છૂટ્યા અને દેશાવરોમાં જતા રહ્યા. એવામાં ગોડ દેશમાં દેવપ્રબોધ નામે બ્રાહ્મણ વિદ્વાન થયો. તથા બીજો ભટ્ટાચાર્ય નામે થયો, તે બંને કાશીએ ગયા ત્યાં સાંભળ્યું જે ગુજરાતમાં જૈનધર્મ વધ્યાથી વેદધર્મનો નાશ થયો છે. પછી એ બંને જણા પાટણમાં આવ્યા અને જૈનધર્મીનો પોશાક પેહેરીને નગરચરચા જોઈ. અને કુમારપાલની એક રાણી વૈશ્ણવ ધર્મવાળી હતી તેને મળ્યા, તે એવી રીતે કે એ રાણી ગોખે બેસીને નીચે લખેલો અર્ધો શ્લોક વારે વારે બોલતી હતી.

किंकरोमि क्वगच्छामि कोवेदानुद्धरिष्यति ।

શું કરૂં ? ક્યાં જાઊં ? વેદનો ઉદ્ધાર કોણ કરશે ? તે સાંભળી ભટ્ટાચાર્યે કહ્યું કે —

माविषाद वरारोहे भट्टाचार्यो स्मि भूतले ।

અર્થ—એ મોટા આસનવાળી ! તું ચિંતા ન કર. હું ભટ્ટાચાર્ય પૃથ્વી ઉપર છું.

પછી એ બેનો મેળાપ થયો ને કાંઈ જુગતિ કરીને કુમારપાલની વેદના ધર્મમાં થોડી ઘણી આસ્તા બેસાડી. પછે હિમાચાર્ય મરણ પામ્યાથી જૈન ધર્મની પડતી દશા થઈ. અને બ્રાહ્મણોનો કર્મકાંડનો ધર્મ ચાલ્યો. એવામાં એક સમે શંકરસ્વામી ગોકરણ તીર્થમાં હતા. તેમણે લોકોને પરમાત્માના જ્ઞાનવિના એકલા કર્મકાંડથી કેવળ જડ થએલા જોઈને ઉપનિષદો તથા વ્યાસસૂત્ર ઉપરથી પોતાનું મત કહાડ્યું. તેમાં પરમાત્માના જ્ઞાનવિના એકલા કર્મકાંડથી મુક્તિ થતી નથી એવો વિષય પ્રતિપાદન કર્યો. અને ઘણાએક કર્મકાંડીઓને બોધ કરીને પોતાના શિષ્ય કર્યા. એ શંકરસ્વામીએ અસલના જંગલી ચાલોની કેટલીક બાબતો ઘણીજ સુધારી પણ તેમણે પોતાના ગ્રંથમાં એવું લખ્યું કે જે ઈશ્વરનું જ્ઞાન સમજે તે તેવોજ થાય. એવાં વચન ઉપરથી ઘણાજન પોતે પરમેશ્વર થઈ પડ્યા. તેમણે જગતને ખરાબ કર્યું છે. પણ શંકરસ્વામીની મૂળ મતલબ જુદી હતી. પછી

એ શંકરસ્વામીએ ગોકરણતીર્થમાં રહીને પોતાના ચાર શિષ્યોને એક સમે રાત્રિયે કહ્યું કે, તમે સવારે દેશાવરોમાં જઈને ચાર દિશાએ મારૂં મત ચલાવો. તે સમે તો ચારે જણાઓએ એ વાત કબૂલ કરી. પણ મધુનામે શિષ્ય હતો તેના મનમાં વિચાર ઉપજ્યો જે હું શા માટે તેનું મત ચલાવું! હુંજ મારો જુદો પંથ ચલાવું, એવું ધારીને દેશાવરમાં જઈને જુદી તરેહથી વૈષ્ણવ મત ચલાવ્યું, ને વિષ્ણુના સઘળા અવતારને સરખા માનીને પોતાની ગાદી દક્ષિણમાં ઉડપી પરપણમાં સ્થાપી પોતાના શિષ્યોને ધરમની નિશાનનું ટીલું જુદી રીતે કરાવ્યું. અદ્યાપિ દક્ષિણ હિંદુસ્તાનમાં એ મતવાળા છે. પછી એમાં પ્રકાશ એવા ઉપનામના પુરૂષે તેને મળતો ઉપસંપ્રદાય ચલાવ્યો; ને પોતાના ત્યાગી શિષ્યોને પ્રકાશ એવું ઉપનામ આપ્યું. બંગાલાના ગૌડ બ્રાહ્મણો મધવાચાર્યના શિષ્ય થયા હતા, તેણે પોતાનું તીલક જુદું કરાવીને એક જુદું મત ચલાવ્યું. તે મતવાલાને હાલ ગોડિયાવૈષ્ણવ કહેછે. તેઓમાં ૧૫૧૧ ની લગભગ એક વૃંદાવનવાસી ગોડ બ્રાહ્મણ હરિવંશ નામના પુરૂષ થયા તેમણે પોતાનું તીલક જુદું કરાવીને રાધાવલ્લભી મત ચલાવ્યું, તેના વંશના સઘળા ગોસાંઈજી કહેવાય છે. તેમને તે ગાદીનો અધિકાર મળે છે, ને તેમના ત્યાગી શિષ્યો આગ્નાકારી રહે છે. એ હરિવંશ ગુસાંઈજીનો એક ત્યાગી સાધુ હરિદાસ હતો. તે અગીઆરસ, જન્માષ્ટમી વગેરે દિવસે અપવાસ કરતો હતો. તેથી તે ગુરૂ ચેલાને ગડબડ થઈ. પછી એ હરિદાસ મારવાડમાં ઉમરકોટ ગામમાં જઈ રહ્યો. ત્યાં તેમણે દેવચંદ નામના ક્ષત્રીને પ્રતિબોધ કરીને સંવત ૧૩૨૮ ની સાલમાં ચેલો કર્યો. પછી એ દેવચંદ ગુરૂની આગ્ના લેઈને કચ્છના રેતીના મેદાનને રસ્તે થઈને ભુજમાં રહ્યો. ત્યાંથી નવાનગરમાં જઈ દેવચંદે પોતાની ગાદી સ્થાપી. ઘણાક લોકોને પ્રતિબોધ્યા. એ દેવચંદનો ચેલો એક પ્રાણનાથ ચેથત્ર તેણે ઋણાપણામાં જઈને છત્રસાલ રાજાને પ્રતિબોધ આપ્યો. ને એ રાજાની સાથે દીલાના ઓરંગજેબ પાદશાહની લડાઈ થઈ. તેમાં એ પ્રાણનાથની અકલે એ રાજાએ થોડે માણસે ઓરંગજેબને પાછો હઠાવીને જય મેળવ્યો. પછી એ પ્રાણનાથે ઋણાપણામાં પોતાની ગાદી સ્થાપી. અને કેટલાક હિંદી ભાષામાં ગ્રંથ રચ્યા તેમાં ગપ્પાં ચલાવતાં બીધા નથી. એમના શિષ્યો અદ્યાપિ ઉપવાસ કરતા નથી. એમને પ્રણામીનો પંથ એવું કહે છે.

---

# અતીત અને સાધુઓની જમાતો.

શંકર સંપ્રદાયના ચારે મઠના અધિકારી સન્યાસી હોય છે. જે મઠની ગાદી ઉપર જે સન્યાસી હોય તે શંકરાચાર્ય કહેવાય છે. તેના તાબામાં પહેલાં અતીતની જમાતો ઘણી હતી, તેનાં નામ દશ પ્રકારનાં છે.

તીર્થ ૧, આશ્રમ ૨, વન ૩, આરણ્ય ૪, ગિરિ ૫, પર્વત ૬, સાગર ૭, સરસ્વતી ૮, ભારતી ૯, અને પુરી ૧૦.

તેમાં સાડાત્રણ ઉપનામ સન્યાસીનાં છે. તીર્થ ૧, આશ્રમ ૨, સરસ્વતી ૩, અને અરધું ભારતી છે. કારણ કે, ભારતી નામના સન્યાસી પણ હોય છે. ને અતીત પણ હોય છે, માટે અરધું ગણાય છે. બાકીના છ નામ રહ્યાં તે અતીતનાં છે. તે અતીતની મોટી મોટી જમાતો દેશાટન કરવા નિકળતી. તેમાં કેટલાક તો વસ્ત્ર વગરના નાગા, પણ તે સઘળા હથિયાર બંધ રહેતા. તેઓ ઢાલ, તરવાર, બંદુક, તોપ, જંબુરા, અને બરછી વિગેરે હથિયાર રાખતા તેમજ તેઓ નિશાન ભગુવાં રાખતા. હાથી, ઘોડા, ઉંટ, ગાયો, પોઠિયા, વગેરે લસ્કરી સામાન સુધાં શિયાળો ઉનાળો સઘળા હિંદુસ્થાનમાં ફરતા હતા. અને ચાર મહીના ચોમાસામાં તો જ્યાં ત્યાં એક ઠેકાણે પડાવ કરતા. તેઓ જ્યાં જાય ત્યાંના રાજા પાસેથી તથા મહાજનો પાસેથી જબરદસ્તીથી ખરચી લેતા અને કોઈ સમે તો રાજા સાથે લડવા તૈયાર થતા હતા. કોઈ સમે પોતાના અંગ ઉપર ત્રાગાં કરતા. કોઈ કોઈ ઠેકાણેથી લોકોનાં છોકરાને છાની રીતે ચોરી જતા અને લોકોની વહુ દીકરીની આબરૂ પાડતા અને દારૂ માંસ ખાતા. એવી જમાતો આવે ત્યારે રૈયત ત્રાસ પામતી હતી. તેઓ ચારા તથા શાકને વાસ્તે લોકોનાં ખેતરો તથા વાડા લૂટતા હતા. જેમ પીંડારા લોકોને લૂટતા, એજ રીતે એઓ પણ લૂટતા. તુરીયો વગેરે રણસંગ્રામનાં વાજાં વગાડતા, તરવારોના પટા ખેલતા અને ઉન્મત્તાઈથી આખો દી ગુજારતા હતા. એ લોકો પ્રથમ તો જૈન ધર્મને ત્રોડવા ઉપર મંડ્યા. અતીતોની જમાતોએ જૈન ધર્મના હજારો જતિયોને જીવથી મારી નાખ્યા. લોકો કહે છે કે, અણહિલવાડ પાટણમાંજ એક વખતે ઘણા જતિને મારીને એક ખાડામાં દાટ્યા, તેને હાલ સુધી લાખાખાડ કહેછે. જૈન મતને હરાવ્યા પછી વૈષ્ણવ મતના વૈરાગીઓને જીવથી મારી નાંખવા માંડ્યા. તેમાં લખીગીર અને

ગંગાગીર નામે બે મહંતો હતા. તેઓનો એવો નિયમ હતો કે, રોજ વૈષ્ણવ સાધુને મારી નાખ્યા પછી પોતાને અન્ન ખાવું. કદાપિ કોઈ સાધુ મલે નહિંતો અડદના લોટનું પુતળું કરીને તેને કંઠી તીલક કરીને તેનું માથું કાપ્યા પછી અન્ન ખાતા હતા. એ લોકો દારૂ, ભાંગ, ગાંજો, અફીણ વગેરેનો કેફ કરતા હતા. એ રીતે વૈષ્ણવના ચાર સંપ્રદાયના સાધુઓને ઘણું નુકશાન પહોચ્યાથી તે લોકોના બાલાનંદજી નામના મહાંતે ચારે સંપ્રદાયોના સાધુઓના મતનો ટંટો મટાડી, સંપ કરાવીને સાધુઓની જમાતો બાંધી. અને સર્વ પ્રકારનાં હથિયાર બંધાવીને દેશોમાં ફરવા માંડ્યું. તેમાં વૈરાગીઓના સાત અખાડા બાંધ્યા તેનાં નામઃ—નિર્વાણી ૧, નિર્મોહી ૨, દિગંબર ૩, ખાખી ૪, નિરાલંબી ૫, ટાટખરી ૬, સંતોષી ૭. એ રીતે અખાડા બાંધીને તોપો, જંબુરા, કોકબાણ, કડાબીન, વગેરે હથિયારો રાખ્યાં. જરી, નિશાન, ઉંટ, નોબતો વગેરે સર્વ લસ્કરી સામાન રાખ્યો એ સાધુઓ પણ રૈયત તથા રાજા પાસેથી જબરદસ્તિથી ખરચી લેતા હતા, અને કોઈ ઠેકાણેથી લુટતા હતા. કોઈ નવો પંથ ચલાવતો તો તેને તથા સંજોગીને દેખીને મારતા અને તેનું સર્વસ્વ લુટી લેતા હતા. એમણે રામસનેહીઓને દારૂણ દુઃખ દીધું છે, તેથી તેના મૂલપુરૂષે એક નાગાનો ગ્રંથ બાંધ્યો છે.

વૈરાગી તથા ગોસાંઈ તીર્થયાત્રાના મેળામાં એકઠા થઈને હજારો ધર્માભિમાનથી કપાઈ મરતા. બારમે વર્ષે હરદ્વારમાં મેળો થાય છે અને એ મેળાથી ત્રીજે વર્ષે પ્રયાગનો મેળો થાય છે, એથી ત્રીજે વર્ષે ઉજ્જનનો મેળો થાય છે, તેથી ત્રીજે વર્ષે ગોદાવરીનો મેળો થાયછે. પાછો ત્રીજે વર્ષે હરદ્વારનો. એ રીતે ચાર મોટા મેળા થાય છે તે એકવર્ષ રહેછે. તેમાં ઘણા લોકો એકઠા થાયછે. તેમાં વૈરાગી અને અતીતની જમાતો ભેગી થતી હતી. ત્યારે ઉતરવાની જગ્યા સારૂ તથા પ્રથમ નહાવા સારૂ તથા ધજા ચહડાવવા સારૂ સામાસામી તકરાર થતી હતી. ત્યારે અતીતો કહેતા કે, " અબે ટીલવે ! મહાદેવકી જટાસેં ગંગા આતી હે તો તુમારા ઔર ગંગાકા ક્યા લગતા હે, હમ પહિલે નાહાવેંગે. " ત્યારે વૈરાગીઓ કહેતા કે, " ચલબે સસુર ! લાલપોસ વિષ્ણુકા ચરણસેં ગંગા આઈહે, તેરે ગંગાકું ક્યા લગતા હે ! શિવતો વિષ્ણુકા ભગત હે, યાતેં વિષ્ણુકા ચર્ણોદક જાનિકે શિરપર ચઢાઈયે " પછી એ તકરારથી

સામાસામી તરવાર ચાલતી તેથી હજારો માણસો કપાઈ મરતા. વેરાગીની જમાતોએ લખગીર અને ગંગાગીર એ બે મહંતોને બંગાલામાં મારી નાખ્યા પણ જ્યારથી અંગ્રેજ સરકારનું રાજ્ય આવ્યું છે, તે દહાડાથી એ લડાઈયો બંધ પડી છે. અને છેલી લડાઈ ઉમરેઠના તલાવમાં થઈ, તેમાં ગોસાંઈ ઘણાક મરાણા, તે એ રીતે કે, અમદાવાદમાં પેસવાઈ સરસુબો કસનરાવ સેલુગર એ અટકનો સંવત ૧૮૫૦ ની સાલથી અમદાવાદનો કારભાર ચલાવતો હતો. તેને અમદાવાદમાં ચારવર્ષ થયાં પછી તસમે ભેરવગીર નામના ગોસાંઈની મોટી ભારી જમાત ફરતી હતી. તે એક સમે ડાકોર લુટવાને વિચારે ઉમરેઠ ગામના તળાવ આગળ પડી. તે સમાચાર ડાકોરના વેરાગીઓને માલમ પડ્યા. તેઓએ એ વાત સેલુગરને ઉતાવળથી માલમ કરી. એ સલુગરનો કોઈ સગો હતો. તેને એ ભેરવગરે ઠાર મારયો, તે વેર વાળવા માટે સેલુગરે પોતાનું લસ્કર વેરાગીઓને મદદમાં આપ્યું. અને પાછલી ચાર ઘડી રાત રહી, તેવેળા એ વેરાગીઓએ પંદર હજાર ગોસાંઈઓને ઠાર મારી નાખ્યા. જો એ જાગતા અને સાવચેત થયેલા હોત તો તેઓ કદાપિ માર્યા જાત નહીં. તે વખતે વેરાગીઓના હાથમાંથી છુટીને ભેરવગર ઘોડે બેસી વડોદરે નાસી ગયા. એમનો સામાન વેરાગી લુટી ગયા તથા ગામનાં માણસોએ લીધો. ઉમરેઠના વેહેમી લોક કહેછે કે, ગોસાંઈ આ તલાવમાં મરીને ભુત થયા છે તે રાતની વખતે "મારમાર" એવા અવાજ કરે છે.

આગળના અતીતો ઘણો વેપાર કરતા અને માલ એક દેશથી બીજે દેશ લઈ જતા. તેની જગાત રાજાને આપતા નહીં. દેશી રાજ્યમાં હજી પણ અતીત અને ચારણો પાસેથી જગાત લેવાતી નથી.

---

## શકવિષે.

યુધિષ્ટિરશક.—૩૦૪૪ મેં વર્ષે યુધિષ્ટિર શક બંધ પડી વિક્રમનો સંવત ચાલ્યો. હાલ યુધિષ્ટિર શકને ૪૯૮૨ વર્ષ થયાં, પણ ઈસ્રાયલ અને યાહુદી લોકો જે શક માને છે તેને ૫૬૪૩ વર્ષ થયાં અને એ લોકો એવું માને છે કે, પૃથ્વીની ઉત્પત્તિને એટલાં વર્ષ થયાં.

પરશુરામ શક.—મલબારમાં પરશુરામ નામનો રાજા રાજ્ય કરવા લાગ્યો,

તેની કારકિર્દિથી આ શક ચાલેછે. અને એ ઈસવી સનના આરંભ પહેલાં ૧૭૬ વર્ષથી ચાલુ છે. એ શક દક્ષિણ હિંદુસ્તાનમાં ચાલે છે, તેની સીમા ઉત્તરમાં કાનડા; પૂર્વમાં કુડક, વયેનાડ, કોયમતુર, દક્ષિણમાં કોચીનના રાજાનો મુલક, અને પશ્ચિમે હિંદુમહાસાગર એ પ્રમાણે છે. હાલ એ શકનું ૨૦૫૮ મું વર્ષ ચાલે છે.

વિક્રમ સંવત્.—વિક્રમાજિત એ નામનો શક ઈસ્વી સનના આરંભ પહેલાં ૫૭ વર્ષથી ચાલેછે. પ્રભવ સંવત્સરના અનુક્રમે ૧૪ મે વર્ષે એ પ્રમાથી નામ સંવત્સરથી આ શકનો આરંભ થયો છે. વિદ્યા, કળા, કૌશલ્ય, ઈત્યાદિ કામોને આ વિક્રમ રાજાએ ઘણો આશ્રય આપી તેની અત્યંત વૃદ્ધિ કીધી. એટલા માટે તે મહા પરાક્રમી હતો એવું લોકોમાં પ્રસિદ્ધ છે. એ વર્ષ કાર્તિક શુદ્ધ ૧ થી ગુજરાતમાં શરૂ થાય છે. અને કચ્છ તરફ અસાડ શુદ્ધ ૧ થી બદલાય છે.

શાલીવાહન શક.—ઉજ્જનમાં રાજા વિક્રમ રાજ્ય કરતો હતો, તેથી તેના દક્ષિણ પ્રદેશના સર્વ મુલકમાં તેનો શક ચાલુ હતો. પણ તે પછી શાલીવાહન નામનો એક શકકર્તા ઉત્પન્ન થયો, તેણે વિક્રમનો પરાજય કરી ઈસવી સન ૭૯ માં નર્મદાની દક્ષિણમાં પોતાનો અમલ બેસાડયો. ત્યારથી આ શક ચાલુ થયો. એ વર્ષ ચૈત્ર શુદ ૧ થી શરૂ થાય છે. અને તે શક હિંદુસ્તાનના મોહોટા ભાગમાં ચાલેછે.

શિવાજીનો શક.—સન ૧૬૬૪ ઈસ્વીમાં શિવાજીનો બાપ શાહાજી કૈલાસવાસી થયા, તેને ઠેકાણે શિવાજી મહારાજ ગાદી ઉપર બેઠો. તેજ સાલમાં પોતાના નામથી રાજાની પદ્વી ધારણ કરી પોતાના નામના શીકા પાડવા માંડયા, તેજ દિવસથી આ શકનો આરંભ થયો. તે મહારાષ્ટ્રમાં ચાલેછે.

ફસલી સન.—ફસલ એટલે હંગામ. એ સાલ મૃગનક્ષત્રથી એટલે જુન મહીનાથી શરૂ થાય છે. અકબર બાદશાહ તખ્તનસીન થયો, ત્યારથી આ સનનો આરંભ થયો, અને ઇસ્વી સન ૫૯૧ થી આ સન ચાલુ થયો.

યસદીજર્દ.—યસદીજર્દ ત્રીજો એ નામનો પાદશાહ ઈસ્વી સન ૬૩૨ માં ઈરાન દેશની બાદશાહીનો તખ્તનશીન થયો. તેજ સાલમાં તે દેશમાં આરબ લોકોએ પ્રવેશ કરયો. અને તે એતદ્દેશીય લોકોનો

પરાજય કરવા લાગ્યા. પારસી લોક મૂળ ઈરાન દેશના છે એવું તે કહેછે, માટે તે પોતાના ગ્રંથ વિગેરેમાં એ શક ચલાવે છે.

હીજરી સન.— આ સન મુસલમાન લોકોનો છે. તેઓનો પેગંબર મક્કેથી મદીને ગયો ત્યારથી આ શકની પ્રવૃત્તિ થઈ છે. તેનો આરંભ તારીખ ૧૬ મી જુલાઈ સન ૬૨૨ થી થયો છે. એ સાલ મોહોરમ મહીનાની પહેલી તારીખથી શરૂ થાયછે.

આરબી સન—ઈસ્વી સન ૫૮૯ની સાલમાં અહરબા. (આબ્રાહા) એ નામનો બાદશાહનો પુત્ર મશ્રક તખ્તનશીન થયો, પછી તેની કારકીર્દિમાં હિમયારૈટ એ નામનો પ્રાચીન બાદશાહી ખાનદાના (વંશ) માંનો સયફ બિન દેવયજરથી એટલે ઈસવી ૬૦૦ વર્ષથી આ સન ચાલુ થાય છે. અને આ સન જો મુસલમાની છે તોપણ પેશવાઈ અને ગાયકવાડી રાજ્ય વહિવટ અને સરકારી કાગળ પત્રમાં એનો ઘણો ઉપયોગ કીધો છે. અને એ સાલ પ્રત્યેક વર્ષના મૃગ નક્ષત્રથી શરૂ થાય છે.

---

## ઈસ્રાએલ લોકોનો શક.

ઈસ્રાયલ શક—મુંબઈ અને આસપાસ બધા મળીને ઈસ્રાએલ પાંચ કે છહજાર છે. તે માહેલા કેટલાકને બેની ઈસ્રાએલ, અને કોઈ વખત બીજા કેટલાકને યાહુદી કહેછે. તેના શકનો પ્રારંભ તેના કહેવા પ્રમાણે જગતની ઉત્પત્તિથી છે. અને તેની ગણત્રીએ સન ૧૮૪૬ ના સપ્ટેંબરની ૨૧ મી તારીખે તેનું ૫૬૦૭ મું વર્ષ ચાલુ થયું. તેના મહિના ચંદ્ર પ્રમાણે અને વર્ષના દિવસ ૩૫૪ છે. સૌર માન કરતાં ચાંદ્રમાન નાહાનું માટે તેના ૧૯ વર્ષમાં ૭ વખત અધિક માસ આવે છે. તેને તે વાદાર કહે છે. સર્વ લોકોની પેઠે તેઓ અઠવાડિયાના હિસાબે દિવસ ગણેછે, અને જે રીત જગતની ઉત્પત્તિથીજ ચાલતી આવી છે એટલે સાતમો દિવસ પવિત્ર માનીને તે દિવસે કામ કરવું નહિ. કેવળ વિસામો લઈ ઈશ્વરની સેવા કરવી. તે રીત સર્વ લોકોએ ચલાવવી જોઈએ એવું તેઓ સમજે છે.

---

# વેદોનું હાર્દ.

વેદ ધર્મના મુખ્ય બે ભાગ છે, તેમાંના પેહેલા ભાગનું નામ કર્મકાંડ છે અને બીજા ભાગનું નામ બ્રહ્મકાંડ છે. કર્મકાંડ કર્મનું પ્રતિપાદન કરેછે અને બ્રહ્મકાંડ પરમેશ્વરનું પ્રતિપાદન કરે છે. આ બે ભાગો ઉપરથી કર્મ-મીમાંસા અને જ્ઞાનમીમાંસાના જૈમિની ઋષિએ અને બાદરાયણ ઋષિએ બે મીમાંસા શાસ્ત્ર રચ્યાં છે. અજ્ઞાની આત્માને પ્રથમ કર્મ કર્યા વગર પરમેશ્વરનું જ્ઞાન થતું નથી, માટે જ્ઞાન સમજતાં પહેલાં કર્મ સમજવું એમ કહ્યું છે. કારણ કે સ્વભાવથીજ પાપ કરનારાં પ્રાણી છે, માટે તે કર્મ કર્યા વિના શુદ્ધ થતાં નથી. તેથી પ્રથમ કર્મ કરવું જોઈએ. શ્રુતિમાં કહ્યું છે કે, કર્મવડે પાપ હણાય છે અને જ્ઞાનવડે મોક્ષ થાય છે. હવે જેનું નામ કર્મ કહેવાય છે તેનો અર્થ હેઠેના ત્રણ ભેદોમાં પ્રગટ કર્યો છે. કર્મ, અ-કર્મ અને વિકર્મ એ પ્રકારે ત્રણ ભેદ વેદમાં કહ્યા છે. વેદના કહેવા પ્રમાણે કરવું તે કર્મ. વેદના કહ્યા પ્રમાણે ન કરવું તે અકર્મ. વેદે જે નિષેધ્યું હોય તે કરવું તે વિકર્મ. આ ત્રણ ભેદોમાં પેહેલું કહેલું કર્મ કરવું, અને બીજા બે ભેદોવાળું અશુભ કર્મ તે કદી કરવું નહિ. શુભકર્મ શુભફળ ઉત્પન્ન કરે છે, માટે વેદ કહેછે કે, જો તમારા આત્માનું કલ્યાણ કરવું હોય તો શુભકર્મ આચરવું. અશુભ કર્મનું ફળ ઘણું માઠૂં થાય છે. તે તમારાથી ખમી શકાશે નહિ અને મહા દુઃખવડે ભોગવવું પડશે.

કર્મ એટલે ક્રિયાફળ ઉપજાવે છે તે. જેમકે રાંધવાની ક્રિયા કરિએ છીએ તેથી રસોઈ ફળ થાય છે, તે ફળ રાંધનારાને તૃપ્ત કરેછે. એમજ પુણ્ય કર્મ કરનારાને ફળદાયક થાય છે, અને પાપ કર્મ પાપ કરનારાને ફળ-દાયક થાય છે. માટે પ્રાણિયે સર્વથા પુણ્ય કર્મ કરવું, એવો વેદનો અભિ-પ્રાય છે. કર્મમાં પણ બે ભેદ છે. એક સકામકર્મ અને એક નિષ્કામકર્મ. મનમાં દૈહિક સુખ ભોગવવાની આશા રાખીને કર્મ કરવું તે સકામકર્મ અને કેવળ પરમેશ્વર પ્રીત્યર્થે કર્મ કરવું તે નિષ્કામકર્મ. કર્મ કરીને તેના ફળની આશા રાખવી તે દુઃખદાયક છે, માટે બ્રહ્મકાંડમાં સકામ કર્મ કર-વાનો નિષેધ કર્યો છે. તેને ન માનીને કેટલાએક સકામ કર્મ કરેછે, તે મોટા વિષયિની પંક્તિમાં ગણાય છે, પણ મુમુક્ષુની પંક્તિમાં ગણાતા નથી.

વેદમાં કેટલાએક કર્મ શરીરાદિકની શુદ્ધિમાટે કહ્યાં છે, કેટલાંએક કર્મ અંતઃકરણની શુદ્ધિમાટે કહ્યાં છે અને કેટલાંક કર્મ પરમેશ્વરમાં વૃત્તિ સ્થિર કરવામાટે કહ્યાં છે. સ્નાનાદિક કર્મ કર્યાથી શરીરાદિકની શુદ્ધિ થાય છે અને ઉપાસનાદિક કર્મ કર્યાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે. ધ્યાનાદિક કર્મ કર્યાથી પરમેશ્વરમાં વૃત્તિ સ્થિર થાય છે. એટલા માટે વહેલા ઉઠીને સ્નાન કરવાનું કહ્યું છે, પછે ઈષ્ટ પરમેશ્વરની સ્તુતિ કરવી. વૃદ્ધ અથવા સદ્ગુરૂના ભયથી માણસ સારે રસ્તે ચાલેછે, એમ ઈષ્ટને માનવો. એ માણસને સારે રસ્તે ચઢાવવાનું એક પગથિયું છે. એજ રીતે સંધ્યા, ગાયત્રી આદિક વેદ મંત્રોનો અર્થ સમજીને ઈષ્ટ પરમેશ્વરનું ધ્યાન કરવું તે પરમેશ્વરમાં વૃત્તિ સ્થિર કરવાનું સાધન છે.

શુભ કર્મ કરવાથી શુદ્ધ થવાય છે, માટે જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી શુભ કર્મ કરતા રહેવું. પણ કર્મ ફળની આશા રાખવી નહિ. આશા રાખીને કર્મ કરનારો કર્મફળ ખાવાની લાલચે બંધન પામેછે. જેટલા પરમેશ્વરને પામવાની ઈચ્છા રાખનાર પુરૂષો છે, તે નિરંતર શુભકર્મ કરેછે, પણ એ કર્મફળની આશા રાખતા નથી. ગીતામાં શ્રીકૃષ્ણે અર્જુન પ્રત્યે કહ્યું છે કે, હું પણ નિરંતર શુભકર્મ કરૂં છું. તારે પણ શુભકર્મ કરવાં. થઈ ગએલા જનક વિદેહી જેવા જ્ઞાની રાજાઓ પણ કર્મ કરીને જ્ઞાન પામ્યા છે, માટે કર્મ એજ મુખ્ય જ્ઞાન પામવાનું સાધન છે. વેદના બ્રહ્મકાંડમાં કેટલેક ઠેકાણે કર્મને છેક હલકું કહ્યું છે, તેનું કારણ એવું છે કે, કેટલાએક કર્મકાંડી પુરૂષો હઠ કરીને એકલા સુકા કર્મનેજ વળગી રહેછે. પણ આગળ પરમેશ્વરના જ્ઞાનકાંડને જાણવા ઉત્સાહ ધરતા નથી. તેમને કર્મ ઉપરથી આસ્તા વછોડવા સારૂ કર્મને ઠોકરો મારી છે, પણ તેમાં કર્મને સમૂળું મૂકી દેવા કહ્યું નથી. વેદમાં કર્મ કરવાનું કહીને તેની પાછળ ફળની વાત લખી છે. તેનું કારણ એવું છે કે, માણસોનો સ્વભાવ ઘણો આળસુ અને લાલચુ હોય છે, માટે કાંઈપણ લાલચ દીધા વિના એ પોતાનું આળસ મૂકીને કર્મ કરે નહિં, તેટલા માટે કર્મની પાછળ ફળની વાતો કહીછે. અને આળસ મુકવા માટે પ્રતિજ્ઞાપૂર્વક કર્મ કરવાનું કહ્યું છે. કર્મ કરતાં પહેલાં પ્રતિજ્ઞાપૂર્વક સંકલ્પ કરવો કે મારે નિત્ય સવારમાં પહેલા ઉઠીને સ્નાન કરવું. પછી એ કર્મ કરનારો પોતે કરેલી પ્રતિજ્ઞા ભંગ થાય અને ફળ મળે નહીં તેના ભયથી આળસ મૂકી વેહેલો ઉઠિ નહાય છે, એ રીતે ફળની લાલચે તમામ

શુભકર્મ કરવાનો અભ્યાસ થાય છે, તેથી તે કર્મને મૂકતો નથી. અને ફળ મળવાની આશાએ તેનાં પાપ જતાં રહેછે. ને તે શુદ્ધ અંતઃકરણવાળો થાય છે. પછી એને પોતાનીજ બુદ્ધિમાં સુવિચાર સૂઝે છે. એ સુવિચારથી પોતાના આત્માનુ કલ્યાણ ખોળેછે. એ ખોળમાં તે વેદના જ્ઞાનકાંડનો અભ્યાસ કરતો જાય છે. તેમ તેમ કર્મફળની આશા મૂકતો જાય છે. એમ કરતાં જ્યારે એ પક્કો જ્ઞાનકાંડી થાય છે, ત્યારે એ સમજેછે કે ફળની વાત જે કહી છે, તે તો બાળ પ્રકૃતિવાળા પ્રાણીને કર્મ ઉપર રૂચિ ઉપજાવવા માટે કરી છે. એ રીત ફળની વાત જો ન કરી હોત તો કર્મ કોઈ કરત નહીં અને કર્મ કસ્યા વિના કોઈ શુદ્ધ થાત નહીં. શુદ્ધ થયા વિના એ પરમેશ્વરનો માર્ગ ખોળત નહીં. તેને શ્રીમત્ ભાગવતનું પ્રમાણ "કર્મ, અકર્મ, વિકર્મ એ વેદનો વાદ છે. લૌકિક નથી. વેદ ઈશ્વર રૂપીછે. માટે જ્ઞાની વેદમાં મોહ પામે છે." વેદમાં કહ્યા પ્રમાણે શુભકર્મ કરીને પરમેશ્વરને અર્પણ કરે અને તેના ફળમાં આશા રાખે નહિ, તે પાપ કર્મ બંધથી છૂટો થાય છે અને જે વેદમાં કર્મની ફળશ્રુતિ કહી છે તે તો કર્મ ઉપર રૂચિ ઉપજાવવા માટે કહી છે. વળી એ વિષે શ્રીધરસ્વામીએ એક દૃષ્ટાંત લખ્યું છે કે, રોગીઆ બાળકનો રોગ મટવા માટે તેને કડવું ઔષધ પાવું પડેછે પણ બાળક તે પીતો નથી તેથી ખાંડના લાડવાની તેને ખોટી લાલચ દેવી પડેછે. એમજ પાપી પ્રાણીઓને પાપથી છૂટા કરવામાટે દૈહિક સુખની લાલચ શાસ્ત્રમાં બતાવી છે, ઔષધ પીનારાને જેમ ખાંડનો લાડુ અપાતો નથી એમ દૈહિક સુખના રોગીને કર્મ કરાવીને પાછું દૈહિક સુખ અપાતું નથી. અર્થાત્ કે જે તે પ્રકારે પ્રાણીને પાપથી મૂકાવવો એ શાસ્ત્રનો અભિપ્રાય છે. નહાયા વિના ખાવું નહિ ઈત્યાદિક શુભકર્મના નિયમો જો ન બાંધ્યા હોત તો ઘણા આળસુ છ મહીને પણ નહાત નહિ. એ રીતે તમામ કર્મકાંડના વિષયો માણસોને સુધારવા માટેજ બાંધ્યા છે.

કર્મકાંડ કરતાં શુદ્ધ થએલો માણસ બ્રહ્મકાંડનો અધિકારી થાય છે. બ્રહ્મકાંડમાં કહ્યું છે કે, આપનું કલ્યાણ ઈચ્છનારા પુરૂષે પેદા કરનાર બ્રહ્મને જાણવો જોઈએ. બ્રહ્મને જાણ્યાવિના બીજા સાધનથી સર્વ થાય છે પણ એકલું કલ્યાણ થતું નથી. એ બ્રહ્મ જાણવા માટે બ્રહ્મજ્ઞ સદગુરૂનો આશ્રય કરવો. સદગુરૂના સમાશ્રય વિના પોતાની મેળે બ્રહ્મજ્ઞાન થતું નથી. બ્રહ્મજ્ઞાન થવાનો પ્રકાર એ છે જે, પ્રથમ ગુરૂમુખથી બ્રહ્મનું શ્રવણ કરવું.

પછે શ્રવણ કરેલા અર્થનું મનન કરવું. મનન કરીને બ્રહ્મને વિષે એકાગ્ર વૃત્તિ સ્થિર કરવી. એ રીતે નિત્ય અભ્યાસ કર્યાથી સર્વ જડ પદાર્થ તથા જડ પદાર્થના ગુણોથી જુદો સર્વનો ચેતન કરનાર જે પરમાત્મા બ્રહ્મ છે, તેનું પકું જ્ઞાન થાય છે. બ્રહ્મનું જ્ઞાન થયા પછી બ્રહ્મના કલ્યાણરૂપી અનંત ગુણો સમજાય છે. બ્રહ્મનો એક કલ્યાણગુણ એવો છે કે સર્વને ઉત્પન્ન કરેછે. બીજો ગુણ એવો છે કે, સર્વને પાળે છે. ત્રીજો ગુણ એવો છે કે, બ્રહ્મને સર્વ ઉપર સમાન દૃષ્ટિ છે. કોઈ વાહાલું અળખામણું નથી. ચોથો ગુણ એવો છે કે, એ સર્વને નિયમે રાખેછે. પાંચમો ગુણ એ છે કે, સર્વને અખંડ જાણેછે. છઠો ગુણ એવો છે કે, એ સર્વનાં કર્મ તપાસીને તે પ્રમાણે ફળ આપેછે. સાતમો ગુણ એવો છે કે, સર્વનો સંહાર કરેછે. ઈત્યાદિ કલ્યાણ ગુણનો પાર નથી. જ્યારે માણસ પોતાના પેદા કરનારા બ્રહ્મને જાણવા તત્પર થાય, ત્યારે જાણવું જે હવે એનાં શુભકર્મ કરેલાં છે તેનું ફળ મળેછે અને બ્રહ્મને જ્યારે જાણ્યો, ત્યારે જાણવું જે એ કૃતાર્થ થઈ ગયો. બ્રહ્મ જાણ્યા પછી સર્વ દુઃખનો અંત આવી જાય છે, બ્રહ્મ જાણ્યા પછી અનંત સુખ મળેછે. જે માણસ બ્રહ્મને જાણતો નથી તેને શાસ્ત્રમાં પશુતુલ્ય કહ્યો છે. સર્વે નદીઓ સમુદ્રમાં મળી પામીને વિરામ પામે છે. તેમ સર્વે આત્મા બ્રહ્મને પામીને વિરામ પામે છે. વૈશાખ માસને તાપે તપેલો માણસ લીંબડાની શીતળ છાયા પામીને સુખીઓ થાય છે. એમ આ સંસારના તાપે તપેલો પુરૂષ બ્રહ્મને પામીને સુખીયો થાય છે. પોતાની માથી વખૂટું પડેલું બાળક જેમ માને પામ્યા પછી દુઃખ વિસરી જાય છે, એમ બ્રહ્મથી વખૂટા પડેલા આત્મા બ્રહ્મને પામીને દુઃખ વિસરી જાય છે. સિંહના બાળકને કોઈ વનનું જાનવર હેરાન કરી શકતું નથી. એવી રીતે બ્રહ્મને પામેલાને આ સંસારના રાગ દ્વેષાદિક વિકારો હેરાન કરી શકતા નથી, માટે સર્વ પ્રાણીઓએ શુભકર્મ કરીને પાપ ધોઈ સદગુરૂને શરણે જઈ બ્રહ્મજ્ઞાન સંપાદન કરવું જોઈએ.

---

# શાંડિલ્ય સૂત્ર.

( ભક્તિવિષય )

જીવોને કર્મજ્ઞાનાદિક અનેક સાધનોથી ખિન્ન થતે છતે પણ શાંતિ ન પામતા દેખીને ભગવાન શાંડિલ્યે ભક્તિશાસ્ત્ર પ્રગટ કરવાની ઈચ્છાથી ભક્તિનાં સો સૂત્ર રચ્યાં તેનો અર્થઃ—૧ ઓં ! હવે ભક્તિના વિચારનો આરંભ કરવામાં આવેછે. ૨ તે ભક્તિ ઈશ્વરમાં પૂરા અનુરાગને કહેછે. ૩ કેમકે એમાં જે ચિત્ત લગાડેછે તે અમૃતફલ પામેછે, એ મહાત્માઓએ કહ્યું છે. ૪ તે ભક્તિ ઈશ્વરવિષયક જ્ઞાન માત્ર છે એવો સંદેહ મ કરો, કેમકે જ્ઞાન તો દ્વેષીઓને પણ થાય છે. પણ તે જ્ઞાનથી પ્રીતિ નથી થતી. ૫ કેમકે પૂરી ભક્તિથી જ્ઞાનનો ક્ષય થાયછે. ૬ દ્વેષથી પ્રતિકૂલ હોવાથી અને રસ શબ્દ પ્રતિપાદ્ય હોવાથી તે ભક્તિનું નામ અનુરાગ છે. ૭ અને તે ભક્તિ જ્ઞાનની પેઠે ક્રિયા કરવા વાળાને આધીન નથી. ૮ એથી એનાં ફલોનો અંત નથી. ૯ કેમકે જ્ઞાનવાળાને શરણાગત છે અને વિના જ્ઞાનપણ બીજી પ્રતિપત્તિ થાયછે. ઈતિ પ્રથમાન્હિક. ૧૦ તે ભક્તિ મુખ્ય છે; કેમકે ઈતર જ્ઞાન યોગાદિકમાં પણ એની અપેક્ષા રહેછે. ૧૧ પ્રકરણથી પણ. ૧૨ દર્શનમાત્ર ફલરૂપ છે એમ નહિ કેમકે એથી વ્યવધાન છે. ૧૩ અને એવુંજ દેખવામાં પણ આવેછે. ૧૪ એટલામાટે વ્રજના શ્રીગોપીજનોને વિજ્ઞાનવિના પણ મુક્તિ પામવી એ પ્રત્યક્ષ છે. ૧૫ જો કહો કે ભક્તિથી જ્ઞાન થાયછે તો તેમ નથી. કારણ કે જ્ઞાન તો ભક્તિનું સહાયક છે. ૧૬ પેહેલાં કહ્યું પણ છે. ૧૭ એથી વિકલ્પ પણ નિરસ્ત થયો. ૧૮ ઈશ્વરથી અતિરિક્ત દેવતાઓની ભક્તિ પણ તે પરાભક્તિની સમાન નથી કેમકે જગમાં એના સરખી બીજી પણ ભક્તિઓ છે. ૧૯ અને યોગ તો વાજપેય યજ્ઞમાં પ્રયાજની પેઠે ભક્તિ અને જ્ઞાન બેઉનું અંગ છે. ૨૦ ગૌણી ભક્તિથી તો સમાધિની સિદ્ધિ થાય છે. ૨૧ ભક્તિ રાગ છે તેથી ( રાગને કોઈ ઋષિ દુઃખ સ્વરૂપ માનેછે એમ સમજીને ) ત્યાગ કરવાને યોગ્ય છે એમ નથી; કેમકે એનો આશ્રય ઉત્તમ છે. સંગની પેઠે. ૨૨ એથી ભક્તિજ મુખ્ય છે, કેમકે કર્મી, જ્ઞાની અને યોગિયોથી એને અધિક કહ્યો છે. ૨૩ એ આધિક્યતા પ્રશ્નોત્તરથી સિદ્ધ છે. ૨૪ શ્રદ્ધાજ ભક્તિ નથી કેમકે તેને સાધારણતા છે. ૨૫ કેમકે શ્રદ્ધાશું ભક્તિતત્વની એકતા કરવાથી અનવસ્થા થાયછે. ૨૬ એટલા માટે ભક્તિનાં

પ્રતિપાદનને માટે ઉત્તરકાંડની સંજ્ઞા બ્રહ્મકાંડ છે. જ્ઞાન કાંડની સામાન્યતા છે. इति २ आः । इति १ अध्याय.

૨૭ બુદ્ધિના હેતુઓની પ્રવૃત્તિ ધાન ખાંડવાની પેઠે વિશુદ્ધિ સુધી છે. ૨૮ તેનાં અંગોની પણ. ૨૯ તેને કાશ્યપાચાર્ય ઐશ્વર્યપદા કહેછે; અલગ હોવાથી. ૩૦ બાદરાયણ આચાર્ય એને આત્મપર કહેછે. ૩૧ શાંડિલ્યાચાર્ય શબ્દ અને ઉપપત્તિથી ઉભયપર કહેછે. ૩૨ વૈષમ્યથી અસિદ્ધિ થશે એમ નથી કેમકે જ્ઞાનની પેઠે અવૈશિષ્ટ્ય છે. ૩૩ પર (પરમાત્મા) ને કદી એ વૈષમ્યથી ક્લેશ નથી થતો, કેમકે (જ્ઞાનની) અનન્તર વિશેષ થાયછે. ૩૪ ઐશ્વર્ય પણ ક્લિષ્ટ નથી થઈ શકતું કેમકે તે સ્વાભાવિક છે. ૩૫ (ઈશ્વરનું) પરમૈશ્વર્ય કહીં પણ પ્રતિષિદ્ધ નથી થતું, પણ તેનું નૈસર્ગિક પણું પ્રગટ થાયછે (બીજાનું) જીવોનું એવું નથી. ૩૬ સહુના વિના (તેનું) શું પ્રયોજન છે એમ નથી, કેમકે બુદ્ધિનું આનન્ત્ય છે. ૩૭ પ્રકૃત્યંતરાલથી અને ચિત્સત્વના અનુવર્તમાન હોવાથી (ઈશ્વરની) અવિકારિતા છે. ૩૮ તેની પ્રતિષ્ઠા ગૃહપીઠવત્ છે. ૩૯ પરસ્પરની અપેક્ષાથી બન્ને કારણ છે. ૪૦ પ્રકૃતિ અને બ્રહ્મમાં ભેદ નથી. ૪૧ વિયોગની પૂર્વે બેઉ એક છે. ૪૨ શક્તિનું કાર્ય હોવાથી આ જગત મિથ્યા નથી. ૪૩ તે (ભક્તિ) ની પરિશુદ્ધિ લોકના (પ્રેમના) ચિન્હોથી જાણવી. ૪૪ સમ્માન; બહુમાન, પ્રીતિ, વિરહ, ઈતર વિચિકિત્સા અર્થાત્ આગ્રહપૂર્વક બીજાની અનપેક્ષા, મહિમાનું કથન, પ્રિયતમનેજ હેતુ પ્રાણનું રક્ષણ, તદીયતા, સઘળા તેના ભાવથી જોવું, અપ્રાતિકૂલ્ય અર્થાત્ અનુકુળતા ઈત્યાદિ પ્રીતિનાં લક્ષણ છે. ૪૫ દ્વેષાદિકથી એવી નહિ થશે. ૪૬ તેના વાક્ય શેષથી અવતારોમાં પણ તે છે. ૪૭ જન્મ કર્મને જાણવાની સિદ્ધિ પણ અજન્મ શબ્દથી છે. ૪૮ તેનાં જન્મકર્માદિક દિવ્ય છે કેમકે કેવળ તેની શક્તિ માત્રથી અનેક પ્રકારના નજરે પડેછે. ૪૯ તેના જન્માદિકમાં તેનીજ કરૂણા મુખ્ય છે. ૫૦ પ્રાણી હોવાથી બ્રાહ્મણ રાજાદિભગવદ્વિભૂતિમાં ભક્તિ સિદ્ધિ દેવાવાળી નથી થતી. ૫૧ દ્યૂત અને રાજસેવાના નિષેધથી. ૫૨ શ્રીવાસુદેવમાં પણ વિભૂતિની શંકા ન કરવી કેમકે ત્યાં તો ખાંડના પુતલીની પેઠે કર, પાદ, મુખ, ઉદર આદિ સઘળો આકાર આનંદમય છે. ૫૩ પ્રત્યભિજ્ઞાનથી. ૫૪ વિભૂતિમાં શ્રી વાસુદેવનું કથન કેવળ યાદવોમાં શ્રેષ્ઠતાના હેતુથી છે. ૫૫ એજ પ્રકારે જે પ્રસિદ્ધ ભગવત્સ્વરૂપ છે તેમાં વિભૂતિબુદ્ધિ ન કરવી. બીજા અધ્યાયનું

પેહેલું આન્હિક સમાપ્ત થયું. ૫૬ ભક્તિથી અહીં ગૌણ ભક્તિ લેવી; કેમકે તેનો અર્થ ભજન અર્થાત્ સેવા છે અને એ ભક્તિ પરમાં હેતુ છે. ૫૭ કીર્ત્તનની સાથે નમસ્કારાદિ કર્મોનું ફળ કેવળ રાગ અર્થાત્ પરાભક્તિ છે કેમકે કીર્તનનું ફળ અનુરાગ કહ્યો છે. કીર્ત્તનની સાથે નમનાદિકનું કથન છે તેથી નમનાદિકનું પણ તેજ ફળ છે. ૫૮ ગીતાના ૯મા અધ્યાયમાં ૧૩ માં શ્લોકથી ૨૯ મા શ્લોક સુધી બીજી જેટલી ભક્તિઓ કહી છે તે વચલી છે કેમકે ઉપાસનાદિ પરા ભક્તિની સાધક છે. ૫૯ એ ગૌણી ભક્તિઓથી પવિત્રતા અર્થાત્ મનની શુદ્ધતા થાયછે કેમકે તેજ અધ્યાયના બીજા શ્લોકમાં એને પવિત્ર કહી છે. ૬૦ કોઈ કોઈ આચાર્ય કહે છે કે, એ ગૌણ ભક્તિઓમાંજ પ્રધાનતાના કારણથી ફળ અધિક છે. ૬૧ જૈમિનિ આચાર્યનું મત છે કે એમને મુખ્યતા નથી. અહીં એમનું નામ માત્ર કથન છે. ૬૨ અહીં અંગના પ્રયોગોનો ઘરનાં અંગોની પેઠે યથાકાલ સંભવ છે. ૬૩ ઈશ્વરની તુષ્ટિને હેતુ એક સાધન કરવાવાળો પણ બળી છે. ૬૪ અર્પણનું મુખ્ય અબંધ છે. ૬૫ જેનું દર્શન આપણાં નેત્રને પસંદ પડે તેજ ભાવથી ચિન્તન કરવું એજ ધ્યાનનો નિયમ છે. ૬૬ "यांतिमद्याजिनोपिमां" એ વાકયમાં યજન શબ્દ ભગવત્પૂજનને અર્થે છે. ઈતર યાગાદિકોને માટે નથી. ૬૭ ભગવન્મૂર્તિઓના સ્નાનનું જલજ પાદોદક છે અવ્યાપ્તિથી. ૬૮ આપણી સમર્પણ કરેલી વસ્તુ આપણે લેવી કેમકે વિશેષતા નથી. ૬૯ નિમિત્ત, ગુણ અને અનપેક્ષાથી અપરાધોની વ્યવસ્થા છે. ૭૦ પત્ર પુષ્પાદિનું દાન સર્વ સમાન (સમાન ફલરૂપ) છે. ૭૧ એ ભક્તિઓ પરાભક્તિનું કારણ અને પુણ્યરૂપ છે, તેથી સઘળી ક્રિયાઓમાં શ્રેયસ્કર છે. ૭૨ આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની એ ચાર પ્રકારના ભક્ત કહયા છે તે ચારેની સમતા નથી. ગૌણી ભક્તિ એમાં ત્રણજ છે અને સ્તુતિને માટે એને જ્ઞાનીની ભક્તિની સાથ લખ્યોછે. ૭૩ (જો કે કીર્તનાદિક ભક્તિયો પરાભક્તિનું અંગછે તોપણ જો કીર્ત્તનાદિક કોઈમાં વિશેષ રૂચી હોય તો તે ભક્તિમાં એ ભક્તિની મુખ્યતા થશે કેમકે) પરાભક્તિની ભીતરની ભક્તિ પણ કહીં કહીં બાહાર અર્થાત્ સ્વતંત્ર ગણાયછે. જેમ યજ્ઞની અવેષ્ટિ યજ્ઞની અંતર્ગત્ અને બહિર્ગત છે કેમકે જેમ વાજપેય યજ્ઞના અંગમાં બૃહસ્પતિ સવ આવી જાયછે પરંતુ બૃહસ્પતિ સવનો વિશેષ મહિમા વેદમાં જુદો પણ લખ્યો છે. ૭૪ કથાદિકનું સ્મરણ અને કીર્તન આર્તભજનમાં પ્રાય-

શ્ચિત્ત ભાવથી છે. ૭૫ જો કહો કે ભક્તિ કરવાવાળા ઘણાં કર્મોનું અનુષ્ઠાન નથી કરતા તો તે નથી કેમકે ઘણાં કર્મ કરવા વાળાને પણ અંત સમય એનુંજ વિધાન છે. ૭૬ (કેમકે) થોડો પણ ભક્ત્યાધિકાર મોટાં પાપોનો નાશક થાય છે કેમકે ભગવાનની પોતાના શરણાગતોની અથવા નામસ્મરણ કરવાવાળાઓની સર્વ પાપહાનિની પ્રતિજ્ઞા છે. ૭૭ (કેમકે) ભગવદાશ્રય હોવાથી (નાનાપણ) ભગવદ્ધર્મ અનન્ય ધર્મજ છે (અને તેથી સઘળાં મોટાં પાપોનો ક્ષય થઈ જાયછે) જેમ ઊખલમાં બાલોનો (અર્થાત્ ઊખલમાં કેટલા પણ નિમાલા પડે પણ કુટાઈ પિસાઈ જાય તેજ પ્રમાણે ભગવદ્ધર્મથી કેવાં પણ પાપ હોય તે સઘળાં નાશ પામી જાયછે) ૭૮ ચાંડાલ યોનિને પણ ભગવદ્ભક્તિનો અધિકાર છે. કેમકે પરંપરાથી ભકતોની સમાનતા છે. ૭૯ એજ હેતુથી પરાભક્તિમાં જે પક્કા નથી તે પણ ભગવલ્લોકમાં વાસ કરેછે. ૮૦ કેવળ ક્રમમાત્રથી ગતિ તો ક્રિયાની છે. ૮૧ કેમકે ભગવદ્વાક્યમાં ભકતો ને એકસાથ સઘળા ક્રમોનું ઉલ્લંઘન કરીને સિદ્ધિ મળે એમ કહ્યું છે. ૮૨ મહાપાતકિયોની ભક્તિ તો આર્ત્તોની ભક્તિમાં છે. ૮૩ પરાભક્તિનુંજ નામ એકાંત ભાવછે. કેમકે ગીતામાં એવુંજ કહ્યું છે. ૮૪ શ્રીમદ્ભગવદ્ગીતાના વાક્યોની પ્રવૃત્તિ તો પરાભક્તિને લઈનેજ મુખ્ય કરીને છે એવું પણ આપે કહ્યુંજ છે.

બીજા અધ્યાયનું બીજું આન્હિક સમાપ્ત.

૮૫ આ સઘળું ઈશ્વર સ્વરૂપજ છે તેથી ભજનીય અર્થાત્ ભગવાનથી એ જુદું નથી. ૮૬ કે માયા સ્વતંત્ર કોઈ વસ્ત્વંતર નથી કેમકે ભગવાનની શક્તિનુંજ નામ માયા છે અને તેપણ જડ અર્થાત્ પોતાની સહજ ચૈતન્યતા શૂન્ય અન્ય ચિદંશના સમાન છે. ૮૭ સદંશમાં ચિદંશ અને ચિદંશમાં આનંદાંશ વ્યાપ્ત છે તેથી પરસ્પર એમાં વ્યાપ્ય વ્યાપક ભાવ થયા. તો હવે સંસારની વ્યાપ્ય અને ઈશ્વરની વ્યાપક સંજ્ઞા થઈ; તો પાછી એની સત્યતા અને શુદ્ધાદ્વૈતતા દેખાડવાના હેતુથી કહેછે કે વ્યાપકના સત્ય હોવાથી તેનો વ્યાપ્ય પણ સત્યજ છે. ૮૮ એ કોઈ પ્રાણીની બુદ્ધિથી નથી બન્યો કેમકે એ (નાસ્તિક વાદ) ની સૂક્ષ્મતા પ્રાણીઓની બુદ્ધિથી બાહેર છે. એથી એ પ્રાણીઓની બુદ્ધિથી બન્યોછે એ વાત અસંભવ છે. ૮૯ આ સઘળો ભૂતસમૂહ બનાવીને વેદોને બનાવેછે પિતાની પેઠે. ૯૦ જો કહો કે વેદના

ઉપદેશ મિશ્ર છે. અર્થાત્ અગ્નિષ્ટોમાદિક યજ્ઞમાં હિંસાનું વિધાન છે, તેથી એ વેદ ઈશ્વરના બનાવેલા નથી એવું નથી. કેમકે તે ભાગ એમાં છેકજ થોડો અર્થાત્ ઉપેક્ષિત છે. ૯૧ (હવે કર્મવાદિયોના મતનું નિરાકરણ કરેછે) કે એ કર્મ સ્વતઃ ફલદાતા નથી. ફળ દેવાવાળો ઈશ્વરજ છે. એ-વ્યાસજી કહેછે, કેમકે દેખવામાં પણ એમજ આવેછે. ૯૨ લય ઉલટી ચાલથી થાયછે એવું પણ જોવામાં આવ્યું છે.

ત્રીજા અધ્યાયનું પેહેલું આન્હિક સમાપ્ત.

૯૩ તેની એકતા છે કેમકે ઉપાધિના યોગોના મટવાથી નાનાત્વનું એકત્વ થઈ જાયછે, આદિત્યની પેઠે. ૯૪ જુદું કહો તો તે નહીં એવું કેહેવાથી "પર" અર્થાત્ ભગવાનથી અસંબંધ થશે જેમ પ્રકાશોનો. ૯૫ એ આત્મા વિકારી નથી કેમકે એવો માનવાથી એનું કારણ અર્થાત્ ભગવાનને પણ વિકાર માનવો પડશે. ૯૬ તે પરમાનંદમય ભગવાનમાં અનન્ય ભક્તિ કરતાં કરતાં ભૃંગીકીટની પેઠે તદ્બુદ્ધિ થઈ જાયછે અને તે બુદ્ધિનો પણ લય થવાથી અર્થાત્ વિયોગજન્ય અસહ્ય દુઃખથી સઘળી સુખબુદ્ધ છુટી જવાથી અત્યંત અર્થાત્ સઘળી વાસનાઓનો મોક્ષ થવાથી પરમાનંદ અર્થાત્ આનંદ માત્ર કર, પાદ, મુખોદરાદિ ભગવાનશું નિત્ય લીલામાં સંયોગ થાયછે. ૯૭ કે સાધારણ જીવોની આયુજ પ્રારબ્ધની ભોગ કરાવવા વાળી છે. પરંતુ ભગવદ્ભકતોને તો તે સંચિત પ્રારબ્ધોની પોતાની મેળેજ હાની થઈ જાયછે; કેમકે તેનો આશ્રય કરીને આયુનો ભોગ નથી રેહેતો. ૯૮ બીજા જીવોના સંસારનું કારણ અભક્તિ છે, અજ્ઞાન નથી; કારણ કે અસિદ્ધિથી. ૯૯ એ જીવોને શ્રી મહાદેવજીની પેઠે ત્રણ નેત્ર છે. અર્થાત્ ત્રણ પ્રકારથી એ જાણે. કંઈક તો શબ્દ અર્થાત્ વેદાદિકોથી, કંઈક લિંગ અર્થાત્ અનુમાનથી, અને કંઈક અક્ષ અર્થાત પ્રત્યક્ષથી જાણે. ૧૦૦ લય અને ઉત્પત્તિ ક્રિયાફલના સંયોગથી વિકાર છે.

---

## પુરૂષોત્તમમાસ.

વર્ષ, અયન, ઋતુ, માસ, પક્ષ અને દિવસ એ ભેદે કરી કાળ છ પ્રકારનો છે. ચાંદ્ર, સૌર, સાવન, નાક્ષત્ર અને બાર્હસ્પત્ય એ ભેદે કરી પાંચ

પ્રકારનાં વર્ષ છે. સુદ પડવાથી અમાસસુધી જે દિવસ તે એક મહિનો; એ પ્રમાણે ચૈત્રથકી ફાગણસુધી બાર મહિને ત્રણસેચોપન દિવસનું એક વરસ અને અધિક મહિનો હોય તો તેર મહિનાનું ચાંદ્ર વર્ષ થાય છે. પ્રભવ, વિભવ, શુકલ ઈત્યાદિક જે સાઠ નામો તે ચાંદ્ર વર્ષનાંજ છે. મેષાદિક બાર સંક્રાંતિ તે ૩૬૫ દિવસે સૂર્ય ભોગવેછે તારે તેનું વર્ષ પુરૂં થાયછે. તેને સૌરવર્ષ કહેછે. ત્રણસેં સાઠ દિવસનું જે વર્ષ તેને સાવનવર્ષ કહેછે. આગળ કેહેવામાં આવશે તે બાર નાક્ષત્ર માસ થયા એટલે જે વર્ષ થાયછે તેને નાક્ષત્રવર્ષ કહેછે. અને તે ત્રણસે ચોવીશ દિવસનું થાયછે. મેષાદિક બાર રાશીમાંની મેષાદિક એક એક રાશી બૃહસ્પતીએ ભોગવેથી જે વર્ષ થાયછે તેને બાર્હસ્પત્ય એમ કહેછે. અને તે વર્ષ ત્રણસેએકશેઠ દિવસનું થાયછે. કર્માદિકના સંકલ્પમાં ઉચ્ચાર કરવો તે ચાંદ્ર વર્ષનોજ કરવો, બીજાનો કરવો નહીં. અયન બે પ્રકારનાં—એક દક્ષિણાયન અને બીજું ઉત્તરાયણ. સૂર્યનો કર્ક સંક્રાંતિથકી ધનુઃ સંક્રાંતિ સુધી દક્ષિણાયન, અને મકરસંક્રાંતિથકી મિથુનસંક્રાંતિસુધી ઉત્તરાયણ. ઋતુ બે પ્રકારના—સૌરઋતુ અને ચાંદ્ર ઋતુ. મીનસંક્રાંતિથકી અથવા મેષસંક્રાંતિથકી બે બે રાશિ સૂર્ય ભોગવેથી એકેક ઋતુ, એવા સંક્રાંતિ પરત્વે વસંતાદિક જે છ ઋતુ તે સૌર ઋતુ. ચૈત્રથકી આરંભ કરી બે બે મહિનાનો એક એક ઋતુ એવા માસ પરત્વે વસંતાદિક જે છ ઋતુ તે ચાંદ્ર ઋતુ. અધિક માસ હોય તો કિંચિત ન્યૂન એવા નેવું દિવસનો ચાંદ્ર ઋતુ થાય છે. શ્રૌતસ્માર્તાદિ કર્મસંકલ્પકાળે ચાંદ્ર ઋતુનોજ ઉચ્ચાર કરવો એ પ્રશસ્ત છે. માસ ચાર પ્રકારના. ચાંદ્રમાસ, સૌરમાસ, સાવનમાસ અને નાક્ષત્રમાસ. સુદ પડવાથકી અમાસ સુધી કિંવા વદ પડવાથી પુનમસુધી જે માસ તે ચાંદ્રમાસ. તેમધ્ય સુદ પડવાથી અમાસ સુધી જે મહિનો તેજ મુખ્ય. વદ પડવાથી પુનમ સુધી માસ વિંધ્યાદ્રિના ઉત્તર પ્રદેશમાં મારવાડ, મેવાડ, માળવા વગેરેમાં લેવો. શ્રૌતાદિ કર્મના સંકલ્પ કાળે ચૈત્રાદિક માસ શુકલાદિકજ લેવા. મીન સંક્રાંતિથકી સંક્રાંતિ પરત્વે જે સૌરમાસ તેમને ચૈત્રાદિક નામો છે એવું કોઈ કહેછે. સૂર્યસંક્રાંતિથકી આગળની સંક્રાંતિના આરંભ સુધી જે માસ તે સૌરમાસ. ત્રીસદિવસનો તે સાવનમાસ. અશ્વિની થકી રેવતી સુધી સત્તાવીસ નક્ષત્રો ચંદ્રે ભોગવ્યાથી જે મહિનો તે નાક્ષત્રમાસ. સુદ પડવાથી પુનમ સુધી જે દિવસ તે શુકલ પક્ષ. વદ પડવાથી અમાસ સુધી જે દિવસ તે કૃષ્ણપક્ષ. ૬૦ ઘડિનો દિવસ.

૩૬૫ દિવસમાં રવિચંદ્રના ૧૨ સંગમ થઈને બીજા ઉપર ૧૧ દિવસ રહેછે, તેને લીધે સુમારે દર ત્રણ વર્ષે એક અધિક માસ આવેછે. એ અધિક માસને પુરૂષોત્તમ માસ પણ કહેછે અને મલમાસ પણ કહેછે. અને અપરમાસ પણ કહેછે. એ માસનું મહાતમ સંસ્કૃત ભાષામાં આજથી આસરે ૨૦૦ વર્ષ ઉપર એક પ્રશ્નોરા બ્રાહ્મણે બનાવ્યું છે. એ માહાત્મ્ય હિંદુઓને ત્યાં બ્રાહ્મણો વાંચે છે અને તેઓ તે ભાવથી શ્રવણ કરેછે. માહાત્મ્યમાં જણાવ્યા પ્રમાણે લોકો દરિયે, નદિ હોય તો ત્યાં, તળાવે અથવા વાલકેશ્વર જેવી જગાએ નાહાવા જાયછે. પુરૂષ અને સ્ત્રીઓ ખુલ્લી જગામાં નાહેછે તેથી અમર્યાદ દેખાવ થાયછે. અને નાહાવાની જગા ઉપર બ્રાહ્મણ અને બ્રાહ્મણીઓ દક્ષણા લેવાસાર જઈ બેસેછે, તેઓ દક્ષણા આપનારને જઈ વળગેછે તે વખત સ્ત્રીપુરૂષો વચ્ચે કાંઈ મરજાદ જળવાતી નથી. એ અધિક માસમાં કેટલાક ગૃહસ્થો બ્રાહ્મણોને જમાડેછે, કોઈ કાચાં સીધાં આપેછે, કોઈ ધાતુનાં વાસણો તથા વસ્ત્રો આપેછે. કેટલાએક એ પુરૂષોત્તમ મહિનો તીરથમાં જઈ વાસ કરેછે. ત્યાં વાસ કરવાનું કારણ એ કે તેવા સ્થળમાં ધર્મ કરવાથી વધારે પુણ્ય થાય તેવા તીર્થકાંઠે પવિત્ર નદિયો હોય છે તેમાં સ્નાન કરવાથી સઘળાં પાપ ધોવાઈ જવાની આશાએ તીરથમાં જાયછે. તે પુરૂષોત્તમ મહિનાનું માહાત્મ્ય કચ્છ, હાલાર, કાઠિયાવાડ, ગુજરાત અને મુંબઈ લગી તો ભારે જોરથી અમલ કરેછે. કોકણમાં એનું માહાત્મ્ય ઘણે દરજ્જે કમતી છે. અને તૈલંગ, દ્રાવિડ, કરનાટક અને નેપાલના લોકો એ પુરૂષોત્તમ મહિનો જાણતા નથી અથવા માનતા નથી. કારણ કે ત્યાં સંક્રાંતિમાસ મનાયછે. એ પુરૂષોત્તમ મહિનો જ્યોતિષશાસ્ત્ર વાળાઓએ કેવી રીત માનેલોછે તથા એની ગણીતરી કેમ કરવામાં આવેછે તે આ જગાએ જણાવવું અવસ્યનું છે.

હિંદુઓના કાર્તિક, માગસર વગેરે બાર મહિના ત્રણસેં ચોપન દિવસમાં થાયછે. દરેક મહિનામાં ચંદ્ર બાર રાશી ભોગવેછે. અને સૂર્યની વાર્ષિક ગતિ ત્રણસેં પાંસઠ દિવસ, પંદર ઘડી, ને બાવીસ પળમાં થાયછે; એટલા કાળમાં સૂર્ય બાર રાશી ભોગવેછે. સૂર્યની ચાલના બાર મહિનાને સંક્રાંત માસ કહેછે. અને ઋતુઓની ફેરબદલી સંક્રાંતી માસ પ્રમાણેજ થાયછે. ઉપર જેમ જણાવવામાં આવ્યું છે તેમ ચાંદ્રમાસ અને સંક્રાંતી માસમાં વરસે દહાડે ૧૧ દિવસનો તફાવત આવેછે તેથી આસરે ત્રણ વરસે અધિક

માસ થાયછે. જે વરસમાં અધિક માસ આવેછે તે વર્ષમાં ચાંદ્રમાસ બારને બદલે તેર થાયછે તેથી વાર્षિક ઋતુનો નિયમ બરાબર જળવાયછે.

શાલિવાહનનો શક ચૈત્ર મહિને બદલાય છે અને ચાંદ્ર માસનાં નામ સૂર્યસંક્રાંતિ ઉપરથી આપ્યાં છે, તે નીચે પ્રમાણેઃ—

| | | | | |
|---|---|---|---|---|
| મેષસંક્રાંત | જેમાં | હોય | તે | ચૈત્ર |
| વૃષભ સંક્રાંત | " | " | " | વૈશાખ. |
| મિથુન સંક્રાંત | " | " | " | જ્યેષ્ઠ. |
| કર્ક સંક્રાંત | " | " | " | આષાઢ. |
| સિંહ સંક્રાંત | " | " | " | શ્રાવણ. |
| કન્યા સંક્રાંત | " | " | " | ભાદ્રપદ. |
| તૂલા સંક્રાંત | " | " | " | આશ્વિન. |
| વૃશ્ચિક સંક્રાંત | " | " | " | કાર્તિક. |
| ધન સંક્રાંત | " | " | " | માર્ગશીર્ષ. |
| મકર સંક્રાંત | " | " | " | પૌષ. |
| કુંભ સંક્રાંત | " | " | " | માઘ. |
| મીન સંક્રાંત | " | " | " | ફાલ્ગુન. |

એ ઉપરથી વાંચનારાના સમજવામાં આવશે કે જે મહિનામાં સંક્રાંત આવતી નથી તે અધિક માસ થાય છે, અને જેમાં બે સંક્રાંતિ આવેછે તે ક્ષયમાસ કહેવાય છે. એક મહિનામાં બે સંક્રાંતિ આવ્યાથી તે મહિનાને બે સંક્રાંતિ ઉપરથી બે નામ આવેછે ત્યારે તે બેમાંનું પેહેલું નામ પડતું મુકે છે અને બીજું નામ રાખેછે. અર્થાત્ એક માસ ક્ષય થયો એવું થયું. સૂર્યસિદ્ધાંત પ્રમાણે સૌરવર્ષ ૩૬૫ દિવસ ૧૫ ઘડી ૩૧ પળ અને ૫ વિપળનું થાય છે.

મેષ સંક્રાંતિની વેળાએ જે પ્રમાણે તિથિશુદ્ધિ આવે, તે પ્રમાણે કયો મહિનો અધિક કિંવા ક્ષય થશે તેનો સુમાર નીચે આપેલાં કોષ્ટક ઉપરથી સમજવો.

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તિ. | ઘ. | | તિ. | ઘ. | | | | | | | | |
| ૨૯ | ૩૫ | થી | ૧ | ૧૪ | સુધી | હોય | તો | અધિક | ચૈત્રનો | | સંભવ | |
| ૨૮ | ૭ | ,, | ૦ | ૨૫ | ,, | ,, | ,, | ,, | વૈશાખ | | ,, | ,, |
| ૨૬ | ૭ | ,, | ૨૮ | ૫૭ | ,, | ,, | ,, | ,, | જ્યેષ્ઠ | | ,, | ,, |
| ૨૩ | ૫૪ | ,, | ૨૬ | ૫૭ | ,, | ,, | ,, | ,, | આષાઢ | | ,, | ,, |
| ૨૧ | ૫૦ | ,, | ૨૪ | ૪૪ | ,, | ,, | ,, | ,, | શ્રાવણ | | ,, | ,, |
| ૨૦ | ૧૫ | ,, | ૨૨ | ૪૦ | ,, | ,, | ,, | ,, | ભાદ્રપદ | | ,, | ,, |
| ૧૯ | ૧૯ | ,, | ૨૧ | ૫ | ,, | ,, | ,, | ,, | આશ્વિન | | ,, | ,, |
| ૧૯ | ૦ | ,, | ૨૦ | ૯ | ,, | ,, | ,, | ,, | કાર્તિક | | ,, | ,, |
| ૧૯ | ૬ | ,, | ૧૯ | ૫૦ | સુધી અધિક માગસર અથવા ક્ષય કાર્તિક (હોવાનો સંભવ | | | | | | | |
| ૧૯ | ૨૩ | ,, | ૧૯ | ૫૬ | ,, | ,, | સુધી ક્ષય માગસર હોવાનો (સંભવ | | | | | |
| ૧૯ | ૩૩ | ,, | ૨૦ | ૧૩ | ,, | ,, | ,, | ,, | પોષ | | ,, | ,, |
| ૧૯ | ૧૯ | ,, | ૨૦ | ૨૩ | સુધી | અધિક | ફાલ્ગુન | હોવાનો | સંભવ | | | |

માઘ મહિનો કદીપણ અધિક કિંવા કદીપણ ક્ષય થતો નથી.

એવી રીતે અધિક માસ તથા ક્ષયમાસ કરવાથી ચાંદ્રમાસ તથા સૌર-માસથી વરસ દહાડે અગીયાર દિવસનો જે તફાવત આવેછે તે નીકળી જાય છે અને બરોબર ૩૬૫ દિવસ ૧૫ ઘડી અને ૩૧ પળની વરસની ગણતરી રાખવા સારૂ જ્યોતિષશાસ્ત્રીઓએ પ્રયત્ન કરી ઉપર પ્રમાણે નીમ બાંધ્યો છે તેનો બદલો મેળવવા સારૂ બ્રાહ્મણોએ પુરૂષોત્તમમાહાત્મ્ય લખી તૈયાર કર્યું, તેથી તેઓ બદલો મેળવતા રહ્યા છે.

મલબાર અને નેપાલ તરફના સરવે હિંદુઓ પોતાના વ્યવહારના કામ-માં સંક્રાંતિ માસ લે છે. તેઓ ચાંદ્રમાંસ જાણતા નથી. સંક્રાંતિ માસથી તે ૩૬૫ દિવસ ૧૫ ઘડી ને ૩૧ પળની ગણતરી રાખે છે. એટલે તેમને અધિક અને ક્ષય માસની દરકાર રેહેતી નથી. તેમજ પુરૂષોત્તમ મહિ-નાનું મહાતમ પણ જાણતા નથી.

# પુરાણ તથા જ્યોતિશ્શાસ્ત્રનો ભૂગોલ.

આપણાં પુરાણોમાં જે ભૂગોલવિશે વાત લખી છે તે તથા જ્યોતિશ્શાસ્ત્રમાં જે ભૂગોલની વાત લખી છે તેનો મુકાબલો કરતાં મોટો તફાવત આવેછે. તે સમજવા સારૂ તેનો સાર આ નીચે સામસામો મુકાબલો કરી બતાવ્યોછે. શ્રીમદ્ભાગવતના પંચમસ્કંધમાં ભૂગોલની વાત લખી છે તેની સાથે ભાસ્કરાચાર્યના સિદ્ધાંતશિરોમણિમાં જે ભૂગોલની વાત લખી છે તેનું વર્ણન નીચે કરૂંછું. તે મધ્યે જ્યાં પુરાણ એમ લખ્યું હોય ત્યાં શ્રીમદ્ભાગવતના પંચમસ્કંધની વાત સમજવી. અને જ્યાં જ્યોતિષ એમ લખ્યું હોય ત્યાં સિદ્ધાંતશિરોમણિની વાત સમજવી

પુરાણવાળાએ પૃથ્વી કમળપત્ર જેવી માની છે, અને જ્યોતિશ્શાસ્ત્ર વાળાએ પૃથ્વી ગોળ માની છે. પુરાણવાળાએ પૃથ્વીના મધ્ય ભાગે મેરૂ પરવત માનેલો છે અને જ્યોતિષવાળા એ મધ્ય ભાગને પૃથ્વીનો ક્ષિતિજ કહેછે, વિષુવવૃત્ત કહેછે મધ્યરેષા પણ કહેછે, તથા નિરક્ષાંશ દેશ પણ કહેછે. એ મધ્ય ભાગમાં મેરૂ જ્યોતિશ્શાસ્ત્ર વાળાઓએ માન્યો નથી, અને છે પણ નહીં. એ નિઃસંશય સમજવું. કારણ કે હજારો વહાણો મધ્યરેષા ઉપરથી દર વરસોવરસ ઉત્તર દક્ષિણભણી જાય આવેછે. અને વિષુવવૃત્તથી સાડીત્રેવીશ અક્ષાંશ ઉપર ઉત્તરાયન વૃત્ત માનેલું છે અને વિષુવવૃત્તથી સાડીત્રેવીશ અક્ષાંશ ઉપર દક્ષિણાયનવૃત માનેલું છે એજ હદ ઉપર સૂર્ય ઉત્તરાયનનો અને દક્ષિણાયનનો થાય છે. અને પૃથ્વીની મધ્યરેષા ઉપર દિનમાન એક સરખું બાર કલાકનું રહેછે. એ ઉત્તર તરફ જે વૃત માનેલું છે તેને કર્કવૃત કહેછે ને દક્ષિણ તરફ જે વૃત માનેલું છે તેને મકર વૃત કહેછે. પુરાણવાળે પૃથ્વી પચાશ કોટી યોજન માનેલી છે અને જ્યોતિષવાળાએ પૃથ્વીનો પરિધ ૪૯૬૭ યોજન અને વ્યાસ ૧૫૮૧ યોજન માનેલો છે. એનું ક્ષેત્રફળ કરતાં આસરે ૩,૫૦,૦૦૦૦૦ યોજનની સંખ્યા આવેછે. ભાસ્કરાચાર્યનાં મત પ્રમાણે પૃથ્વીનો પરીઘ ૪૯૬૭૦ માઈલ થશે અને વ્યાસ ૧૨૬૪૮ માઈલ થશે. અને પુરાણવાળે પૃથ્વી શેષજીના મસ્તક ઉપર રહેલી માનીછે. અને તેને આઠ દિશાએ દિગ્ગજ ધરી રહ્યા છે. જ્યોતિશ્શાસ્ત્ર વાળાએ પૃથ્વી આકર્ષણ શક્તિનેયોગે આકાશમાં અધર રહેલી માની છે. શેષજીનાં મસ્તક ઉપર પૃથ્વી છે એવું માન્યું

નથી. પુરાણવાળાએ પૃથ્વીની નીચે સાત પાતાળ માનેલાં છે. જ્યોતિશ્શાસ્ત્રવાળે પાતાળ માનેલાં નથી. પુરાણવાળાએ પૃથ્વીથી સૂર્ય એક લાખ યોજન ઊંચો માનેલો છે અને પૃથ્વીથી ચંદ્ર બે લાખ જોજન ઊંચો માનેલો છે. જ્યોતિશ્શાસ્ત્ર વાળાએ પૃથ્વીથી ચંદ્ર ૫૧૫૬૬ યોજન ઊંચો માનેલો છે અને સૂર્ય ૬૮૯૩૭૭ યોજન ઊંચો માનેલોછે. પુરાણવાળાએ જે ભૂગોલ ખગોલવિશે લખ્યું છે તે પ્રમાણે જ્યોતિષવાળા માને તો ગ્રહણ વગેરેનું ગણિત તેઓ કરી શકે નહીં. પુરાણવાળાએ ક્ષીર, દધિ, ઈક્ષુ અને દુગ્ધ આદિ સાત સમુદ્ર કહ્યા છે અને જ્યોતિષવાળે એક ક્ષારસમુદ્ર કહ્યો છે. પુરાણવાળાએ પૃથ્વિની ચાર દિશાએ અવષ્ટંભ ગિરિ માનેલા છે. અને એ અવષ્ટંભ ગિરિ ઉપર આંબા, જાંબુ, કદંબ અને વડ એ ચાર વૃક્ષ માનેલાં છે. અને તે દરેક વૃક્ષ અગિયારસો યોજન ઉંચું અને તેટલાજ વિસ્તારવાળું માનેલું છે. જાંબુનું ફલ હાથી જેવડુ મોટું તે પાકીને પેલા પરવત ઉપર પડીને ફૂટેછે તેમાંથી રસપ્રવાહ ચાલેછે તે માટીમાં મળેછે તેથી સુવર્ણ થાયછે. જ્યોતિષવાળાએ એવા અવષ્ટંભ ગિરિઓ માનેલા નથી; તેમાં એવાં વૃક્ષ પણ જ્યોતિષવાળાએ માનેલાં જણાતાં નથી. ભાસ્કરાચાર્યે સિદ્ધાંત શિરોમણિનું પુસ્તક શકે ૧૦૭૨ ના વરસમાં રચ્યું. તે વેળા પૃથ્વિની આસપાસ ફરી વળવાનાં સાધનો ન હતાં તથા અમણાના જેવાં સૂક્ષ્મ યંત્રો પણ ન હતાં; તથાપિ બુદ્ધિબળથી ગણિત કરી ઉપર પ્રમાણે પૃથ્વિ ગોળ સિદ્ધ કરી અને પૃથ્વિનો પરિધ તથા વ્યાસ પણ ગણી તેને આધારે સિદ્ધ કર્યો અને આકર્ષણશક્તિ પોતાની કલ્પનાથી સિદ્ધ કરી. યુરોપીયન લોકોએ પૃથ્વિ પ્રદક્ષિણાનાં સાધનો સહુથી સારાં સિદ્ધ કર્યાં તથા જ્યોતિઃશાસ્ત્ર ઉપર બહુ શ્રમ કરી અતિ સૂક્ષ્મ યંત્રો બનાવ્યાં અને પૃથ્વિની આસપાસ ફરી વળી બારીક યત્નોથી તપાસ કરીને પૃથ્વીનો પરિધ ૨૪૮૯૯ માઈલ સિદ્ધ કર્યો અને વ્યાસ ૭૯૨૫ માઈલ સિદ્ધ કર્યો.

---

## મૂર્ત્તિપૂજા વેદપ્રતિપાદિત છે કે નહિ?

મૂર્ત્તિપૂજા વેદપ્રતિપાદિત નથી એવી તકરાર દયાનંદસ્વામીએ ઘણાં વરસ થયાં ઉઠાવી છે; અને તે ખુલ્લું કહેછે કે જે વેદમંત્રોથી આવાહન

અને વિસર્જન કરવામાં આવેછે તે મંત્રોમાં આવાહન અને વિસર્જન કરવાનો અર્થ નથી. જે વેદમંત્રથી પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવેછે તે મંત્રમાં પ્રાણપ્રતિષ્ઠા કરવાનો અર્થ નથી. અને જે વેદમંત્રોથી પૂજન અને નૈવેદ્ય અરપણ કરવામાં આવેછે તે મંત્રોમાં પૂજન અને નૈવેદ અર્પણ કરવાનો અર્થ નથી. અને જે વેદમંત્રોથી પ્રોક્ષણ અને માર્જન કરવામાં આવેછે તે મંત્રોમાં પ્રોક્ષણ અને માર્જન કરવાનો અર્થ નથી. જે વેદમંત્રથી કંકણ બાંધવામાં આવેછે તે મંત્રમાં કંકણ બાંધવાનો અર્થ નથી. જે વેદમંત્રથી મૂર્તિ પાણીમાં રાખેછે તે મંત્રમાં મૂર્તિ પાણીમાં રાખવાનો અર્થ નથી. અને જે વેદમંત્રથી ઘંટાનાદ અને દેવ આગળ દીવો કરેછે તે મંત્રોમાં ઘંટાનાદ અને દીવો કરવાનો અર્થ નથી. અને જે વેદમંત્રોથી ઘૃતસ્નાન કરાવે છે તે મંત્રોમાં ઘૃતસ્નાન કરાવવાનો અર્થ નથી. અને જે વેદમંત્રથી પંચામૃતસ્નાન કરાવે છે તે મંત્રમાં પંચામૃતસ્નાન કરાવવાનો અર્થ નથી. જે વેદમંત્રોથી દાહતાપનિવારણ કરવામાં આવેછે તે મંત્રમાં દાહતાપનિવારણનો અર્થ નથી. જે વેદમંત્રથી દહીદુધ અર્પણ કરેછે તે મંત્રોમાં દહીદુધ અરપણ કરવાનો અર્થ નથી. જે વેદમંત્રથી મધથી સ્નાન કરાવે છે તે મંત્રમાં મધથી સ્નાન કરાવવાનો અર્થ નથી. જે વેદમંત્રથી ગંધ લગાડેછે તે મંત્રમાં ગંધ લગાડવાનો અર્થ નથી. જે વેદમંત્રથી ફળ અર્પણ કરેછે તે મંત્રમાં ફળ અર્પણ કરવાનો અર્થ નથી. જે વેદમંત્રથી આરતી કરેછે તે મંત્રમાં આરતી કરવાનો અર્થ નથી. જે વેદમંત્રથી પ્રદક્ષિણા કરેછે તે મંત્રમાં પ્રદક્ષિણા કરવાનો અર્થ નથી. જે વેદમંત્રથી પુષ્પાંજલી કરેછે તે મંત્રમાં પુષ્પાંજલી કરવાનો અર્થ નથી. જે વેદમંત્રથી ધૂપ આરતી કરેછે તે મંત્રમાં ધૂપ આરતી કરવાનો અર્થ નથી. આ બાબતમાં દયાનંદસ્વામી સામે તકરાર કરવાસારૂ કાશીમધ્યે કાશીરાજાનાં ઉપરીપણાંતળે એક મોટી સભા થઈ હતી. તે સભામાં સેંકડો પંડિતો બિરાજ્યા હતા. પંડિતોએ ભારે કોલાહલ કીધો પણ મૂર્તિપૂજા વેદપ્રતિપાદિત સિદ્ધ કરી શક્યા નહિ. તે પછી સ્વામીજી આસરે સંવત ૧૯૩૦ નાં વરસમાં અત્રે પધાર્યા ત્યારે મૂર્ત્તિપૂજા વેદમાં નથી, એ બાબત ઉપર ભારે વ્યાખ્યાન આપવા લાગ્યા. તે વેળા વૈષ્ણવ મતવાળા મુંગે મોહોડે સાંભળ્યા કરતા હતા, તેમજ શૈવમતવાળા પણ જોયાં કરતા હતા. એ બાબતમાં કોઈ સ્માર્તમતવાળાએ પણ કમર બાંધી નહિ.

અમારા વિચારપ્રમાણે તો વૈષ્ણવ, શૈવ અને સ્માર્તની ફરજ હતી જે દયાનંદસ્વામી સાથે મળીને સભા ભરવી હતી. તે સભાની સમક્ષ સિદ્ધ કરી આપવું હતું જે મૂર્ત્તિપૂજા વેદમાં છે. તે અમુક વેદની અમુક સંહિતામાં અમુક સ્થળમાં છે, તે મંત્રનો ભાષ્યકારે તેવોજ અર્થ કર્યો છે અને તે સંહિતાના બ્રાહ્મણ તથા સૂત્રમાં તે મંત્રોનો તેવોજ વિનિયોગ કરેલો છે. એમ કરવાને કોઈ ધર્માચાર્ય કે શાસ્ત્રી કે પંડિતે હિંમત બાંધી નહીં. એ વાત સહુથી અગત્યની છે એમ જાણીને જે વેદમંત્રોથી આવાહન, વિસર્જન, પૂજન અને નૈવેદ્ય અર્પણ કરેછે તે મંત્રો ધર્મસિંધુ વગેરે પુસ્તકોમાંથી નોંધી લઈ યજુર્વેદની વાજસનેયી સંહિતામાં તપાસી તે કયા અધ્યાયનો કેટલામો મંત્રછે તેની નોંધકરી, તેનો ભાષ્યકારે શો અર્થ કર્યોછે તે ધ્યાનમાં લઈ અને શતપથ બ્રાહ્મણ અને કાત્યાયન શ્રૌત સૂત્રમાં તેનો કેવી રીતે વિનિયોગ કર્યોછે તે બાબત વૈદિક વિદ્વાન પાસે ચોકસ કરાવી તેની યાદી નીચે આપીછે તે ઉપરથી અમારી ખાતરી થઈછે. એ મંત્રોમાં પ્રાણ-પ્રતિષ્ઠા, આવાહન, વિસર્જન, પૂજન અને નૈવેદ્ય અર્પણ કરવા વગેરેનો અર્થ નથી. અને એ મંત્રોનો બ્રાહ્મણ તથા સૂત્રમાં જુદીજુદી બાબતમાં વિનિયોગ કરેલોછે. તે સારૂ જે મંત્ર જે કારણસર લાગુ કરવામાં આવ્યા છે તે કારણ દેખાડી તે મંત્રનું પેહેલું પદ લખ્યું છે. અને તે કયા અધ્યાયનો કેટલામો મંત્ર છે અને તેનો વિનિયોગ કયા યજ્ઞમાં કરેલો છે તેનું કોષ્ટક ટાંકી બતાવ્યું છે.

| કયાં લાગુ કરવામાં આવેછે | મંત્રનું પ્રથમપદ | અધ્યાય | કેટલામો મંત્ર | વિનિયોગ |
|---|---|---|---|---|
| પ્રોક્ષણ | “आपोहिष्ठा” | ૧૧ | ૫૦ | ચયનયજ્ઞમાં |
| માર્જન | “पुनंतुमा” | ૧૯ | ૩૯ | સૌત્રામણિયજ્ઞમાં |
| કંકણ | “रक्षोहणं” | ૫ | ૨૩ | અગ્નિષ્ટોમયજ્ઞમાં |
| પાણીમાં મૂર્ત્તિ રાખવી— | “उदुत्तमम्” | ૧૨ | ૧૨ | ચયનયજ્ઞમાં |
| ઇંદ્રનું આવાહન | “स्योनापृथिवी” | ૩૫ | ૨૧ | અગ્નિહોત્રી મરણ પામે ત્યારપછી |
| અગ્નિનું આવાહન | “अग्निदूतं” | ૨૨ | ૧૭ | અશ્વમેધયજ્ઞમાં |

| | | | | |
|---|---|---|---|---|
| મહાદેવનું આવાહન | " नमःश्वभ्यः"– | ૧૬ | ૨૮ | ચયનયજ્ઞમાં |
| યમનું આવાહન— | "यमायत्वा"— | ૩૭ | ૧૧ | સંન્યાસ લેવાની અગાઉ પ્રવર્ગ્યયજ્ઞમાં |
| આવાહન— | "असुन्वंत"— | ૧૨ | ૬૨ | ચયનયજ્ઞમાં |
| સૂર્યનું આવાહન— | "आकृष्णेन"— | ૩૩ | ૪૩ | સર્વમેધયજ્ઞમાં |
| વરૂણનું આવાહન– | "इमंमेव्वरुण"– | ૨૧ | ૧ | સૌત્રામણિયજ્ઞમાં |
| જળનો મંત્ર — | "शन्नोदेवी"— | ૩૬ | ૧૨ | પ્રવર્ગ્યયજ્ઞમાં |
| વાયુનું આવાહન— | "अनोनियुद्भिः" | ૨૭ | ૨૮ | પંચચિતિકયજ્ઞમાં |
| ઈશાનનું આવાહન– | "तमीशानं"— | ૨૫ | ૧૮ | અશ્વમેધયજ્ઞમાં |
| કુબેરનું આવાહન– | "आप्यायस्व"– | ૧૨ | ૧૧૨ | ચયનયજ્ઞમાં |
| સોમનું આવાહન— | "वयश्सोम"— | ૩ | ૫૬ | ચાતુર્માસ્યમાં સોમ |
| દેવનું પ્રોક્ષણ— | "समतेअग्ने"— | ૧૭ | ૭૯ | ચયનયજ્ઞમાં |
| વિસર્જન વખતે પ્રોક્ષણ | "पुनस्त्वादित्या" | ૧૨ | ૪૪ | ચયનયજ્ઞમાં |
| વિસર્જન— | "उत्तिष्ठब्रह्मणस्पते"– | ૩૪ | ૫૬ | સર્વમેધયજ્ઞમાં |
| આવાહન— | "मनोजूति"– | ૨ | ૧૩ | દર્શપૌર્ણમાસઈષ્ટિમાં |
| દાહ તાપ નિવારણ તથા પ્રાણપ્રતિષ્ઠા– | "अग्न्युत्तारण"– | ૧૭ | ૪ | ચયનયજ્ઞમાં |
| વિષ્ણુનું ધ્યાન— | "देवीतिस्त्रः"— | ૨૮ | ૪૧ | સૌત્રામણિયજ્ઞમાં |
| વરૂણનું આવાહન— | "तत्त्वायामि"— | ૨૧ | ૨ | સૌત્રામણિયજ્ઞમાં |
| ઘંટાનાદ— | "सुपर्णोसि"— | ૧૨ | ૪ | ચયનયજ્ઞમાં |
| દેવ આગળ દીવો કરવો— | "अग्निर्ज्योति"— | ૩ | ૯ | સ્રૌતાગ્નિહોમમાં |
| દેવીનું ધ્યાન— | "नमोगणेभ्यो"– | ૧૬ | ૨૫ | ચયનયજ્ઞમાં |
| ગણપતિનું આવાહન- | "गणानांत्वा"– | ૨૩ | ૧૯ | અશ્વમેધયજ્ઞમાં |
| સૂર્યનું ધ્યાન— | "सूर्यरश्मि"– | ૧૭ | ૫૮ | ચયનયજ્ઞમાં |
| પંચામૃતસ્નાન— | "पंचनद्यः"– | ૩૪ | ૧૧ | પાંચનદીનીસ્તુતિપર |
| દૂધનો મંત્ર— | "पयःपृथिव्यां" | ૧૮ | ૩૬ | |
| દહીનો મંત્ર— | "दधिक्राव्णो"– | ૨૩ | ૩૨ | અશ્વમેધયજ્ઞમાં |
| ઘૃતસ્નાન— | "घृतंमिमिक्षे"– | ૧૭ | ૮૮ | ચયનયજ્ઞમાં |
| મધુસ્નાન— | "मधुवाता"— | ૧૩ | ૨૭ | ચયનયજ્ઞમાં |

| | | | | |
|---|---|---|---|---|
| સાકરનુંસ્નાન— | "अपाः रस"— | ૯ | ૩ | વાજપેયયજ્ઞમાં |
| ગંધ કરવું— | "अश्शुनाले"— | ૨૦ | ૨૭ | સૌત્રામણિયજ્ઞમાં |
| ફલનો મંત્ર— | "याःफलिनि"— | ૨૨ | ૮૯ | ચયનયજ્ઞમાં |
| દક્ષિણા મૂકવાનો— | "हिरण्यगर्भः"— | ૧૩ | ૪ | ચયનયજ્ઞમાં |
| આરતી— | "इदः"— | ૧૯ | ૪૮ | સૌત્રામણિયજ્ઞમાં |
| પ્રદક્ષિણા— | "समास्यासनू" | ૩૧ | ૧૫ | નરમેધયજ્ઞમાં |
| મંત્રપુષ્પાંજલિ— | "विश्वतश्चक्षु" | ૧૭ | ૧૯ | ચયનયજ્ઞમાં |
| આશિર્વાદ— | "पृथिव्याअ०" | ૧૭ | ૬૭ | ચયનયજ્ઞમાં |
| " | "स्वर्यन्तो"— | " | ૬૮ | " |
| " | "अग्नेप्रेहि" – | " | ૭૦ | " |
| " | "बोधामे" – | ૧૨ | ૪૨ | " |
| ધુપનો મંત્ર — | "धूरसि"— | ૧ | ૮ | દર્શપૌર્ણિમાસઅર્થે |

## યજુર્વેદની માધ્યંદિની શાખાની વાજસનેયી સંહિતાના ૪૦ અધ્યાયનો વિનિયોગ નીચેપ્રમાણે.

| અધ્યાય. | વિનિયોગ. |
|---|---|
| ૧, ૨ | દર્શ પૌર્ણિમાસ–ઈષ્ટિપ્રકરણ. |
| ૩ | ચાતુર્માસ્ય. |
| ૪, ૫, ૬, ૭, ૮ | સોમયાગ. |
| ૯ | વાજપેયયજ્ઞ. |
| ૧૦ | રાજસૂયયજ્ઞ. |
| ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮ | ચયનયજ્ઞ. |
| ૧૯, ૨૦, ૨૧ | સૌત્રામણિયજ્ઞ. |
| ૨૨, ૨૩, ૨૪, ૨૫ | અશ્વમેધયજ્ઞ. |
| ૨૬ | એનો વિનિયોગ શ્રૌતકર્મમાં મળી આવતો નથી. |
| ૨૭ | એમાં અગ્નિ અને વાયુનું ઉપસ્થાન છે. |
| ૨૮ | સૌત્રામણિયજ્ઞમાં પ્રયાજ. |
| ૨૯ | પુનઃ અશ્વમેધયજ્ઞમાંની પૂરવણી. |

આ યાદી ઉપરથી સહુ સજ્જનોના ધ્યાનમાં આવશે કે જ્યારે આખી સંહિતાનો વિનિયોગ કર્મકાંડ અને જ્ઞાન કાંડમાં કરવામાં આવ્યો છે, ત્યારે એમાં મૂર્ત્તિપૂજાનો સંબંધ કોઈરીતે પણ હોય એમ જણાતું નથી.

---

## ધર્મશાસ્ત્રનો સારાંશ.

ધર્મશાસ્ત્રનાં પુસ્તકો ઘણાં છે. તેના મુખ્ય બે વર્ગ છે. ગૃહ્યસૂત્ર અને ધર્મસૂત્ર. તે સ્મૃતિમાંજ ગણાય છે. ધર્મશાસ્ત્રની પ્રથમ રચના સૂત્રના આકારમાં થઈ. અને પછી શ્લોકના આકારમાં થઈ. આર્ય લોકોનો ધર્મ, વ્યવહાર, નીતિ, ક્રિયમાણ અને પ્રાયશ્ચિત્તનો નિર્ણય હમેશા ધર્મશાસ્ત્ર પ્રમાણે થાયછે. સ્મૃતિગ્રંથોમાં મનુ અને યાજ્ઞવલ્ક્યસ્મૃતિ મોટી છે. વૃદ્ધ મનુસ્મૃતિના શ્લોક ૪૦૦૦ છે, અને ભૃગુસંહિતાના શ્લોક ૨૬૮૫ છે. ભૃગુસંહિતા તે મનુમાંથીજ થયલી છે, એવું તે સ્મૃતિ ઉપરથીજ માલમ પડેછે. યાજ્ઞવલ્કયસ્મૃતિના શ્લોક ૮૬૨ છે. એ સ્મૃતિ ઉપર વિજ્ઞાનેશ્વર પંડિતે ટીકા કરીછે તેને મિતાક્ષરા કહેછે. એ ટીકા મૂળ ગ્રંથનો ગૂઢાર્થ સમજવાને વાસ્તે ઉપયોગી છે, એટલુંજ નહિ પણ ધર્મશાસ્ત્રના ઘણા ખરા વિષયોનું યથાર્થ જ્ઞાન થાવા સારૂ અનેક સ્મૃતિયોના પુષ્કળ વચનોનો સંગ્રહ કરીને ઉત્કૃષ્ટ રચના કરીછે. તેથી ધર્મશાસ્ત્રના ગ્રંથોમાં એ મહાનિબંધ ગણાયછે.

ધર્મશાસ્ત્રના પ્રાચીન અને અર્વાચીન ગ્રંથોની સંખ્યા આસરે ૭૫ થી વધારે ગણવામાં આવી છે. આખા હિંદુસ્તાનમાં સઘળા વેદધર્મી લોકો ઉપર ધર્મશાસ્ત્રનો અમલ ચાલેછે એટલુંજ નહિ, પણ જૈન ધર્મીલોકોનો વારસા હિસ્સા બાબત ન્યાય બ્રિટિશ કોરટોમાં ધર્મશાસ્ત્ર પ્રમાણેજ થાય છે. અને વિવાહકર્મ પણ ધર્મશાસ્ત્ર પ્રમાણે થાયછે. મેમણ તથા ખોજાઓ ઘણા વરસ ઉપર વટલીને મુસલમાન થયા છે તોપણ તેમની રીતભાત

હિંદુઓ પ્રમાણેજ રહેલી છે, તેથી તેમનો વારસા હિસ્સા સંબંધી ન્યાય પણ બ્રિટિશ કોરટોમાં આપણાં ધર્મશાસ્ત્ર પ્રમાણે થાય છે. શ્રુતિ સ્મૃતિ પ્રતિપાદિત આર્યલોકોનો ધર્મ તે હજારો વરસ થયાં ચાલતો આવેછે. અને તે પછી ઘણા ધર્માચાર્યો થયા, તેમણે જુદાં જુદાં મત સ્થાપ્યાં અને પોતપોતાના વાડા બનાવ્યા અને તે સારૂ અનેક પ્રકારના ગ્રંથો પણ રચ્યા તોપણ તેઓ શ્રુતિસ્મૃતિનો અમલ તોડી શક્યા નહીં. આખા ભરતખંડમાં આર્યલોકો ઉપર ધર્મશાસ્ત્રની સત્તા જેમની તેમ રહેલી છે.

મુખ્ય સ્મૃતિઓ અઢાર છે અને તેઓમાં સહુથી પ્રાચીન તે મનુની છે. "જે કાંઈ મનુએ કહ્યું છે તે ઔષધરૂપ છે" એમ શાસ્ત્રકારોએ કહ્યું છે અને મનુથી વિરૂદ્ધ એવી સ્મૃતિ તે માનવી નહિ એમ બૃહસ્પતિએ પણ કહ્યું છે. કેટલી એક સ્મૃતિઓ સૂત્રરૂપ (ગદ્યજેવી) કેટલીએક શ્લોકાત્મક અને કેટલીએક ઉભયમિશ્રિત છે. આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત એ ત્રણ સ્મૃતિગ્રંથોના મુખ્ય વિષય છે. ધર્મ, સંસાર, આચાર વિચાર તથા લેહેણદેણ વગેરે બાબતમાં કેવી વર્ત્તણુક રાખવી, તે જાણવાનું ખરૂં સાધન તે સ્મૃતિ ગ્રંથોછે. અર્થાત્ જેમને પોતાનો સ્વધર્મ શો છે તે જાણવું હોય તેવા આર્યજનોએ આવા ગ્રંથોનું અવશ્ય અવલોકન અથવા શ્રવણ કરવું જોઈએ. કેટલીએક બાબતમાં આપણા લોકો ધર્મશાસ્ત્રથી ઉલટા ચાલતા જોવામાં આવેછે એ ઘણું શોકકારક છે. રૂઢીએ ધર્મશાસ્ત્રને દાબી નાખ્યું છે તેથી કેટલેક પ્રકારે આપણી સ્થિતિ માઠી થઈ છે. સર્વથી પ્રાચીન સ્મૃતિકાર જે મનુ તેણે દ્વિજ વર્ણના એટલે બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈશ્ય જાતિના પુરૂષના જીવતરના ચાર ભાગ કરેલા છે. તે પ્રત્યેકને આશ્રમ એમ કહેછે. તેમાં પેહેલો બ્રહ્મચર્ય બીજો ગૃહસ્થાશ્રમ, ત્રીજો વાનપ્રસ્થાશ્રમ અને ચોથો સંન્યસ્તાશ્રમ. પ્રથમ તો છોકરાનું નામ પાડવામાં આવેછે તે બાબત મનુ કહેછે કે બ્રાહ્મણનું શુભ સૂચક, ક્ષત્રિયનું બલસૂચક, વૈશ્યનું ધર્મસૂચક અને શૂદ્રનું નિંદાવાચક એવું નામ જોઈએ. એમ છતાં જેઓ પોતાને દ્વિજવર્ણમાં ગણેછે તેઓમાંના કેટલાનું દાસ એવું ઉપનામ છે. ઉચ્છિષ્ટ એટલે છાંડેલું અન્ન કોઈનેપણ આપવું નહિ એવી ઉત્તમ આજ્ઞા મનુ ભગવાને કરેલી છતાં હવડેના આચાર્યો પોતાનું ઉચ્છિષ્ટ પોતાના શિષ્યાદિકને આપેછે તેઓ ધર્મશાસ્ત્રથી વિરૂદ્ધ ચાલેછે. ગુરૂએ શિષ્યને જનોઈ દઈને પ્રથમ તો પવિત્રતા, આચાર, અગ્નિસેવા તથા ત્રિકાળ સં-

ધ્યા કરવાની રીતિ શીખવવી. વળી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યમાંથી જે કોઈ ગાયત્રીનો જપ તજેછે તથા પોતાની ક્રિયા કરતો નથી એટલે સાંજ સવાર હોમાદિવિધિ કરતો નથી તેની સારા માણસોમાં નિંદા થાય છે, ઈત્યાદિ ધર્મશાસ્ત્રમાં લખેલું છે તે સહુદ્વિજ વરણે ગ્રહણ કરવા યોગ્ય છે. મનુએ વેદ ભણવાનું બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને આગ્રહપૂર્વક કહ્યું છે તો તે પ્રમાણે તેમણે ચાલવું જોઈયે. વલી બ્રહ્મચારીએ મનહરણ કરનારા વિષયોમાં જનારી ઇંદ્રિઓને રોકવી અને જેમ રથે જોડેલા ઘોડાઓને સારથી કબજામાં રાખેછે તેમ રાખવી. આચાર્ય કોને કેહેવો તે વિષે આ ગ્રંથમાં લખેછે કે, "જનોઈ આપીને જે બ્રાહ્મણ પોતાના શિષ્યને કલ્પ એટલે યજ્ઞવિદ્યા સહિત અને રહસ્ય એટલે ઉપનિષદ સહિત વેદ ભણાવે તેને "આચાર્ય" કેહેવો. જે કોઈ બે કાનને વર્ણ તથા સ્વરના દોષ રહિત અને સત્યરૂપ વેદના ઘોષથી ભરી નાખેછે તેને માતપિતા બરાબર માન આપવું. કદી માઠું લગાડવું નહિ. આ ઉપરથી જાણવું જોઈયે કે "શ્રી કૃષ્ણઃ શરણં મમ" એટલા મંત્રથી કાન ફુંક્યો એટલે માનને પાત્ર થયા એવું જેઓ સમજેછે તેઓ માત્ર ગાડરિયા પ્રવાહનું અનુકરણ કરનારા છે. ઉપાધ્યાયથી એટલે પેટને માટે જે ભણાવેછે તેના કરતાં આચાર્યને દશગણો અધિક ગણેલોછે અને આચાર્યથી સોગણા પિતા અધિક છે અને તેથી હજારગણી માતા અધિક છે. માત પિતા તથા વડીલને માન આપવું એમ કહ્યું છે પણ વડીલ તે કોને જાણવા એવિષે મનુ કહેછે કે માથે પળિયાં આવ્યાં એટલે વૃદ્ધ થયા એમ ન જાણવું; તરૂણ હોય પણ વેદનું સારૂં અધ્યયન કર્યું હોય એટલે વેદ વાંચીને અર્થ સમજતો હોય તેને દેવ વૃદ્ધ કહેછે. જેવો લાકડાનો હાથી, ચામડાનો મૃગ, તેવો વગર ભણેલો બ્રાહ્મણ છે. એ ત્રણે કેવળ તે તે નામ માત્ર ધારણ કરનારા છે. વળી કહેછે કે વેદ ન ભણતાં બીજાં કર્મમાં જે દ્વિજ પરિશ્રમ કરેછે તે જીવતો છતાં કુટુંબસહિત શૂદ્રત્વ પામેછે. તો એ ઉપરથી જેઓને શૂદ્રત્વ ન પામવું હોય એવા બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યે વેદાધ્યયન કરવું જોઈએ એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે. મહર્ષિ યાજ્ઞવલ્કયના મત પ્રમાણે એ બ્રહ્મચર્ય ૨૪ વર્ષસુધી અથવા જેટલામાં વેદભણી લેવાય તેટલા વર્ષસુધી પાળવું એમ સ્પષ્ટ જોવામાં આવેછે. એ પ્રમાણે મંત્ર બ્રાહ્મણાત્મક વેદ ભણવાનો તથા બ્રહ્મચર્યનો પાર આણીને ગુરૂ જે માગે તે દક્ષિણા યથાશક્તિ આપી સ્નાન કરવું.

પછી અસ્ખલિત બ્રહ્મચર્ય વ્રતવાળા પુરૂષે સુલક્ષણવાલી સ્ત્રીની સાથે વિવાહ કરવો. તે કન્યા કેવી જોઇયે કે અનન્યપૂર્વિકા, કાંતા, અસપિંડા, પોતાના કરતાં ઉમરમાં નાહાની, અરોગિણી, ભાઈવાળી તથા સમાન ગોત્રવાળા અને સમાન પ્રવરવાળા કુળમાં અવતરી ન હોય એવી જોઈયે. એ વિવાહ આઠ પ્રકારના વર્ણવેલા છે તેમનાં નામ. ૧ બ્રાહ્મ ૨ દૈવ ૩ આર્ષ ૪ પ્રાજાપત્ય, ૫ આસુર ૬ ગાંધર્વ, ૭ રાક્ષસ અને ૮ પૈશાચ. એમાંના ચાર ઉત્તમ છે અને ચાર મધ્યમ છે એવું કહેલું છે. હાલમાં દ્વિજમાં વિવાહનો સંકલ્પ થાયછે તે બ્રાહ્મવિવાહનો છે. નિર્દોષ વિવાહ કર્મથી નિર્દોષ પ્રજા ઉત્પન્ન થાયછે અને નિંદિત વિવાહથી નિંદિત પ્રજા ઉત્પન્ન થાય છે, માટે કોઈએ નિંદિત વિવાહ કરવો નહિ. સ્ત્રીને ઋતુકાળ પ્રાપ્ત થાય ત્યારે તેના ધણીએ સ્ત્રીગમન કરવું અને સદા પોતાનીજ સ્ત્રી વિષે આસક્ત રેહેવું એવી પણ શીખામણ આપવામાં આવી છે. વળી શાસ્ત્ર જાણનાર કન્યાના પિતાએ કન્યાદાનનિમિત્ત વર પાસેથી ખાવાને સારૂ કાંઇપણ પૈસો અથવા બક્ષીસ લેવી નહિ. કારણ કે જે માણસ લોભનો માર્યો એ અર્થે ધન લેછે,તે પોતાની કન્યાનો વેચનાર થાયછે. ધણી,બાપ આદિ જે પુરૂષો મૂર્ખાઈથી પોતાની વહુ અથવા દીકરીનું સ્ત્રીધન, પોતે વાપરેછે તે પાપી પુરૂષો નરકમાં જાયછે. સ્ત્રીઓને ગુલામડી માફક ન ગણવી તે બાબત મનુ ભગવાનનાં વચન કેવાં અમુલ્ય છે તે જુઓ. “જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાયછે તે કુળ ઉપર દેવ સંતુષ્ટ રેહેછે અને જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થતું નથી તે કુળની તમામ યજ્ઞાદિ ધર્મક્રિયા નિષ્ફળ જાયછે. જેના ઘરની સ્ત્રીઓને ઘટતું સન્માન નથી થતું તે કુળનો નાશ થઈ જાયછે માટે સદ્બુદ્ધિની ઈચ્છા રાખનાર પુરૂષે કુળની સ્ત્રીઓને સપરમે તથા ઉત્સવને દિવસે વસ્ત્ર, આભૂષણ અને અન્ન મનમાનતું આપી સદા સન્માન કરવું. ચાર આશ્રમમાં સહુથી ગૃહસ્થાશ્રમવાળાને શ્રેષ્ટ ગણેલો છે. કારણ કે ત્રણે આશ્રમને જ્ઞાનથી અને અન્નથી તે પાળેછે. અતિથિ આવે તેનો ગૃહસ્થે કેવે પ્રકારે સત્કાર કરવો એ વિષયમાં મનુનાં વચન જેઓ ગૃહસ્થમાં પોતાનું નામ ખપાવતા હોય તેમણે લક્ષમાં રાખવું યોગ્ય છે. પોતાની ખુશીથી કોઈ અતિથિ ઘેર આવે તો તેને આસન તથા જલ આપવું અને વિધિપૂર્વક સત્કાર કરી યથાશક્તિ અન્ન આપવું. ગૃહસ્થે ભાણાભેદ કરવો નહિ એટલે અતિથિને સારી વસ્તુ ખવરાવ્યાવિના પોતે ખાવી નહિ. કારણ

કે અતિથિનું સન્માન કરવું તે ધન, યશ, આયુષ્ય અને સ્વર્ગ પ્રાપ્ત કરી આપનાર છે. વળી ગૃહસ્થે પોતાનો તથા પોતાના કુટુંબનો નિભાવ કરવા સારૂ સીધા ઉપાય શોધવા અને શરીરને પીડા ન થાય તેવી રીતે પૈસો એકઠો કરવો. પાખંડી, નિષિદ્ધ કર્મ કરનાર, બિડાલાભગત, ખંદો, વેદ વિરૂદ્ધ તર્ક કરનાર, બગલાભગત એટલા અતિથિ કાળમાં ઘેર આવે તો તેમનો ભાષણથી પણ સત્કાર કરવો નહીં. શાસ્ત્ર પ્રમાણે ચાલતાં છતાં ધન ન મળ્યું અને દરિદ્રતાની પીડા આવી પડી તોપણ તેણે કદી નઠારી બુદ્ધિ ચલાવવી નહિ. કારણકે અધર્મથી ચાલનારા અને પાપી માણસોનો તરત નાશ થઈ જતાં તે જોશે. પરલોકમાં મા, બાપ, દીકરો, બાયડી, સગાંવાહાલાં કશા કામમાં આવતાં નથી. કેવળ ધર્મ સાથે આવેછે. માટે માણસે પરલોકમાં સહાય સારૂ ધીમે ધીમે પુણ્યનો સંગ્રહ નિત્ય કરતા રેહેવું કારણ કે પુણ્ય સાથે હશે તો તે દુસ્તર અંધકારને પણ તરી પાર જશે.

હવે યાજ્ઞવલ્કયસ્મૃતિના વ્યવહારાધ્યાયનો સારાંશ નીચે આપીએ છૈયે:—રાજાએ પ્રીતિ તથા દ્વેષરહિત થઈને ધર્મશાસ્ત્રને અનુસરી ન્યાય કરવો અને વેદશાસ્ત્રસંપન્ન, ધર્મજ્ઞ, અચંચળ, બુદ્ધિવાન, ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રમાં નિપુણ એવા ન્યાયાધીશ નીમવા. તેની સાથે સારા વેપારીઓને કુલીન શીલવંત, તરૂણ, સદાચાર સંપન્ન, ધનાઢ્ય અને મત્સરહીન એવા નીમવા. અને એવા સભાસદોને નીમી તેમના વિચારને અનુસરી રાજાએ ન્યાય કરવો. રાજા અથવા ન્યાયાધીશપાસે જે ફરીયાદ આવે તેનો પક્ષ કરવો નહીં, અથવા કોઈને ફરીયાદી કરવા ઊભો કરવો નહીં, અથવા આવેલી ફરીયાદ દાબી નાખવી નહીં. જે દંડને પાત્ર નથી તેને દંડ કરે અને જે દંડને પાત્ર તેને દંડ ન કરે તે રાજા આ લોકમાં મોટી અપકીર્ત્તિ પામીને નરકમાં જાયછે. ન્યાયનાં કામ રાજાએ ધર્મશાસ્ત્રને અનુસરીને જોવાં પણ અર્થને અનુસરીને જોવાં નહીં. અને સ્નેહથી, લોભથી કે ભયથી શાસ્ત્ર વિરૂદ્ધ કામ કરવાવાળા સભાસદોને રાજાએ દંડ કરવો.

આપણામાં હાલ એવી રૂઢી ચાલેછે કે પિતાની મિલકતમાંથી પુત્રીઓને કાંઈ વારસો આપવાની ચાલ નથી. તેમજ માનું સ્ત્રીધન પણ પુત્રીઓને વાંટી આપતા નથી; અને દોહિત્રને પણ માતામહનો વારસો મળતો નથી. એ બાબતમાં ધર્મશાસ્ત્રની આજ્ઞા નીચે પ્રમાણે છે:—જે પિતાની મિલકતમાંથી જે દરેક પુત્રને વારસો મળેછે, તેનો ચતુર્થાંશ પુત્રીને આપવો

જોઈએ. અને પુત્રને અભાવે પિતાની મિલકતની વારસ પુત્રી અને પુત્રીને અભાવે દોહિત્ર વારસ અને પુત્ર તથા પુત્રી અને દોહિત્રને અભાવે ભાઈ, ભત્રીજા વગેરે તરફ વારસો જાય અને માનું સ્ત્રીધન ઔરસ પુત્રો છતાં પુત્રીઓને આપવા ફરમાન છે. અને પુત્રીઓને અભાવે માના સ્ત્રીધનનો વારસો પુત્રોને મળે. અંગરેજી કોરટોમાં તો એજ પ્રમાણે ચુકાદો થાયછે. પણ દેશી રજવાડામાં તેમ થતું નથી. પેટની છોકરીઓ ભૂખે મરતી હોય ને સાપિંડ વારસો લઈ જાય, એ મોટી દિલગિરીની વાત છે.

હવે પ્રાયશ્ચિત્ત વિષયમાં મનુ કહેછે કે, શાસ્ત્રમાં કહેલું કર્મ જે કરતો નથી અથવા જે કર્મ નિંદેલું તે કરેછે અથવા ઇંદ્રિયની તૃપ્તિ કરવામાં અતિશય આસક્ત રહેછે તે પ્રાયશ્ચિત્તને પાત્ર થાયછે. પોતાની ઈચ્છા ન છતાં અજાણમાં પાપ થાય તો તે ઠેકાણે પ્રાયશ્ચિત્ત છે એમ કેટલાએક પંડિતોએ કહ્યુંછે; પરંતુ બીજા પંડિતો તો શ્રુતિની આજ્ઞા ઉપરથી પોતાની ઈચ્છાથી કરેલાં પાપમાં પ્રાયશ્ચિત્ત કરવું ઘટિત છે એમ માનેછે. સુરાપાન અને સુવર્ણ ચોરવું એ બેને પાંચ જે મહાપાતક કહેવાય છે તેમાં ગણેલાં છે. સ્ત્રી વ્યભિચારથી ઘણી દુષ્ટ થઈ તો તેના ભરથારે તેને એક ઓરડીમાં ઘાલી મુકવી અને પુરૂષને પરસ્ત્રીગમનસારૂ જે પ્રાયશ્ચિત્ત કહેલું છે તે પ્રાયશ્ચિત્ત તેની પાસે કરાવવું. જે પાપી પુરૂષોએ પ્રાયશ્ચિત્ત કર્યું ન હોય તેમની સાથે કોઈ પ્રકારનો વ્યવહાર કરવો નહીં; પરંતુ જેમણે તે કર્યું હોય તેની કદી નિંદા કરવી નહીં.

"જે જે ધર્મશાસ્ત્રને વેદનો આધાર નથી તે સર્વ મનુષ્યનાં બનાવેલાં હશે તેથી તેમનો ઝટ નાશ થાય છે. અને તે અર્વાચીનકાલમાં રચેલાં છે તેથી તે નિષ્ફળ અને જુઠાં છે." સર્વ કોઈ વેદશાસ્ત્રનો આધાર માનેછે માટે વેદશાસ્ત્રને શ્રેષ્ઠ માનેલું છે. કારણ માણસરૂપી જીવના સુખનું સાધન તે છે. તો તેમાં કહેલી આજ્ઞાપ્રમાણે ચાલવું એજ આપણા આર્યજનોને કલ્યાણદાયક છે એ અમારો પણ સિદ્ધાંત છે.

## અલંકાર.

શરીરને શોભા આપનાર સુવર્ણ વગેરેનાં આભૂષણને જેમ અલંકાર કહેછે, તેમજ કાવ્યને શોભા આપનાર ઉપમા, અનુપ્રાસાદિકને પણ કાવ્યના

પુરૂષોએ અલંકાર એ નામ આપ્યું છે. એ અલંકાર બે પ્રકારના છે. અર્થાલંકાર અને શબ્દાલંકાર.

અર્થદ્વારાએ કાવ્યને શોભા આપનારા જે ધર્મ તેમને અર્થાલંકાર કહેછે. તેમાંના મુખ્યમુખ્યનાં લક્ષણ તથા ઉદાહરણ :—

## ૧ ઉપમાલંકાર.

લક્ષણ.

જ્યાં ઉપમાન અને ઉપમેયનું ચમત્કારિક સાદશ્ય વર્ણવ્યું હોય ત્યાં ઉપમાલંકાર.

ઉદાહરણ.

" આકાશની પેઠે ઈશ્વર સર્વવ્યાપક છે."

એ ઉદાહરણમાં આકાશ એ ઉપમાન, ઈશ્વર એ ઉપમેય, પેઠે એ વાચક અને સર્વવ્યાપકત્વ એ આકાશ અને ઈશ્વર એ બન્નેમાં રહેલો ધર્મ એ રીતે ઉપમાન, ઉપમેય, વાચક અને ધર્મ એ ચારે વાનાં છે તેથી એ પૂર્ણોપમા જાણવી. પરંતુ જે ઉદાહરણમાં એમાંનાં એક, બે કે ત્રણ ન હોય ત્યાં લુપ્તોપમા જાણવી.

સમજણ :—જેની ઉપમા આપવામાં આવે તે ઉપમાન, જેમકે ઉપલાં ઉદાહરણમાં આકાશ ; જેને ઉપમા આપવામાં આવે તે ઉપમેય, જેમકે એજ ઉદાહરણમાં ઈશ્વર. સમાનાર્થબોધક શબ્દને વાચક કહેછે અને બે પદાર્થમાં રહેલો જે સરખો ગુણ તે ધર્મ.

## ૨ અનન્વયાલંકાર.

લક્ષણ.

જ્યાં જેની તેનેજ ઉપમા આપી હોય ત્યાં અનન્વયાલંકાર.

ઉદાહરણ.

" વિક્રમ સરખો પરદુઃખભંજન તે વિક્રમજ."

એમાં વિક્રમની ઉપમા વિક્રમનેજ આપવામાં આવી તેથી એ અનન્વયાલંકાર.

## ૩ પ્રતીપ.

લક્ષણ.

જ્યાં પ્રસિદ્ધ ઉપમાનને પ્રસિદ્ધ ઉપમેયની ઉપમા આપવામાં આવે ત્યાં પ્રતીપ.

ઉદાહરણ.

"તારા મુખસરખું કમળ છે."

એ ઉદાહરણમાં કમળ એ પ્રસિદ્ધ ઉપમાન છતાં તેને મુખ જે પ્રસિદ્ધ ઉપમેય તેની ઉપમા આપવામાં આવી તેથી પ્રતીપ.

## ૪ રૂપક.

લક્ષણ.

જ્યાં ઉપમાન અને ઉપમેયનો અભેદ વર્ણવ્યો હોય ત્યાં રૂપક.

ઉદાહરણ.

"કુશળ મંત્રી રાજ્યનો સ્થંભ છે."

એ ઉદાહરણમાં સ્તંભ એ ઉપમાન અને મંત્રી એ ઉપમેય તેમનો અભેદ વર્ણવ્યો તેથી રૂપક.

## ૫ સ્મૃતિ, ભ્રાંતિ અને સંદેહ.

લક્ષણ.

જ્યાં કોઈ વસ્તુનાં દર્શનાદિકે કરીને તેના સરખા એવી અન્ય વસ્તુની સ્મૃતિ, ભ્રાંતિ કે સંદેહ વર્ણવ્યો હોય ત્યાં સ્મૃતિ, ભ્રાંતિ અને સંદેહ એ અલંકાર અનુક્રમે જાણવા.

ઉદાહરણો.

૧. "હે લક્ષ્મણ! આ ભ્રમરાવલી જોતાં મને સીતાના કેશ સાંભરી આવેછે."

૨. "તારા મુખને કમળ માની ભ્રમર મત્ત થયો."

૩. "આ કમળ છે કે ચંદ્ર તેનો અમને નિશ્ચય થતો નથી."

એમાં પેહેલામાં સ્મૃત્યલંકાર, બીજામાં ભ્રાંત્યલંકાર અને ત્રીજામાં સંદેહાલંકાર.

## ૮ અપન્હુતિ.

લક્ષણ.

અન્ય પદાર્થનો આરોપ કરવામાટે કોઈ પદાર્થના ધર્મનો નિષેધ કરવામાં આવે ત્યાં અપન્હુતિ.

ઉદાહરણ.

"આ ચંદ્ર નથી પણ આકાશગંગાનું કમળ છે."

એ ઉદાહરણમાં કમળનો આરોપ કરવામાટે ચંદ્રત્વનો નિષેધ કરવામાં આવ્યો તેથી અપન્હુતિ.

## ૯ ઉત્પ્રેક્ષાલંકાર.

### લક્ષણ.

ઉપમેયની ઉપર જાણે તે ઉપમાનજ છે કે શું એવી રીતે સંભાવના કીધી હોય ત્યાં ઉત્પ્રેક્ષાલંકાર.

### ઉદાહરણ.

" આવ્યો કુંભકર્ણ મેરૂશૃંગ જાણે. "

એ ઉદાહરણમાં કુંભકર્ણને વિષે મેરૂપર્વતનાં શિખરની સંભાવના કીધી છે તેથી ઉત્પ્રેક્ષા.

## ૧૦ રૂપકાતિશયોક્તિ.

### લક્ષણ.

જ્યાં ઉપમાનવાચક પદવડેજ ઉપમેયનો બોધ થાય અને ઉપમેયવાચક પદ ઉક્ત ન હોય ત્યાં રૂપકાતિશયોક્તિ.

### ઉદાહરણ.

" કનકલતાપર ચંદ્રમા શોભેછે. "

એ ઉદાહરણમાં સુવર્ણલતા અને ચંદ્રમા એ ઉપમાનવાચક પદોવડેજ તેના ઉપમેય જે તરૂણી અને મુખ તેમનું ગ્રહણ થાય છે.

## ૧૧. દીપકાલંકાર.

### લક્ષણ.

જ્યાં વર્ણ્ય અને અવર્ણ્યના ધર્મનું ઐક્ય વર્ણવવામાં આવે ત્યાં દીપકાલંકાર.

### ઉદાહરણ.

" મદે કરીને હાથી શોભેછે, અને પ્રતાપે મહીપતિ. "

એ ઉદાહરણમાં વર્ણ્ય જે રાજા અને અવર્ણ્ય જે હાથી તેના શોભવા રૂપ ધર્મનું ઐક્ય વર્ણવવામાં આવ્યું તેથી દીપકાલંકાર.

## ૧૨ દૃષ્ટાંતાલંકાર.

### લક્ષણ.

જ્યાં ઉપમાન અને ઉપમેય એમનો બિંબપ્રતિબિંબભાવ હોય છે ત્યાં દૃષ્ટાંતાલંકાર.

ઉદાહરણ.

" ચંદ્ર જેમ કાંતિયુક્ત છે તેમ હે રાજા તું કીર્તિયુક્ત છે. "

એ ઉદાહરણમાં ચંદ્ર એ ઉપમાન અને રાજા એ ઉપમેય એમની ઉપર રહેનાર જે કાંતિ અને કીર્ત્તિ એ ધર્મ તેમનો બિંબપ્રતિબિંબભાવ છે તેથી દૃષ્ટાંત.

## ૧૩ નિદર્શનાલંકાર.

લક્ષણ.

પરસ્પર સદૃશ એવા વાક્યાર્થનો અભેદ વર્ણવવામાં આવે ત્યાં નિદર્શના.

ઉદાહરણ.

" તરવારની ધારપર સૂવું અને રાજાની સેવા કરવી એ એકજ છે. "

એ ઉદાહરણમાં " તરવારની ધાર ઉપર સૂવું " અને " રાજાની સેવા કરવી " એ બે સદૃશ વાક્યાર્થનો અભેદ વર્ણવ્યો તેથી નિદર્શના.

## બીજી નિદર્શના.

લક્ષણ.

જ્યાં ક્રિયાવડે સત્ કિંવા અસત્ અર્થનું બોધન થાય ત્યાં સદર્થ અને અસદર્થનિદર્શના જાણવી.

ઉદાહરણ.

૧ " સૂર્ય ઉદય પામતાંજ કમળને શોભા આપેછે તેથી જણાયછે કે, પોતાના જનનું પોષણ કરવું એ લક્ષ્મીનું ફળ છે. "

૨ " ચંદ્ર ઉદય પામતાંજ તમ નાશ પામેછે તેથી એવું સૂચવેછે કે રાજદ્રોહ સારો નથી "

એમાં પેહેલા ઉદાહરણમાં સૂર્યની સત્ક્રિયાથી સદર્થનું બોધન થાયછે તેથી સદર્થનિદર્શના; અને બીજામાં તમ એટલે અંધકાર સ્વકીય રાજદ્રોહ રૂપ અસદવ્યાપારનું અસત્ફળ એવું ચંદ્રના ઉદય સમયે પોતાના ક્ષીણત્વે સૂચવ્યું તેથી અસદર્થનિદર્શના.

## ૧૪ સહોક્તિ.

લક્ષણ.

જ્યાં ચમત્કારજનક સહભાવ વર્ણવવામાં આવે ત્યાં સહોક્તિ.

ઉદાહરણ.

"હે રાજા ! તારી કીર્ત્તિ શત્રૂસમુદાયની સાથેજ દિગંતસુધી પોંહોંચી."

એ ઉદાહરણમાં શત્રૂનો સમુદાય અને કીર્ત્તિ એ બેનો ચમત્કારિક સહભાવ વર્ણવ્યો તેથી સહોક્તિ અલંકાર.

## ૧૫ શ્લેષ.

લક્ષણ.

જ્યાં શબ્દના અનેક અર્થ વિવક્ષિત હોય ત્યાં શ્લેષાલંકાર.

ઉદાહરણ.

" એમ જાણો કે હવેલીએ આંટો દઈને આ આવ્યો."

એમાં આંટો એ પદના બે અર્થ વિવક્ષિત છે, એટલે "ફેરો" અને "લોટ" તેથી શ્લેષાલંકાર.

## ૧૬ અપ્રસ્તુતપ્રશંસા.

લક્ષણ.

જ્યાં અપ્રસ્તુત વૃત્તાંતનાં વર્ણને કરીને પ્રસ્તુત વૃત્તાંતની પ્રતીતિ થાય ત્યાં અપ્રસ્તુતપ્રશંસાલંકાર.

ઉદાહરણ.

" ટુકડો રોટલીસારૂ કૂતરો ધણીને બારણે પડ્યો પાથર્યો રહેછે, પૂંછડી હલાવેછે, અને અનેક પ્રકારના ચેનચાળા કરેછે ; અને હાથીને તેનો ધણી જ્યારે મોટા મોટા લાડુ બનાવી હે બાપ ! હે ભાઈ ! એમ અનેક પ્રકારે કહેછે ત્યારે ખાયછે."

એ ઉદાહરણમાં અપ્રસ્તુત જે કૂતરો અને હાથી તેમનાં વૃત્તાંતનાં વર્ણને કરી પ્રસ્તુત જે હલકો માણસ અને સંભાવિત માણસ તેમનાં વૃત્તાંતની પ્રતીતિ થઈ તેથી એ અપ્રસ્તુતપ્રશંસા.

એને અન્યોક્તિ પણ કહેછે.

## ૧૭ વ્યાજસ્તુતિ.

લક્ષણ.

જ્યાં નિંદાવડે સ્તુતિની અથવા સ્તુતિવડે નિંદાની અભિવ્યક્તિ થાય ત્યાં વ્યાજસ્તુતિ.

ઉદાહરણ.

"હે ગંગા ! આ શો તારો અવિચાર કે પાપીને પણ મોક્ષ આપેછે."

એમાં પાપીને મોક્ષ આપવો એ અવિચાર છે એવી નિંદાએ કરી ગંગા ધર્મીની પેઠે પાપીને પણ મોક્ષ આપેછે એવી દયાળુ છે એવી સ્તુતિ અભિવ્યકત થાય છે તેથી વ્યાજસ્તુતિ.

ઉદાહરણ ૨જું.

"તમે બહુ ડાહ્યા"

એમાં ડાહ્યા એ સ્તુતિવડે "ગાંડા છો" એવી નિંદા અભિવ્યક્ત થાય છે તેથી વ્યાજસ્તુતિ.

## ૧૮ વ્યાજનિંદા.

લક્ષણ.

એકની નિંદાવડે બીજાની નિંદા થતી હોય ત્યાં વ્યાજનિંદા જાણવી.

ઉદાહરણ.

"હુંજ મુરખ કે તમે એ કામ સોંપ્યું"

એ ઉદાહરણમાં કામ કેહેનારે પોતાનીજ નિંદા કરી લીધી, પરંતુ તેથી જેને કામ કહ્યું તેનીજ નિંદા થઈ તેથી વ્યાજનિંદા.

## ૧૯ વિરોધાભાસ.

લક્ષણ.

વિરોધનો આભાસ માત્ર હોય ત્યાં વિરોધાભાસ.

ઉદાહરણ.

"દીઠું મેં મરૂ દેશમાં, નવ નદિયોમાં નીર; વસ્ત્ર સાફ શાથી કરૂં, શાથી ધોઉં શરીર."

આખી નવ નદીઓમાં નીર જોવા છતાં "લુગડાં શાથી ધોઉં" એમ પૂછવું એ વિરોધ, પણ નદિયોમાં મેં નીર "નવ દીઠું" એટલે દીઠું નહિ એ અવિરોધ તેથી વિરોધાભાસ.

## ૨૦ વિભાવના.

લક્ષણ.

કારણવિના કાર્યની ઉત્પત્તિ થાય ત્યાં વિભાવના.

ઉદાહરણ.

" લાક્ષારસ લગાડ્યાવિના ચરણ આરકતતા પામેછે "

એમાં લાક્ષારસ ( અળતો ) રૂપ કારણવિના આરકતતા રૂપ કાર્ય ઉત્પન્ન થયું તેથી વિભાવના.

## ૨૧ વિશેષોક્તિ.

લક્ષણ.

કારણ સામગ્રી પુષ્કળ છતાં કાર્યની અનુત્પત્તિ વર્ણવી હોય ત્યાં વિશેષોક્તિ.

ઉદાહરણ.

" સમુદ્રમાં રહીને કોરોનો કોરોજ " એમાં સમુદ્રમાં રહેવું એ ભીંજાવવાને પુષ્કળ કારણ છતાં કાર્ય ન થયું તેથી વિશેષોક્તિ.

## ૨૨ અસંગતિ.

લક્ષણ.

કારણ ક્યાં હોય અને તેનું કાર્ય બીજેજ ઠેકાણે એમ હોય ત્યાં અસંગતિ.

ઉદાહરણ.

" પોમલી જણે ને પોમલો સુવાવડ ખાય " એમાં જણવારૂપ કારણ તે પોમલીને વિષે અને સુવાવડ ખાવારૂપ તેનું કાર્ય તે પોમલાને વિષે એમ હોવાથી અસંગતિ.

## ૨૩ સાર.

લક્ષણ.

જ્યાં એક પછી એક ગુણાદિકનો ઉત્કર્ષ વર્ણવ્યો હોય ત્યાં સારાલંકાર.

ઉદાહરણ.

" મધ મધુર, તેથી મધુર અમૃત, તેથી મધુર કવિતા " એમાં મધ ઈત્યાદિકનાં મધુરપણાંનો ઉત્તરોત્તર ઉત્કર્ષ વર્ણવ્યો તેથી સારાલંકાર.

## ૨૪ યથાસંખ્ય.

લક્ષણ.

જ્યાં ક્રમેકથિત પદાર્થોનું તેજ ક્રમે કરીને અન્વયકથન કરવામાં આવે ત્યાં યથાસંખ્ય.

ઉદાહરણ.

"હે નરપતિ ! તું શત્રૂ, મિત્ર અને વિપત્તિનું ગંજન, રંજન અને ભંજન કર"

એમાં શત્રૂનું ગંજન, મિત્રનું રંજન અને વિપત્તિનું ભંજન એવે ક્રમે અન્વય વિવક્ષિત છે તેથી યથાસંખ્યાલંકાર.

## ૨૫ પરિવૃત્તિ.

લક્ષણં.

જ્યાં ન્યૂન અને અધિકની અદલાબદલી હોય ત્યાં પરિવૃતિ.

ઉદાહરણ.

"કટાક્ષપૂર્વક એક બાણ છોડી શત્રૂની લક્ષ્મી હરી લીધી."

એમાં ન્યૂન અને અધિકની અદલાબદલી હોવાથી પરિવૃત્તિ.

## ૨૬ કાવ્યાર્થાપત્તિ.

લક્ષણ.

જ્યાં કૈમુત્યન્યાયે કરીને અર્થની સિદ્ધિ થાય છે ત્યાં કાવ્યાર્થાપત્તિ.

ઉદાહરણ.

"સાધુનો આર્જવ રાજા પણ કરેછે તો રંક કરે તેમાં તે શી નવાઈ ?"

એમાં કાવ્યાર્થાપત્તિ અલંકાર છે. કારણ આર્જવ કરવારૂપ અર્થની સિદ્ધિ એમાં છે.

## ૨૭ કાવ્યલિંગ.

લક્ષણ.

સમર્થનીય અર્થનું સમર્થન કરવામાં આવે ત્યાં કાવ્યલિંગ.

ઉદાહરણ.

હે મૂર્ખ મદન ! મેં તને જીત્યોછે, કારણકે મારા ચિત્તમાં ત્રિલોચન વસેછે."

એમાં "મદનને જીત્યોછે" એ અર્થના સમર્થનાર્થ "મારા ચિત્તમાં શિવ છે" એ અર્થ કહ્યો તેથી કાવ્યલિંગ.

## ૨૮ મિથ્યાધ્યવસિતિ.

લક્ષણ

કાંઈએક દુર્ઘટ કાર્યની સિદ્ધિનેમાટે કાંઈક મિથ્યાભૂત અર્થની કલ્પના કરવામાં આવે ત્યાં મિથ્યાધ્યવસિતિ.

ઉદાહરણ

" વેશ્યાને વશ કરવી એ આકાશકુસુમની માળા ધારણ કરવા જેવું છે "

એમાં વેશ્યાને વશ કરવારૂપ દુર્ઘટ કાર્યની સિદ્ધિનેમાટે આકાશકુસુમની માળા ધારણ કરવારૂપ મિથ્યા અર્થની કલ્પના કરવામાં આવી તેથી મિથ્યાધ્યવસિતિ.

## ૨૯ લલિત.

લક્ષણ.

જ્યાં પ્રકૃત અર્થનું વર્ણન ન કરતાં તેના પ્રતિબિંબરૂપ જે અપ્રકૃત અર્થ તેનું વર્ણન કરવામાં આવે ત્યાં લલિત.

ઉદાહરણ.

" પાણી નીકળી ગયા પછી એ પાળ બાંધવા ઈચ્છે છે. "

એ ઉદાહરણમાં યોગ્ય સમયે ઉદ્યોગ ન કરતાં તે પછી કરવું એ પ્રકૃત અર્થ તેનું વર્ણન ન કરતાં તેના પ્રતિબિંબરૂપ જે " પાણી નીકળી ગયા પછી પાળ બાંધવી " એ અર્થ તેનુંજ વર્ણન કીધું તેથી લલિત.

## ૩૦ પ્રહર્ષણ.

લક્ષણ.

જ્યાં વાંછિત અર્થની યત્નવિના સિદ્ધિ વર્ણવી હોય ત્યાં પ્રહર્ષણ.

ઉદાહરણ.

" જવા તપોવનમાં ભૂપતિ, આતુર હતો મનમાં અતિ ;
તેમાં તેડૂં નૃપને આવિયૂં, ભલું તે ભૂપતિને ભાવિયૂં. "

એમાં દુષ્યંત રાજાને વાંછિત અર્થની વિનાયત્ને સિદ્ધિ થઈ તેથી પ્રહર્ષણ—

## ૩૧ વિષાદ.

લક્ષણ.

ઈચ્છેલા અર્થથી વિરૂદ્ધ અર્થની પ્રાપ્તી વર્ણવી હોય ત્યાં વિષાદ.

ઉદાહરણ.

" પુત્રની ઈચ્છા કરતામાં પતિ મરણ પામ્યો. "

એમાં પુત્રરૂપ અર્થ ઈષ્ટ છતાં તેથી વિરૂદ્ધ પતિમરણરૂપ અર્થ તેની પ્રાપ્તી વર્ણવી તેથી વિષાદ.

### ૩૨ અનુગુણ.

લક્ષણ.

પૂર્વેજ હોનારો જે ગુણ તેનો બીજાના યોગે ઉત્કર્ષ વર્ણવ્યો હોય ત્યાં અનુગુણ.

ઉદાહરણ.

" મૂળમાંજ વાનર, તેમાં મદ્ય પીધો, તેમાં વીંછુ ડસ્યો,
તેમાં તેને ભૂતબાધા થઈ તો પછી તે જે ચેષ્ટા
કરે તેનું શું વર્ણન કરિયે ! ! "

એમાં સ્વભાવસિદ્ધ જે વાનરની ચેષ્ટા તેનો મદ્યાદિકનાં સાન્નિધ્યે કરીને ઉત્કર્ષ વર્ણવ્યો તેથી અનુગુણ.

### ૩૩ પ્રતિષેધ.

લક્ષણ.

જ્યાં પ્રસિદ્ધ નિષેધનોજ અનુવાદ કીધો હોય ત્યાં પ્રતિષેધ.

ઉદાહરણ.

" એ તો યુદ્ધ છે, એ પેલી સભામાં બડબડ કીધી હતી તે નથી. "

એમાં જે સભામાંની બડબડ વાસ્તવિક નોહોતી તેનેજ એ બડબડ નથી એમ કહી નિષેધ કર્યો છે તેથી પ્રતિષેધ.

### ૩૪ વિધિ.

લક્ષણ.

જ્યાં સિદ્ધનુંજ વિધાન કર્યું હોય ત્યાં વિધિ.

ઉદાહરણ.

" કોયલ તે કોયલ ને કાગ તે કાગ. "

એમાં કોયલ ને કાગ સિદ્ધજ છતાં તેમનું વિધાન કર્યું તેથી વિધ્યલંકાર.

### ૩૫ સ્વભાવોક્તિ.

લક્ષણ.

જાત્યાદિકને વિષે રેહેનારો સ્વભાવ વર્ણવ્યો હોય ત્યાં સ્વભાવોક્તિ.

ઉદાહરણ.

" ચંચળ નેત્રવડે ઉભા કાન કરી હરણાં જુએછે."

એમાં હરણનો સ્વભાવ વર્ણવ્યો તેથી સ્વભાવોક્તિ.

## સંગીતશાસ્ત્ર.

ગીત, નૃત્ય અને વાદ્ય એ ત્રણની સંગીત એવી સંજ્ઞા છે. તે સંબંધી જે વિદ્યા તેને સંગીતશાસ્ત્ર એમ કહેછે. એમાંની પેહેલી જે ગાયનકળા તેની ઉત્પત્તિ વેદમાંથી થઈછે. "गायनः पंचमो वेदः" એમ કેહેવાયછે. એ ઉપરથી એ શાસ્ત્રની ઉત્પત્તિ અતિ પ્રાચીન કાળથી છે, એવું અનુમાન થાયછે. વેદની સ્વરરચના ઉપરથી જણાયછે કે કર્મનિષ્ઠ બ્રાહ્મણને પણ એની અતિઘણી આવશ્યકતા જેમ પ્રાચીનકાળમાં હતી તેમજ હાલના વખતમાં છે. ગાયનકલા જેવી મનુષ્યનાં મનને રંજન કરનાર તથા મોહ ઉપજાવનાર બીજી કોઈ કળા જોવામાં આવતી નથી. પ્રાચીન રૂષિમુનિ વેદગાન કરતા હતા. દેવલોકમાં એ શાસ્ત્રના રચનાર ભરતમુનિ નાટ્યપ્રયોગના આચાર્યરૂપે ઈંદ્રસહિત દેવોને આનંદ પમાડતા હતા, એવું મહાકવિ કાલિદાસે રચેલાં વિક્રમોર્વશી નામના ત્રોટક ઉપરથી જણાયછે. શિવજીનો તાંડવનૃત્ય એ પુરાણપ્રસિદ્ધ છે. શ્રીકૃષ્ણ વૃંદાવનમાં બંસીબટના તટઉપર મુરલીના મનોહર નાદથી ગોપીજનોના ચિત્ત આકર્ષણ કરતો એવું શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમાં જણાવેલું છે. એવી અદ્‌ભૂત શક્તિ એ સંગીતકલામાં છે. વૈરાટ નગરમાં અર્જુન વિરાટરાજાની ઉત્તરા કુમારીને નાટ્યવિદ્યા શીખવવા રહ્યો હતો. એ ઉપરથી જણાયછે કે રાજારાણા તેમજ શ્રીમંત અને કુલીન ગૃહસ્થો નાટ્યશાળા સ્થાપી તેમાં પોતાનાં કન્યાપુત્રાદિકને એ કળાનો અભ્યાસ કરાવતા હતા. આધુનિક કાળમાં એવી અનુપમ કળા જાણવી એ હલકાનું કામ છે એવી કેટલાએકોની સમજ જોઈ ઔદાસિન્ય ઉપજેછે. સુસ્વર અને નિયમિત એવા ગાયનથી મનુષ્યની ઉદાસવૃત્તિ ટળેછે તથા ચિંતા ફિકર દૂર થાયછે. તેમજ તેને શાંતિ અને સમાધાનના સુખનો અનુભવ થાય છે. માત્ર મનુષ્ય ઉપરજ એની એવી અસર થાય છે એટલુંજ નહિ; પરંતુ સર્પ જેવાં ક્રૂર અને મૃગ જેવાં ચપળ પ્રાણી પણ તેપર મોહિત થઈ પરવશ થાયછે અને પ્રાણ તજે છે. એવી અનુપમ કલાનો પ્રસાર થાય તો તેથી મનુષ્યના આનંદનાં બીજાં સાધનો ભેગું એક અતિ

અમુલ્ય સાધન વંધ્યું એમ ગણાય. સાહિત્ય અને સંગીતકલા જે જાણતા નથી તેમને ભર્તૃહરિ જેવો વિદ્વાન્ રસિક કવિ પુચ્છ અને શિંગડાં વિનાનાં પશુ બરાબર ગણેછે તે યોગ્ય છે. રાગથી જેનું હૃદય ભેદાતું નથી એવો મનુષ્ય કયું અઘોર કર્મ કરવા ડર પામશે તે આપણાથી કહી શકાય નહી, એવો એક બીજા પ્રસિદ્ધ કવિનો વિચાર છે.

ગાયનવિદ્યા સર્વ દેશમાં છે. પરંતુ આપણા આર્યસ્થાનની સાથે સ્પર્ધા કરી શકે એવી સૂક્ષ્મ ભેદ અને ઉત્તમ નિયમવાળી બીજા કોઈપણ દેશની નથી એવું કેટલાએક મહાન્ વિદ્વાનોનું મત છે.

પ્રથમ સામવેદ થકી સ્વર ઉત્પન્ન થયા. તેમાંથી ત્રણ ગ્રામ અને તેથકી અનેક જાતિ ઉત્પન્ન થઈ. એ જાતિભેદે કરીને ભૈરવાદિ રાગ થયા. સપ્ત સ્વર, ત્રણ ગ્રામ, એકવીસ મૂર્છના અને બાવીસ શ્રૂતિ તેના ભેદથી રાગરાગણી અનેક થાયછે. જે પ્રમાણે સ્વરોની રચના કરીને રાગ બનાવ્યા છે તેજ પ્રમાણે જૂદે જૂદે પ્રકારે માત્રાની રચના કરી તાલ બાંધેલા છે. સ્વર સાત છે. સ, રિ, ગ, મ, પ, ધ, નિ એમને અનુક્રમે ષડ્જ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ એવાં નામો છે. ષડ્જ સ્વર એ કલ્પિત છે. ષડ્જ અને મધ્યમ એ બે ગ્રામ પ્રસિદ્ધ છે. પરંતુ સ, રિ, ગ, મ, પ, ધ, નિ, સ એવા સમુદાયમાંના ત્રણ ગ્રામ, ષડ્જ બે ને મધ્યમ એક મળી ત્રણ ગ્રામ કાલ્પનિક ભેદે કરીને છે. તેથી સ્વર લગાડવાની પદ્ધતિ સ, રિ, ગ, મ, પ, ધ, નિ, સ એવી લોકમાં છે. એ ઉપરથી " સપ્તસૂર તીન ગ્રામ " એવાં પદો ધ્રુપદાદિમાં વર્ણન કરેછે. ક્રમે કરીને સાત સ્વર ચઢાવવા અને ઉતારવા તેની મૂર્છના એવી સંજ્ઞા છે. પ્રત્યેક સ્વરને ત્રણ ત્રણ મૂર્છના મળી સાત તેરી એકવીસ મૂર્છના સમજવામાંટે સ્વરોના અંશ કરી અંશ ભાગોએ રાગ રાગણી સિદ્ધ થાયછે.

ગાયનમાં કિંવા વાદ્યમાં જે આપણે કાને ધ્વનિ પડેછે તેને સ્વર કહેછે તે સ્વર એકએકથી સરખે અંતરે ચઢતા જાયછે એમ નથી. ષડ્જના આરંભથકી નિષાદના અંતપર્યંત એક રેષા કલ્પીને તેના બાવીસ વિભાગ કરીને તે પ્રત્યેક વિભાગને શ્રૂતિ એવી સંજ્ઞા આપેલી છે, અને પરસ્પર સ્વરમાં જે અંતર પડેછે તે આ શ્રૂતિ ઉપરથી દેખાડ્યું હોય છે. તે એવી રીતે કે, ષડ્જથકી ઋષભ સુધી ૪ શ્રૂતિ છે; ઋષભથકી ગાંધારસુધી ૩

શ્રૂતિ; ગાંધારથી મધ્યમ સુધી ૨ શ્રૂતિ, મધ્યમથી પંચમસુધી ૪ શ્રૂતિ, પંચમથી ધૈવતસુધી ૪ શ્રૂતિ, ધૈવતથી નિષાદસુધી ૩ શ્રૂતિ, અને નિષાદ-થકી આગળના ષડ્‌જ સુધી બે શ્રૂતિ છે.

ઋષભ, ગાંધાર, ધૈવત અને નિષાદ એમની તીવ્રસ્વર એવી સંજ્ઞા છે. મધ્યમને કોમળ મધ્યમ કહેછે. બાકી રહેલા સ્વર જે ષડ્‌જ અને પંચમ એમને અચલ કેહેવા. એ વગર ત્રણ અને ચાર શ્રૂતિના અંતરના જે સ્વર છે તેમના મધ્યમથકી વળી પાંચ સ્વર નીકળેછે. તે એવી રીતે કે ષડ્‌જ અને ઋષભ એમની વચે સ્વર નીકળેછે તેને કોમળ ઋષભ કહેછે. ઋષભ અને ગાંધાર એમની વચે જે સ્વર નીકળેછે તેને કોમળ ગાંધાર; મધ્યમ અને પંચમ એમની વચ્ચે જે નીકળેછે તે તીવ્ર મધ્યમ; પંચમ અને ધૈવત એમની વચે જે નીકળેછે તે કોમળ ધૈવત અને ધૈવત અને નિષાદ એમની વચે જે નીકળેછે તેને કોમળનિષાદ એમ કહેછે.

સ્વરના ધ્વનિ જે પ્રમાણે ચઢતા જાયછે તેમ તે પગથીએ પગથીએ ઉતરતા પણ જાયછે. સ્વરને ચઢાવતા જવું તેને **આરોહ** કહે છે અને તેનું જે ઉતરવું તેને **અવરોહ** કહેછે.

શ્રોતા જનના અંતઃ કરણમાં શૃંગાર, વીર, કરૂણાદિકે કરીને રસ ઉત્પન્ન કરનારી જે સ્વરની રચના તેને રાગ કહેછે.

મુખ્ય રાગ ૬ છે. ૧ શ્રી ૨ વસંત ૩ ભૈરવ ૪ પંચમ ૫ મેઘ અને ૬ બૃહન્નાટ. કોઈકોઈ છ રાગમાં ૧ ભૈરવ ૨ માલવ ૩ શ્રી ૪ હિંડોલ ૫ દીપક અને ૬ મેઘ એમ પણ કહેછે. એ છ રાગનાં નામ ઋતુ પ્રમાણે રાખેલાં છે. એ પ્રત્યેક રાગથકી પાંચ પાંચ રાગણીઓ થઈ. તેમને ભાર્યા એવું નામ આપવામાં આવ્યું છે; અને તેમનાથકી પછી રાગોની સંતતિ વધીને અનેક રાગરાગણીઓ અને દેશીઓ ઉત્પન્ન થઈ.

૧ લો ભૈરવ રાગ—એની ૧ ભૈરવી ૨ બંગાલી ૩ બેરારી ૪ મધુમાધવી અને ૫ સિંધુવી એ પાંચ છે. ૨ જો માલકોશ– એની ૧ ટોડી ૨ ગોડી ૩ ગુનકલી ૪ ખંબાવતી અને ૫ કોકવ એ પાંચ છે. ૩ જો હિંડોલ–એની ૧ રામકલી ૨ પટમંજરી ૩ દેવદાખ ૪ લલિત અને ૫ બિલાવલ. ૪ થો દીપક—એની ૧ નટ ૨ કાનડા ૩ કેદાર ૪ કંબોધ અને ૫ દીપક એ પાંચ છે. ૫ મો શ્રી રાગ—એની ૧ ધનાસરી ૨ અસાવરી ૩ મારૂ ૪ વસંત અને ૫ માલસિરી-૬ ઠો મેઘરાગ—એની ૧ ભોપાલી ૨ ગુજરી ૩ દેશી

૪ કહાર અને ૫ મલ્હાર એ પાંચ છે. એ પ્રમાણે ૭ રાગ અને તેમાંના પ્રત્યેકની પાંચપાંચ રાગણી મળી એકંદર છત્રીસ થાયછે. એ વગર દેશભેદના કારણથી બીજા અનેક રાગ હોય છે.

ભૈરવ રાગ શરદ ઋતુમાં મળસકાના વખતનો છે. માલકોશ એ શિશિર ઋતુમાં રાતના છેલ્લા પોહોરની વખતે ગાવાનો. હિંડોલ એ વસંત ઋતુમાં સહવારની વખત ગાવાનો. દીપક એ ગ્રીષ્મ ઋતુમાં બરાબર બપોરની વખતે ગાવાનો. શ્રીરાગ હેમંત ઋતુમાં પાછલા પોહોરના ગાવાનો. મેઘરાગ વર્ષાઋતુમાં રાતનો છેલ્લો પોહોર એટલે પરોઢીયાંની અગાઉ ગાવાનો.

૭ રાગની જેમ પાંચપાંચ મળી ૩૦ રાગણીઓ ઠરાવેલી છે તેમ વળી તે પ્રત્યેક રાગના આઠ પુત્રો કલ્પેલા તે ૪૮ થાયછે. તથા તે દરેક પુત્રની એક એક ભાર્યા કલ્પીછે તે ૪૮ થાયછે એટલે સર્વ રાગ, રાગણી પુત્ર તથા તેમની ભાર્યા મળી ૧૩૨ થાયછે. તે દરેકની સા, રિ, ગ, મ એક પ્રાચીન ગ્રંથમાં જુદી જુદી લખવામાં આવીછે.

ગાયનશાસ્ત્રમાં રાગના ૧૪ દોષ જેવા કે કંપિત, ખીતાં ખીતાં અને અવ્યકતાદિ કહેલા છે તેજપ્રમાણે સુસ્વર અને સુરઆદિ તેના ગુણ પણ કહેલાછે. અકબર બાદશાહના વખતમાં થઈ ગયલા પ્રસિદ્ધ તાનસેન નામના ગવૈયાએ સંગીતસાર નામનો ગ્રંથ રચ્યોછે, તેમાં ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એવા ગાયનના ત્રણ પ્રકાર કહ્યાછે. તેમાં સહુ વિધિએ જે પૂર્ણ તે ઉત્તમ ગાયન, કાંઈક હીન તે મધ્યમ અને સર્વથી હીન તે કનિષ્ઠ એમ કહેલું છે.

કેટલાએક રાગના આરોહને જે સ્વર લાગતા હોયછે તેજ તેમના અવરોહને પણ લાગેછે; અને કેટલાએક રાગના આરોહના સ્વરથકી ભિન્ન સ્વર તેમના અવરોહને લાગેછે.

રાગ બે પ્રકારના છે. ૧ સંકીર્ણ અને ૨ સંપૂર્ણ. જે રાગના આરોહ અને અવરોહમાં સર્વ સ્વર આવતા નથી તેને સંકીર્ણ કહેછે; અને જેના આરોહાવરોહમાં સાતે સ્વર આવેછે તેને સંપૂર્ણ એમ કહેછે.

રાગ એ ઈશ્વરી બક્ષીસ છે. અભ્યાસસાધ્ય છતે કંઠવિના તે વ્યર્થ છે. વડોદરા આદિ રાજદરબારોમાં હાલના સમયમાં પણ કેટલાએક ઉત્તમ

ગવૈયાઓને રાજ્ય તરફથી આશ્રય આપી રાખવામાં આવેછે. તેમજ કેટલાંએક વૈષ્ણવ મંદિરમાં ગવૈઓને રાખેછે, તેથી આ વિદ્યાને કાંઈક ઉત્તેજન છે એવું જણાયછે. તેવે સ્થળે તેમજ સભ્યમંડળીમાં જેઓ ગાઈ જાણનારા અથવા ગાયનકળાના મર્મ સમજનારા હોય છે તેમની ગુણીજનમાં ગણના થાયછે. કન્યાશાળાઓમાં આધુનિક કાળમાં જેમ કવિતા શીખવવામાં આવેછે તેમ આગળના વખતમાં તેની સાથે ગાયનવિદ્યા પણ શીખવવામાં આવતી. ગાયનકળાથીજ પોતાનું ગુજરાન ચલાવનાર શિવાય આ સમયમાં એવા કેટલાએક પ્રતિષ્ઠિત ગૃહસ્થો છે કે જેઓ માત્ર શોખની ખાતર એ વિદ્યાનો અભ્યાસ કરેછે. તેવો કોઇ પ્રતિષ્ઠિત ગ્રહસ્થ કે કુળવતી સ્ત્રી જે ગાયનવિદ્યામાં કુશળ હોય તેવાંની મારફતે આપણી કન્યાશાળાઓમાં એ અભ્યાસ ચલાવવામાં આવેથી એવી કલાને અવશ્ય ઉત્તેજન મળે એમાં કાંઈ શક નથી.

કેટલાએક પુરૂષો સંગીતના નિયમ જાણ્યાવિના અમથાજ આરડેછે, તેથી સંગીતકલાભિજ્ઞ પુરૂષોનાં અંતઃકરણને ખેદ પ્રાપ્ત થાય છે. શાસ્ત્રોક્ત નિયમ પૂર્વક મધુર કંઠનાં ગાયનની બલિહારી છે.

જેમ ગાયનથી તેમજ વાદ્યથી પણ જે મનુષ્ય તથા બીજાં પ્રાણી ઉપર અસર થાય છે તે અસાધારણ હોય છે. વાજીત્ર કેટલાંએક હાથથી વગાડવાનાં હોય છે, કેટલાંએક આંગળીથી અને કેટલાંએક મુખથી વગાડવાનાં હોય છે. તેમાંનાં કેટલાંએકનાં નામ નીચે પ્રમાણે :—

| | | |
|---|---|---|
| ૧ શ્રી મંડળ | ૨ સારંગી | ૩ સતાર |
| ૪ જલતરંગ | ૫ રબાબ | ૬ તાઉસ |
| ૭ સરવત | ૮ બંજ | ૯ ટબલો |
| ૧૦ ખંજરી | ૧૧ ડફ | ૧૨ સુંદરી |
| ૧૩ રૂદ્રબીન | ૧૪ તંબુરો | ૧૫ ઢોલક |
| ૧૬ મૃદંગ (પખવાજ) | ૧૭ મુરલી | ૧૮ બંસી |
| ૧૯ શરણાઈ | ૨૦ મોરચંગ | ૨૧ શંખ |
| ૨૨ તુરી | ૨૩ ભૂંગળ | ૨૪ રણસિંગું |
| ૨૫ પાવો | | |

## ચાર વેદના મહાવાકય.

### કવિત.

" પ્રજ્ઞાનમાનંદ બ્રહ્મ ઐસે રૂગવેદ કહે,
અહંબ્રહ્મઅસ્મિ ઈતિ યજુર્વેદ યોં કહે ;
તત્વમસિ ઈતિ સામવેદ યોં બખાનતહે,
અયંઆત્માબ્રહ્મ કહિ અથર્વણ યોં લહે ;
એકએક બચનમેં તીન પદ હૈં પ્રસિદ્ધ,
તિનકો બિચાર કરિ અર્થતત્વકોં ગહે ;
ચાર બેદ ભિન્ન ભિન્ન સબકો સિદ્ધાંત એક,
સુંદર સમુઝિ કરિ ચૂપચાપ હો રહે. " ૧

## ખટ દર્શનના વિષય.

### કવિત.

" ન્યાયશાસ્ત્ર કહતહૈં પ્રગટ ઈશ્વરવાદ,
મીમાંસાઈ શાસ્ત્રમાંહી કર્મવાદ કહ્યોહૈ ;
વૈશેષિક શાસ્ત્ર પુની કાલવાદી હૈં પ્રસિદ્ધ,
પાતંજલ શાસ્ત્રમાંહિ જોગવાદ લહયો હૈં ;
સાંખ્યશાસ્ત્રમાંહી પુનિ પ્રકૃતિ પુરૂષ વાદ,
વેદાંત સુશાસ્ત્ર તિન બ્રહ્મવાદ ગહયો હૈ ;
સુંદર કહત ખટશાસ્ત્રમાંહી ભયો વાદ,
જાકો અનુભવજ્ઞાન વાદમેં ન વહયો હૈ. " ૨

## મનહરપદમાંથી.

### ગરબો.

" ગરબો ગાઈયે તે નીરગુણ નામનોરે લોલ,
જે કોઈ શામ છે અકામ ને સકામનોરે લોલ. ૧
આપે ચૈતનઘન વ્યાપક અપારછેરે લોલ,
ચૌદ લોકનો આધાર નિરાધાર છેરે લોલ. ૨
જેની શક્તિઓ અનંત ને અનૂપ છેરે લોલ,
એક ઈચ્છાશક્તિ તે ત્રિગુણરૂપ છેરે લોલ. ૩

તેથી શીવ, વિષ્ણુ, વિરંચી પેદા થયારે લોલ,
રચી વિશ્વ સકલમાંહે તે વ્યાપી રહયારે લોલ. ૪
ગુણ, કામ, ભેદથકી નામ ત્રંણ છેરે લોલ,
એક ચૌદ લોક વ્યાપક ચૈતન્ય છેરે લોલ. ૫

તેણે ઈચ્છાએ અનંત સૃષ્ટિ આદરીરે લોલ,
બહુ નાટક રમવાને રચના કરીરે લોલ. ૬
દેવ, દનુજ, મનુજ, પશૂ આદિ પૂતળાંરે લોલ,
પુણ્ય પાપતણાં સૂત્રવિષે સૂતાળ્યાંરે લોલ. ૭

પામી દેહ અભિમાનવડે ફૂલિયાંરે લોલ,
સૂત્રધાર નાથ હૃદયથકી ભૂલિયાંરે લોલ. ૮
કામ, ક્રોધ, લોભ, મોહ જાળમાં પડ્યાંરે લોલ,

સહુ નાટક રમવાને ચાળે ચડ્યાંરે લોલ. ૯
કોઈક અષ્ટ પોહોર ઘરતણાં કામમાંરે લોલ,
કેક રાતદિવસ એશ ને આરામમાંરે લોલ. ૧૦
કેક ધરે બહુ વેશ મનભાવતારે લોલ,
હીંડે મૂરખોને બહુ બીવરાવતારે લોલ. ૧૧
ધરે ધ્યાન થઈ સિદ્ધ રચે ફંદનેરે લોલ,
જુઠા ઈશ બને જોઈ મતીમંદનેરે લોલ. ૧૨

કરે નિત્ય નવા વેશ પંથ જૂજવારે લોલ,
બહુ મંદિરો બનાવે જડ પૂજવારે લોલ. ૧૩
વરણભેદ તજી ભ્રષ્ટ કરે સૃષ્ટિનેરે લોલ,
દેવ ભૂલવી વધારે વિષય દૃષ્ટિનેરે લોલ. ૧૪

પીતળ પાનાં ચોડીને રચના કરેરે લોલ,
ધામધૂમ કરી પંથીને રાજી કરેરે લોલ. ૧૫
કેક રચના જોવાને ફરતા ફરેરે લોલ,
તેને ઈશ માની શીશ નામી કરગરેરે. ૧

કેક ચોર, જાર, શૂર, શાહુકાર છેરે લોલ,
વેશ નાટકના અનંત અપાર છેરે લોલ.

ભૂલી નાથને પાષાણ હીંડે પૂજતારે લોલ,
શ્રૃતિ સ્મૃતિતણી વાત વણબૂઝતારે લોલ. ૧૮
બાંધી પાપતણી પોટ ગતી નીચમાંરે લોલ,
થાય કીટને પતંગ વિષ્ટા કીચમાંરે લોલ. ૧૯
કઇંક કરી શુભ કર્મ દેવલોકમાંરે લોલ,
જઇ ભોગવે અનંત સુખ અશોકમાંરે લોલ. ૨૦
કંઇક જાણેછે શાસ્ત્રમરજાદનેરે લોલ,
સાચા નાથને ભજેછે મુકી વાદનેરે લોલ. ૨૧
એક વ્યાપક ચૈતન્ય સાર વેદનુંરે લોલ,
જાણી ધ્યાન ધરે ચૈતન્ય અભેદનુંરે લોલ. ૨૨
નીજ રૂપ લહી ઈશ સ્રિષ્ટમાં ફરેરે લોલ,
જીવનમુક્ત મનોહર ભય નવ ધરેરે લોલ." ૨૩



# શુદ્ધિપત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૨ | અગદી | કેવળ |
| ,, | ૭ | અંગો | અંગ |
| ,, | ૧૦ | કયાંએ | કહીં |
| ,, | ૧૬ | ઉપર | ઉપરનું |
| ,, | ૨૨ | લેઈ | લઈ |
| ,, | ૨૭ | રહી | રહીછે |
| ,, | ૨૯ | ટુકામાં | ટુંકામાં |
| ૫ | ૫ | કેટલે | કેટલેક |
| ,, | ૧૧ | શ્રેષ્ટત્વ | શ્રેષ્ઠત્વ |
| ,, | ૧૨ | છે | હતી |
| ,, | ૧૫ | એનાં | એઓનાં |
| ,, | ,, | પણ | ( નજોઈયે ) |
| ,, | ,, | ભાખ્યો | ભાખ્યોપણ |
| ,, | ૧૪ | છતાં | છે અને |
| ,, | ૧૭ | તેણે | તેમણે |
| ,, | ૧૮ | એટલામાટે | તેપ્રમાણે |
| ૬ | ૭ | કર્મોપનિષદો | કર્મોપનિષદો, |
| ,, | ૯ | દશમાં | દશમા |
| ૭ | ૧૧ | અગદી | કેવળ |
| ,, | ૧૪ | અતિષય | અતિશય |
| ,, | ૨૫ | શબ્દ | અર્થ |
| ,, | ૩૦ | બીજો | બીજીવાર |
| ૮ | ૧ | તેમાં | તેમાં એ |
| , | ૪ | આહીં | અહીં |
|  | ૧૪ | સંષય | સંશય |
|  | ૨૬ | સ્રી | સ્રો |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ,, | ૨૮ | મરમેશ્વરને | પરમેશ્વરને |
| ૯ | ૩ | થંડા | ઠંડાં |
| ,, | ૫ | મોહ | મોહપામતો |
| ,, | ૧૦ | નિર્વિકાર | નિર્વિકારી કહેવાય |
| ૯ | ૨૧ | કહેછે | કહેવાય છે |
| ,, | ,, | માટે | માટે એને |
| ,, | ૨૨ | ,, | ,, ,, |
| ,, | ૨૯ | અવ્યય | અવ્યય અને |
| ૧૦ | ૧૪ | છે | છે 1 કે |
| ,, | ,, | તે | તે પાછળ |
| ,, | ૧૬ | આ પ્રકાશવું | પ્રકાશવું |
| ,, | ૨૪ | આપવા | આપતા |
| ,, | ૨૬ | બાર | બારણું |
| ૧૧ | ૨ | છે | થાયછે |
| ,, | ૩ | નિરનિરાળા | જુદા જુદા |
| ,, | ૧૦ | છે તેમાં | એમાં |
| ,, | ,, | કરેલો | કરેલા |
| ,, | ,, | અર્થ | અર્થ :— |
| ,, | ૧૫ | તેમાંથી | તેમાં |
| ૧૨ | ૬ | તેનાં | તેનાં પણ |
| ,, | ૧૧ | નામના | નામની |
| ૧૩ | ૧ | કયા | કયા |
| ,, | ૩ | રાખ્યા | રાખ્યું |
| ,, | ૪ | કયા | કયા |
| ,, | ૧૦ | એ આદિત્ય | આદિત્ય |
| ,, | ૩૦ | એજ | એકજ |
| ૧૪ | ૨૨ | પોતાની | પોતાના |
| ,, | ,, | ( આદિત્ય ) | આદિત્ય |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ,, | ૨૫ | વૈભવથી | વૈભવ તથી |
| ૧૫ | ૧૫ | યજ્ઞની | યજ્ઞનાં |
| ,, | ૧૮ | એ | એમ |
| ૧૯ | ૩ | વ્યાસનો | વ્યાસના |
| ,, | ૪ | ઋષિ | ઋષિએ |
| ,, | ૧૪ | સૂર્ય | સૂર્યે |
| ,, | ૨૪ | કાંડિકેયાના | કાંડિકેયના |
| ૨૩ | ૧૭ | અર્ય બોધ | અર્થબોધ |
| ૨૮ | ૧૫ | સિંધ્ય | સિદ્ધ |
| ,, | ૨૦ | સામર્થથી | સામર્થ્યથી |
| ૨૯ | ૧૬ | એવો | એવું |
| ૩૦ | ૭ | સાબર | શબર |
| ૩૦ | ૧૦ | યુદ્રિત | મુદ્રિત |
| ૩૮ | ૧૩ | પૂર્વવત્ અને | પૂર્વવત્,શેષવત્ અને |
| ૪૩ | ૨૦ | સ્હસ્વ | હ્રસ્વ |
| ૪૪ | ૧ | મેદની | ભેદની |
| ૪૫ | ૨૧ | સાંલળેલી | સાંભળેલી |
| ,, | ૨૨ | સાંભળીં | સાંભરી |
| ,, | ૨૪ | તસ્થાપક | તિસ્થાપક |
| ૪૬ | ૧૬ | પ્રધ્યંશાભાવ | પ્રધ્વંસાભાવ |
| ,, | ૨૫ | આર્ષવાક્ય | આપ્તવાક્ય |
| ૫૩ | ૨ | ચિત્તવાગાને | ચિત્તવાળાને |
| ,, | ૨૯ | પ્રમાણું | પરમાણુ |
| ૮૦ | ૬ | શરીમાં | શરીરમાં |
| ૮૮ | ૨૧ | કહેલી | કરેલી |
| ૧૨૩ | ૨૨ | ગણીતરી | ગણતરી |
| ૧૩૦ | ૫ | " इमं मेव्वरुण " | " इमम्मेवरुण " |
| ,, | ૭ | " अनोनियुद्धिः " | " आनोनियुद्धिः " |

